ગુજરાતી પંચની સને ૧૯૩૨ ની ભેટ.

# ઉર્મિલાદેવી


લેખક:

હિંમતલાલ ચુ. શાહ

બાદરપુર.





પ્રકાશક:

સોમાલાલ મંગળદાસ શાહ

અધિપતિ અને માલેક,

ગુજરાતી પ્રેસ—અમદાવાદ


કિંમત રૂ. ૧-૮-૦.

ગુજરાતી પંચની ૧૯૩૧ ની સાલની ભેટ

# ઊર્મિલાદેવી


લેખક:

હિંમતલાલ ચુનીલાલ શાહ

ભાદરવા. વાયા-વાસદ.



પ્રકાશક:

સોમાલાલ મંગળદાસ શાહ

અધિપતિ અને માલેક,

ગુજરાતી પંચ—અમદાવાદ.

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

ઠે. પાંચકુવા, ચાર રસ્તા.





સં. ૧૯૮૭. પ્રત ૪૦૦૦. સન ૧૯૩૧.

કિંમત રૂ. ૧-૮-૦.

## અનુક્રમણિકા.

# કથની

'બકુલાભાભી' પછી આ પુસ્તક ગૂજરાતને ચરણે ધરૂં છું. આ પુસ્તક 'બકુલાભાભી' ના અનુસંધાનમાં છે એટલે 'બકુલાભાભી' ઉપર જુદી જુદી રીતે માયા વરસાવી, મને પ્રોત્સાહન આપનાર સૌનો આભાર માનું તો તે અસ્થાને નહીં ગણાય. જેવી રીતે 'બકુલાભાભી' ને સન્માની છે તેવી રીતે ગૂજરાત 'ઉર્મિલાદેવી' ને સન્માનશે એવી આશા રાખું છું.

'ઉર્મિલાદેવી' 'બકુલાભાભી' નું અનુસંધાન છે છતાં 'બકુલાભાભી' નહીં વાંચનારને પણ સમજણ પડે તેવી રીતે, એટલે કે સ્વતંત્ર કથા તરીકે લખવા પ્રયત્ન કર્યો છે. 'બકુલાભાભી' આગળ લંબાવવા ઘણા મિત્રોનો આગ્રહ હતો. શ્રી. સોમાલાલભાઇનું મમતાળુ આમંત્રણ મળતાં, એ આગ્રહને વશ થયો છું. ઘણાને હજી અધૂરૂં લાગશે. જ્યારે આ પુસ્તક લખવા કલમ હાથમાં લીધી ત્યારે દીનેશ અને ઉર્મિલાને જે ભૂમિમાં મૂકવાનો વિચાર હતો તે વિચાર અમલમાં નથી મૂકી શકાયો. આ તો એ ભૂમિની પ્રસ્તાવના જેવું થઇ ગયું છે. પાછળ હઠવાનો કે આગળ વધવાનો અવકાશ ન રહ્યો. આગળ વધું તો પુસ્તકનું કદ પાલવી ન શકે તેટલું વધી જતું હતું એટલે આ કથાને અટકાવી, આગળ લંબાવવાનું ભવિષ્ય ઉપર મુલતવી રાખ્યું છે. પરમાત્માની ઇચ્છા હશે તો 'દીનબંધુ દીનેશ' લખી અધૂરૂં રહેલું પૂરૂં કરીશ; અને તેમ થશે તો બકુલા, ઉર્મિલા અને દીનેશઃ એ ત્રણે પાત્રોનો સંપૂર્ણ વિકાસ સાધી શકાશે.

<u>આ કથા</u> માટે મારે કંઇ પણ કહેવું ન જોઇએ છતાં 'બકુલાભાભી' સાથે સરખામણી કરનારનું એક-બે બાબતો તરફ ધ્યાન ખેંચું છું. 'બકુલાભાભી' જેવી પ્રસંગોની નવીનતા ને રમ્યતા આ પુસ્તકમાં નથી, તેનું કારણ એ છે કે બંને કથાઓના ઉદ્દેશ જુદા જુદા છે. 'બકુલાભાભી' માં લગ્નનો રસિક વિષય હતો, આ પુસ્તકમાં લગ્ન પછીના ગંભીર જીવનને સ્થાન મળ્યું છે. 'દીનબંધુ દીનેશ'

લખાશે ને પ્રસિદ્ધ થશે તો માનવજીવનના ત્રણુ મુખ્ય વિભાગોની વાતો પૂરી થશે. 'બકુલાભાભી' શાન્ત અને સ્ફૂર્તિવંત દશામાં લખી હતી, જ્યારે 'ઉર્મિલાદેવી' શારીરિક અને માનસિક ઉપાધીઓ વચ્ચે લખાઇ છે. શ્રી. સોમાલાલભાઇનું આમંત્રણુ સ્વીકાર્યું ત્યારે મને ખબર નહોતી કે મારી આટલી દયાજનક સ્થિતિ આવી પડશે. ખબર હોત તો આમંત્રણુ ન સ્વીકારત. જે થયું તે થયું. શ્રી. સોમાલાલભાઇને કે વાંચકોને આ પુસ્તક સંતોષ ન આપી શકે તો માફ કરવા વિનંતી કરૂં છું. એ સિવાય બીજું શું થઇ શકે ?

શ્રી. સોમાલાલભાઇનો આભારી છું જ, તે સાથે એક બીજી વ્યક્તિનું ઋણુ સ્વીકારવાનું રહે છે. મારાં આ પહેલાંનાં ત્રણે પુસ્તકોની પ્રસિદ્ધિ પાછળ જેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેવા મારા મિત્ર શ્રી. કેશવ હ. શેઠનો આભાર માનવાનું કોણુ જાણે શાથી યે આજ સુધી નથી બની શકયું. દરેક પુસ્તક પાછળ એમની કોઇને કોઇ પ્રકારની મદદ રહેલી છે છતાં હું આભારના બે શબ્દો પણુ ઉચ્ચારી શકયો નથી. મારી સાહિત્યપ્રવૃત્તિના મૂળમાં એમણે પ્રેરણાનાં જળ સીંચ્યાં છે, ઓળખાણુ થયું ત્યારથી તે આજસુધી એમની માયાળુ દૃષ્ટિ વરસતી રહી છે. એમણે એકલું મારૂં સાહિત્યજીવન નથી સાચવ્યું, સાંસારિક મૂઝવણુ વખતે પણુ એમની સલાહ લેવા દોડી જાઉં ને તે મમતાથી નવરાવે. આમ એ મિત્ર હોવા છતાં મારા મોટાભાઇને સ્થાને બેઠા છે. આ પુસ્તકમાં યે તેમનો ફાળો છે. એમનો આભાર કઇ રીતે માનું ? છતાં આભાર માનું છું. શ્રી. રતિલાલ નારાયણુદાસ ગામીએ અર્પણુ સ્વીકારવા કૃપા કરી છે તે બદલ તેમનો પણુ અંતઃકરણુથી આભાર માનું છું.

બાદરવા
વાયા–વાસદ
તા. ૧૭–૯–૩૧

હિંમતલાલ ચુ. શાહ

શ્રી. રતિલાલ નારાયણદાસ ગામી

દિલ્હી.

*

સીમાબધ્ધ જીવન તોયે વિસ્તૃત કાર્યક્ષેત્ર,
ધંધાની ધગશ તોયે ઉરની ઉદારતા,
વેપારી જીવન તોયે સાહિત્યનો શોખઃ—

એકંદરે

ગૃહસ્થાશ્રમી હોવા છતાં, ભગવતી ગીતામાં પ્રભુ
શ્રીકૃષ્ણે કથેલું–ફળની ઇચ્છા રાખ્યા સિવાય પરમાર્થે
થતાં કાર્યોથી ભરેલું જીવન જીવવા પ્રયત્ન કરવો–
અને તેથી જ

સમાજની અનેક વિધ ઉન્નતિ માટે

જેનાં

દાનોની નાની–મોટી ઝરણીઓએ

પ્રવૃત્તિઓમાં પ્રાણ પૂર્યા છે ને નવીને જન્માવી છે,
બાળકોને વિદ્યા આપી છે ને જુવાનોને જોમ આપ્યું છે,
બાળાઓને કેળવી છે ને વિધવાઓનાં આંસુ લૂછ્યાં છે,

તેવા

શ્રી. રતિલાલ નારાયણદાસ ગામીને

સસ્નેહ અર્પણ.

હિંમતલાલ ચુ. શાહ

## "ઉર્મિલાદેવી" ના લેખકનાં બીજાં પુસ્તકો :

### ફેમકથાઓ

કિંમત. રૂા. ૦-૬-૦
ટ. ખ. રૂા. ૦-૧-૦

¶ ફૂલોની ઉત્પત્તિની વાતો બાલપ્રિય
મીઠી મનોહર ભાષાશૈલીમાં કહેશે.
¶ વાંચતાં વાંચતાં બાળક નાચશે,
અજબ કલ્પનાના આકાશમાં ઉડશે.
¶ બાળકોને ભૂગોળ, વનસ્પતિશાસ્ત્ર
અને વિજ્ઞાનનું રસિક જ્ઞાન આપશે.

**ગુજરાતી ભાષામાં આ જાતનું આ એક જ પુસ્તક છે. બાળકના હાથમાં મૂકવા ચૂકશો ના.**

*

### ડોલતું નાવ

કિંમત રૂા. ૨-૪-૦
ટ. ખ. રૂા. ૦-૪-૦

¶ એની ભાષાની ભભક તમારા
દિલના તારે તારને ઝણઝણાવશે.
¶ વાતોનો રસ તમને રાતનું
જાગરણ કરવાની ફરજ પાડશે.
¶ એમાંનું જ્ઞાન કેટલાયે પુસ્તકોના
વાંચનના શ્રમમાંથી ઉગારશે.

**અત્યંત રસિક નવલકથા. એની રસિકતા માટે બે મત નથી. ડેમી આઠ પેજી ૨૬૪ પાનાઃ પાકું સોનેરી પૂઠું.**

*

### બકુલાભાભી

કિંમત રૂા. ૧-૮-૦
ટ. ખ. રૂા. ૦-૩-૦

જેના અનુસંધાનમાં 'ઉર્મિલાદેવી' છે. અનેકમાંથી એક અભિપ્રાયઃ—

"આખું ય પુસ્તક વાંચનીય અને સુંદર બાબતો શીખવનારૂં લાગ્યું. મેં તે એક શ્વાસે વાંચ્યું હાથમાં લીધા પછી ખાવા પીવાનું ભાન પણ ભૂલી અને પૂરૂં કર્યા પછી જ મનને શાન્તિ થઇ. બકુલાભાભી એક વાર ફરીથી પણ વાંચીશ ત્યારે મને તૃપ્તિ થશે."

**લક્ષ્મીબહેન ગો. ડોસાણી**

**ત્રણે પુસ્તક ખરીદનારને રૂા. ૪-૦-૦ ટ. ખ. માફ.**

લખોઃ—**હિંમતલાલ ચુ. શાહ**
**ભાદરવાઃ વાયા-વાસદ.**

# ઉર્મિલાદેવી

## પ્રકરણ ૧ લું

### તરફડતું પંખી

જાન સવારે ઉપડવાની છે. વરકન્યાના પક્ષો સાદામાં સાદી રીતે લગ્ન કરવા ઇચ્છતા હોવાથી કરવી ઘટે તેવી નાની નાની સગવડો અને ગોઠવણો ક્યારનીયે થઇ ગઇ છે. દીનેશ શેઠ દુર્ગાપ્રસાદ અને બકુલા સાથે કંઇ કાર્ય નિમિત્તે બહાર ગયો હતો. તે આવીને હમણાંજ પોતાના રૂમમાં બેઠો હતો. અત્યારે એની નજર સામે ભાવિનાં કલ્પનાચિત્રો નથી, મોટી મોટી આશાઓ–મહત્ત્વાકાંક્ષાઓ નથી; પણ જીવન કઇ રીતે ઘડવું તેના વિચારોનું મંથન છે.

એવામાં ડરતી હોય, શરમાતી હોય છતાં તે બધું દબાવી પોતે ખુશમિજાજમાં છે એવું બતાવવા પ્રયત્ન કરતી ઢબે ચાલતી વિલાસ આવી. તે તદ્દન નજીક આવી ત્યાં સુધી દીનેશે તેના તરફ જોયા કર્યું. વિલાસ નજીક આવી ઓસરીના થાંભલાને અઢેલી ઉભી રહી ત્યારે દીનેશ જરા હાલ્યો ને આવવાનું કારણ પૂછતી હોય તેવી દૃષ્ટિ વિલાસ ઉપર નાખી. ઘડીભર બંને એકબીજા સામે તાકી રહ્યાં. જાણે જુગ-જુગના મૈત્રિસંબંધ પછી મિત્ર સદાને માટે ચાલ્યો જતો હોય, જેને માટે મહેચ્છાઓ અને આશાઓની દોરીઓ લંબાઇ લંબાઈ આકાશ સુધી પહોંચી હોય, એવી વ્યક્તિ કોઇ પડદા પાછળ અદૃશ્ય થઈ જતી હોય, તે વખતે થાય તેવી વેદના વિલાસની આંખમાં હતી. એ બોલી નહીં કે એનાથી બોલાયું નહીં. ગમે તેમ હો પણ આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. રાત્રિ હોવાથી દીનેશ તે જોઇ ન શક્યો. કેટલીકવાર સુધી તેણે વિલાસ બોલશે એવી આશા રાખી મૌન સેવ્યું પણ તે આશા સફળ ન થઈ એટલે અતિ મંદ સ્વરે પૂછ્યું:

" અત્યારે મારી શી જરૂર પડી ? "

વિલાસ ન બોલી કે ન હાલી. ફક્ત તેની લાચાર આંખ લાચારીથી, શરમથી અને દીનતાથી દીનેશને જોઇ રહી.

" શાન્ત કેમ છો ? " દીનેશે ફરી પૂછ્યું.

વિલાસ પાસે જવાબ રૂપે કહેવાનું ઘણું હતું, અને તેટલા માટેજ તે અત્યારે અહીં આવી હતી, પણ અંતરમાં સળગતા

પશ્ચાત્તાપના દાવાનળે એની સર્વ શક્તિઓને પીગળાવી નાખી હતી. દીનેશે બે બે વખત પૂછ્યું, તેથી તેણે સ્વસ્થ થવા, દિલમાંનું દુઃખ દબાવવા અને હૃદયનાં વસાયેલાં બારણાં ઉઘાડવા પ્રયત્ન કર્યો.

વળી દીનેશે પૂછ્યું, " બોલતાં કેમ નથી ? "

" શું બોલું ? " વિલાસે અતિ ક્ષીણુ અવાજે કહ્યું. તે બોલતી અટકી એટલે દીનેશ તેના તરફ જોઇ રહ્યો. વિલાસ આગળ બોલી, " નથી જાણુતા ? "

" શું ? "

" આહ ! કેટલો વિચિત્ર પ્રશ્ન ? "

" વિચિત્ર ? "

" તો શું ? મારા હૃદયમાં સળગતા દાવાનળથી તમે અજ્ઞાત છો ? મારૂં હૃદય જે મંથનથી પીડાઇ રહ્યું છે તે તમે અનુભવી શકતા ન હો તે સમજાય તેવું છે; પણુ શું તે જાણી શકતા પણુ નથી ? જાણો છો છતાં મને પૂછો છો ને શરમ, સંકોચ અને હૃદયવેદનાના તોફાની ધોધ તળે ક્રૂરતાથી ધકેલી દો છો. "

" પણુ છે શું ? "

" હા ! તમે આજે નિષ્ઠુર બન્યા છો. મારે મોંએજ બોલાવવા માગતા હો તેવું જણાય છે. કહીશ, જરૂર કહીશ. કહેવાજ આવી છું એટલે કહ્યા સિવાય કેમ રહેવાશે ? પણુ મને શરમ આવે છે. સંકોચ થાય છે. "

" શાથી ? "

" મહેરબાની કરીને આવા પ્રશ્નો પૂછવાની–વાર્તાલાપ કરવાની રીત બદલી નાખો. "

" તમારે જે કહેવું હોય તે હવે કહી દેવા માટે વિનંતી કરૂં છું. મારે ખૂબ કામ છે. "

" સારૂં " થોડીવાર અટકી વિલાસ આગળ કહેવા લાગી ? " હું તમને ચાહું છું......"

" અને ઉર્મિલાએ મને ચાહ્યો છે. સવારે જાન જવાની છે. "

" હું નડિયાદ આવવાની છું, એટલે તમે કાલે પરણુવા જવાના છો તે જાણું છું; પણુ શું મને તરછોડશોજ ? "

" તમે મને તરછોડયો છે કે હું તમને તરછોડું છું ? "

" માફ કરો. દીનેશ, ભૂતકાળની એ ગોઝારી વાતો ન સંભારશો. મેં બહુ બેવકૂફીઓ કરી છે ને એનાં કડવામાં કડવાં પરિણામ ભોગવ્યાં છે. હવે ભૂતકાળને વિસ્મરણુના ખાડામાં દાટી દો. "

" એટલે તમે એમ કહેવા માગો છો કે ઉર્મિલા અને હું ન જોડાઇએ ? "

"કંઇક એવું પણ એથી જરા આગળ."

"એ ન બને."

"દીનેશ, હું શું કહું? મારી જીભ ઉપડતી નથી. મારા વેડફાઈ જતા જીવનને બચાવો."

"હા. એ બરાબર છે. જેણે મને પ્રેમની દોરીએ ફૂમતા તરીકે લટકાવ્યો, નચાવ્યો અને હડધૂત કર્યો, તેના જીવનને બચાવું અને જેણે મારા જીવનને બચાવ્યું, મારાં સંકટોને પોતાનાં ગણી દુઃખ સહ્યું, કાયા ઘસી નાખી તેને છેહ દઉં! ખરેખર, સ્વાર્થ આંધળો છે. જ્યારે હું તમારે પગે પડી મને લાત ન લગાવવાની વિનંતી કરતો હતો ત્યારે મહેન્દ્રના મોહ પાછળ પાગલ બની તમે મને કેટલી ઘાતકી રીતે સંતાપ્યો છે? વિલાસ, બહેન!......"

"ઓ હાય!" કહી વિલાસ મોં ઢાંકી નીચે બેસી ગઇ.

દીનેશ આગળ બોલ્યો: "સાંભળો, એ દિવસે મારા હૃદયમાં કેવાં ખંજર ભોંકાતાં હશે? આજે તમારાથી એ સમજી શકાશે. જ્યારે જ્યારે એ ભૂતકાળ યાદ કરૂં છું, ત્યારે ત્યારે તમારા તરફ ક્રોધ અને તિરસ્કાર જન્મે છે; પણ એ દબાવી દઉં છું. મારી વિનંતીઓને ન ગણકારી, મને લાત લગાવી તમે મહેન્દ્રને પરણ્યાં. મેં દિવાનાનાની માફક આક્રંદ કર્યું, અનંત શૂન્યતામાં આથડતા કોઈ કમભાગી મુસાફરની જેમ ભ્રમણ કર્યું......"

"એ બધી વાતો જવા દો. હું તમારી પાસેથી ગઇ હતી ને આજે પાછી આવું છું."

"પણ તે મહેન્દ્ર સાથે છૂટાછેડા કરીને!"

"હા, છૂટાછેડા કરીને–"

"અને તે તમારી ભૂલને કારણે."

"છતાં હું તમારી પાસે આવું છું."

"—ને હું દૂર ને દૂર ભાગ્યો જાઉં છું."

"શાથી?"

"તમે જે કારણથી મારાથી દૂર ભાગી ગયાં હતાં તે કારણથી."

"એટલે કે તમે મારી દયા નથી લાવી શકતા. તમે જાણો છો તો ખરા કે હું હવે પહેલાંના જેવી નથી રહી. હવે તોફાની મટી ગંભીર બની છું, નીતિને ચાહતાં શીખી છું, અને પહેલાંના કરતાં ઉચ્ચ કક્ષાએ આવી છું."

"ઉર્મિલા તેથીયે વધારે ઉચ્ચ કક્ષાની છે."

"તે કબુલ કરૂં છું; પણ મારી ખાતર આટલો ભોગ આપો. જેમ દુઃખની વેળાએ ભીડ વેઠીને મને મદદ કરી છે ને બચાવી છે તેમ આ વખતે, આટલી વખત–બસ આટલીજ વખત બચાવી લો."

"વિલાસબહેન, તમારા શબ્દો પીગળાવે છે, તમારી દશા હૃદયને અનુકમ્પાથી છલકાવે છે પણ એ દયા અને અનુકંપા કરતાં ઉર્મિલા તરફની મારી ફરજ વધારે મહાન્ લાગે છે ને પોતાના તરફ ખેંચે છે. ખરેખર હું દિલગીર છું; પણ તમે મહેન્દ્ર સાથે પરણ્યાં તે પછી હું જેટલો તમારો હતો તેટલોજ ઉર્મિલા સાથે પરણું તે પછીથી તમારો ગણજો. તમને સુખી કરવા નિરંતર પ્રયત્ન કરતો રહીશ. હવે મારી આશા મૂકી દો અને હૃદયની શુભભાવના દર્શાવો, આશીર્વાદ આપો એટલીજ વિનંતી છે. ફરીથી એ વાત ઉચ્ચારી મને દુઃખી ન કરશો એટલું માગી લઉં છું."

"ભલે ત્યારે. દીનેશ, છૂટી પડું છું." કહેતામાં તો વિલાસ મોટા અવાજે રોઈ પડી. તે ઉભી થઇ. ઉભાં ઉભાં રોઇને હૃદયભાર ઓછો કરવા લાગી.

"રોશો નહીં. પ્રભુ જે કરે છે તે સારા માટે. આપણને કેટલીક વખત આ સત્ય કડવું લાગે છે પણ મારો અનુભવ છે અને તમે તે જાણો છો, જુઓ; તમે તરછોડયો તો ઉર્મિલા જેવી સ્ત્રી મળી."

"પ્રભુ તમારૂં કલ્યાણ કરે."

"બસ. એટલુંજ મારે જોઈએ છીએ."

"પણ હવે મારે કરવું શું?"

"તેનો વિચાર પછીથી કરીશું."

"મારો વિચાર પૂનર્લગ્ન કરવાનો છે તે તમારી પાસે મેં કરેલી માગણી ઉપરથી જાણી શકયા છો."

"હા, પણ મને તે ઠીક નથી લાગતું; કારણ કે તેમ થાય તો પણ તમે પ્રેમ અને સુખ મેળવી નહીં જ શકો."

"કારણ?"

"એ ચર્ચાની અત્યારે જરૂર નથી; છતાં આપણે બકુલાભાભીને પૂછીશું ને એમનો અભિપ્રાય મેળવીશું."

"ભલે."

"બધા આડા અવળા વિચાર કાઢી નાંખજો ને એક ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી બેસજો. એ તમને જરૂર મદદ કરશે. એણે અનેક ખરાબે ચઢેલાં વહાણ વહેતાં કર્યાં છે. તેને આશરે ગયા પછી મોડું-વહેલું તેને તમારી સહાયે આવવું પડશે."

"રજા લઉં છું."

"હા, જાઓ."

વિલાસ નીચે વદને અને શિથિલ પગલે ચાલતી થઇ. દીનેશ મૂઢ બની બેસી રહ્યો. વિલાસની દશા તેને કરૂણાજનક થઈ પડી. એ કેટલીયે વાર બેસી રહ્યો, કાલે પરણવા જવાનું છે તે ભૂલી ગયો. છેવટે તે યાદ આવતાં વિલાસના વિચારો ભવિષ્ય ઉપર મુલતવી રાખી કામે લાગી ગયો.

## પ્રકરણ ૨ જું

## પહેલાંની વાતો

દીનેશ અને વિલાસને વધુ ઓળખવા વાંચકોએ તેમને વિશે વધુ વિગતો જાણવી આવશ્યક છે.

દીનેશ અમદાવાદની એક કોલેજમાં ઇતિહાસનો પ્રોફેસર હતો. એનું જીવન ભવ્ય, આદર્શો સેવવામાં અને મનસ્વી છતાં નીતિમાન વર્તન રાખવામાં આજ સુધી વ્યતીત થતું આવ્યું છે. કોલેજમાં એને શેઠ દુર્ગાપ્રસાદની બહેન વિલાસ સાથે ઓળખાણ થયું અને એ ઓળખાણ ક્રમેક્રમે મૈત્રી અને પ્રેમમાં પરિણમ્યું. વિલાસ પણ દીનેશને ચાહતી હતી અને તેમાં શેઠ દુર્ગાપ્રસાદની પત્ની બકુલાની અનુમતિ હતી.

વિલાસની જન્મગાંઠને આગલે દિવસે તે અને દીનેશ સીનેમા જોવા ગયાં હતાં. ત્યાંથી પાછા ફરતાં વિલાસે પોતાની જન્મગાંઠના ઉત્સવમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું. દીનેશને ભેટ ખરીદવાનો અવકાશ ન મળ્યો. છતાં તેણે ઝાડનાં સુકાં પાંદડાંનું બનાવેલું એક સુંદર ગુલાબનું ફૂલ ભેટ આપ્યું. વિલાસ મહેન્દ્ર નામના એક યુવકને ચાહતી હતી અને તેના પિતાએ આપેલા પૈસાથી તેને અમેરિકા ભણવા માટે મોકલવામાં આવ્યો હતો. મહેન્દ્રની અનુપસ્થિતિમાં વિલાસનો પ્રેમ દીનેશ તરફ વળ્યો ને લગ્ન ઉપર બકુલા તથા શેઠ દુર્ગાપ્રસાદની અનુમતિ મળી. વરસગાંઠને દીવસે મહેન્દ્રે લગભગ ચારસો રૂપિયાનો એક હાર વિલાસને ભેટ તરીકે મોકલ્યો. વિલાસ ફૂલ પાછળની ભાવનાઓ ન જાણી શકી. તેના મગજમાં ભૂત ભરાયું ને દીનેશ માટે હલકો મત બાંધ્યો. મહેન્દ્રની છબીના દર્શને આ દશાને વધારે પોષણ આપ્યું. એવામાં મહેન્દ્ર અમેરિકાથી આવ્યો. વિલાસ તેના તરફ ઢળી ગઇ. શેઠ દુર્ગાપ્રસાદે અને બકુલાએ તેને બહુયે સમજાવી પણ મોહથી અંધ બની ગયેલી એ છોકરીએ કોઇનું કહ્યું માન્યું નહીં. દીનેશે પણ પોતાને ન તરછોડવા, પોતાના

જીવનને ન વેડફી નાખવા અને હૃદયને નિરંતર એક કારમા ડંખથી પીડાતું ન રાખવા કાકલુદી ભરી વિનંતી કરી પણ પથ્થર ઉપર પાણી.

એક દિવસ દીનેશ વિલાસને મળવા ગયો. વિલાસ બહાર જતી હતી, દીનશને મળવા થોભી પણ નહીં. દીનેશ ચીરાતે હૈયે પાછો ફર્યો ને બીજી વખત મળવા ગયો. એ વખતે વિલાસ અને મહેન્દ્ર ટેનીસ રમતાં હતાં. વિલાસની સખી ઉપા પણ ત્યાં હતી. દીનેશ ત્યાં જઇ પહોંચ્યો. મહેન્દ્રે તેની ક્રૂર–અતિ ક્રૂર મશ્કરીઓ કરી. દીનેશે તે વેઠી લીધું.

વિલાસ અને મહેન્દ્રનાં લગ્ન લેવાયાં. દીનેશ તે વખતે ત્યાં ગયો. એ વિલાસને આશીર્વાદ દેવા માગતો હતો પણ ત્યાં એના હૃદયનો સાગર એટલો તોફાને ચઢયો, અંતરમાં વેદનાના ભડકા એટલા જોરથી ઉછળવા લાગ્યા કે તે મૂઢ બની ગયો. શેઠ દુર્ગાપ્રસાદ અમદાવાદમાં કેટલીક મિલો ધરાવતા હતા. એમની રોજની આવક એક હજાર રૂપિયાની હતી. તેમણે પોતાના 'ગ્રીન કૉટેજ' નામના બંગલામાં મિત્રો અને સંબંધીઓને મિજબાની આપી હતી. આ સર્વ લોકો જયારે ઉત્સવનો આનંદ લુંટતા હતા ત્યારે બિચારો દીનેશ બાગમાંના એક છોડ નીચે બેસી રોઈ રહ્યો હતો. રોઇ રોઇને એ થાકયો ને એક થાંભલા આગળ ઉભો રહી હિલચાલ જોઇ રહ્યો. એવામાં વિલાસ ત્યાં થઇને જતી હતી. દીનેશે તેને બોલાવી ને વાતચીત માટે એક મિનિટની ભીખ માગી પણ વિલાસે જડબાતોડ જવાબ આપ્યો. ત્યાં થઇને પસાર થતી બકુલાએ આ જવાબ સાંભળ્યો. તેણે વિલાસને દીનેશની માગણી સ્વીકારવાની ફરજ પાડી. એક ખંડમાં બન્ને વચ્ચે વાતચીત થઇ. જરૂર પડે તો મદદ કરવાનું દીનેશે વિલાસને વચન આપ્યું. વિલાસ ગુમાનમાં અક્કડ બની ચાલી ગઇ. બકુલાએ સમારંભ ખતમ થયા પછી પોતાને મળવાનું દીનેશને જણાવ્યું.

દીનેશ તે પ્રમાણે મળ્યો. શેઠ દુર્ગાપ્રસાદે અને બકુલાએ તેને શાન્તવન આપ્યું અને વિલાસ જેવી સ્ત્રી તેમને દુઃખદાયક થઈ પડે તેમ છે એવો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. દીનેશના દિલમાં વેદનાના ભડકા ઉછળતા હતા તો પણ તે કંઈક શાન્ત થયો. દુર્ગાપ્રસાદે વિલાસને આશીર્વાદ આપ્યા સિવાય ઘેર જઇ સૂઈ જવાની ભલામણ કરી. બકુલાએ મોટર મંગાવી દીનેશને ઘેર મોકલી દીધો.

આ વખતે દીનેશ શાન્ત હતો; પણ મોટરમાં એની દશા કરૂણાની સીમાએ પહોંચી ગઈ. શૉફરે ઘેર જઈ બકુલાને આ બધી વાત કહી એટલે રાત્રે એક વાગે બકુલા દીનેશ પાસે આવી. તેણે

પોતાની સાથે આવવાનું કહ્યું પણ દીનેશે તે માન્યું નહીં. કેટલીક શીખામણો દઇ બકુલા ચાલી ગઇ.

બીજે દિવસે દીનેશ કૉલેજમાં ગયો. ત્યાં એક ઋજુ વિદ્યાર્થિની ઉપર નજર પડતાં સ્વાર્થી અને કુટિલ વિચારો આવ્યા. દીનેશ આથી ચમક્યો ને કૉલેજમાંથી ઘેર નાસી આવી રાજીનામું આપી દીધું. તેના મિત્ર સુરેશે આમ ન કરવા બહુયે કહ્યું પણ દીનેશે ન માન્યું.

રાજીનામું આપી દીનેશે એક વરસ આરામ લેવાનો અને દિલભર મઝાઓ લૂંટવાનો નિર્ણય કર્યો. એક દિવસ તે અને સુરેશ કાંકરિયા ઉપર ફરવા ગયા હતા ત્યાં ભીંત ઉપર લખાયેલું એક કાવ્ય વાંચવામાં આવ્યું. તે કાવ્ય આ પ્રમાણે હતું:—

જરૂરિયાતો કરનાર ઓછી,
સુખથી વિરામે સ્વર્ગે પહોંચી;
જંજાળ જેને ખૂબ હોય તેને,
ઉપાધીઓ ચોગમ ઘેરી લે છે.

આ કવિતાએ દીનેશ ઉપર ખૂબ અસર કરી. તેણે સાદું જીવન ગાળવાનો નિર્ણય કર્યો. બીજા દિવસથી અમલ શરૂ થયો. તેણે પોતાની પાસેનું રાચરચીલું વેચી દીધું, ફેશનેબલ પોશાકનો ત્યાગ કર્યો અને હાથે રાંધવાનું રાખ્યું.

બેંકમાંના પૈસા ખૂટી જતાં દીનેશને નોકરીએ ચઢી જવાની જરૂર જણાઇ પણ તે પોતાને લાયક એક પણ કામ મેળવી શક્યો નહીં. આવી ગરીબાઇમાં પણ તે મોજથી રહેવા લાગ્યો.

એક દિવસ તે એલિસબ્રીજ સ્ટેશને ફરવા ગયો હતો. ત્યાં ઉર્મિલા નામની એક સ્ત્રી મુસાફરનો ભેટો થયો. તેને જોતાં દીનેશને તે ખાનદાન કુટુંબની જણાઇ. ઉર્મિલાને રહેવાની જગ્યા જોઇતી હતી. દીનેશે તેને પોતાને ત્યાં રાખી. લોકોની વાતો, મશ્કરીઓ અને કુટિલતાનો વરસાદ વરસતો હોવા છતાં તેઓ ભાઇ બહેનના જેવું પવિત્ર જીવન ગુજારવા લાગ્યાં.

એક દિવસ દીનેશ વિક્ટોરીઆ ગાર્ડનમાં ફરતો હતો. વાંદરાંને મગફળી ખવરાવવાનો ભાવ થયો ને તેમ કરતાં એક વાંદરાએ તેના ઉપર હલ્લો કર્યો. સુરેશ દીનેશને ઘેર લાવ્યો. ઉર્મિલાએ રાતનાં જાગરણ કરી તેની ચાકરી કરી. પૈસા ખૂટી ગયા. માંદગી લંબાતી ગઇ. હવે શું કરવું? ઉર્મિલાએ પોતાનું એરીંગ વેચવા સુરેશને મોકલ્યો. તે આવે તે પહેલાં તો દીનેશ જાગ્યો ને ઉર્મિલાએ શું ખાવું છે તે પૂછ્યું. કાંજી કરવાનું ઠર્યું પણ સાબુદાણા નહોતા. ઘરમાં

એક પૈસો નહોતો એટલે ઉર્મિલા એક પોસ્ટકાર્ડ લઇ સાબુદાણા લેવા ગઈ. તે વખતે બકુલા દીનેશની ખબર જોવા મોટરમાં આવતી હતી. તેણે આ જોયું ને દીનેશની નામરજી હોવા છતાં કેટલાક રૂપિયા આપ્યા. છેવટે તે સાજો થયો ને મુંબઇમાં મંજુરોના એક પત્રના સબ-એડીટર તરીકેની નોકરી મળી. દીનેશ મુંબઇ ગયો. ઉર્મિલા અમદાવાદમાં રહી.

× × × × ×

શેઠ દુર્ગાપ્રસાદ વિલાસને મહિને બસો રૂપિયા આપતા ને મહેન્દ્રને પોતાની મિલમાં નોકરીએ રાખ્યો હતો. તે ખરાબ તો હતો જ તેમાં ખરાબ મિત્રોની સોબત થઇ. તેણે મિલમાંથી રૂપિયા ચોર્યા. આ ચોરી પકડાઇ; પણ દુર્ગાપ્રસાદે ઉદારતા બતાવી આગળ પગલાં ન ભર્યાં. બીજી વખત તેણે મિલના મેનેજર ઉપર હુમલો કર્યો. શેઠ દુર્ગાપ્રસાદ પોતાના જવાબદાર અને મહત્વના નોકર ઉપર આવી રીતે હુમલો કરવામાં આવે તે સહન કરી શકે તેમ નહોતું. તેમણે મહેન્દ્રને બોલાવી ખુલાસો માગ્યો. તુમાખી મહેન્દ્રે આ ટપાટપીમાં નોકરી છોડી. પરંતુ નોકરી છોડવાથી એની મુશ્કેલીઓમાં વૃદ્ધિ થઇ. એ બદમાસોની ટોળીમાં ભળ્યો. વધુ પૈસા મેળવવા તેણે વિલાસને દુર્ગાપ્રસાદ પાસે મોકલી. વિલાસે વધુ પૈસા માટે માગણી કરી પણ એક નોકરે તેમના નામે સટ્ટો કરેલો તેમાં ભારે ખોટ ગયેલી હોવાથી દુર્ગાપ્રસાદ ગરીબ બની જતા હતા એટલે વધુ આપી શકયા નહીં. સટ્ટામાં થયેલા નુકશાન માટે બકુલા અને તેઓ જ જાણતાં હોવાથી, વિલાસે ભાઇને કંજુસ ગણી ઘણા શબ્દો કહ્યા ને જુદા રહેવાની ઇચ્છા બતાવી. દરમ્યાન એવું બન્યું હતું કે એક રાત્રે વિલાસ એક ભ્રષ્ટ મંડળમાં ભાગ લેવા ગઇ હતી. ત્યાં દારૂના ઘેનમાં કોઇએ તેના ગાલ ઉપર બચકું ભર્યું હતું તે પણ તે જાણી શકી નહીં. એ ઘેર આવી સૂઇ ગઇ. મહેન્દ્ર જાગ્યો. એણે ઉંઘતી વિલાસના ગાલ ઉપર દાંતના ઘા જોયા. એનું મગજ તપી ગયું ને વિલાસને જગાડી. મહેન્દ્રનું ઉગ્ર સ્વરૂપ અને પોતાનો ગુનો જોઇ વિલાસ નાઠી. છેવટે બકુલાની દરમ્યાનગીરીથી આ પ્રકરણ ઉપર પડદો પડયો ને બંને પ્રાણીઓ સંપી ગયાં. બકુલાએ વિલાસની આ વાત દુર્ગાપ્રસાદને કહી એટલે તેઓ વિલાસ ઉપર દાઝે બળતા હતા. તેવામાંજ તેણે વધુ પૈસાની માગણી કરી જુદા મકાનમાં રહેવાની ઇચ્છા બતાવી તે શેઠ દુર્ગાપ્રસાદે સ્વીકારી. મહેન્દ્ર અને વિલાસ શાહપુર મંગળપારેખના ખાંચામાં એક ઓરડી રાખી રહેવા લાગ્યાં. મહેન્દ્ર ઉડાઉ બન્યો હતો, બદમાસ બન્યો હતો એટલે વિલાસને

ખાવાના સાંસા પડવા લાગ્યા. શેઠ દુર્ગાપ્રસાદનું બધું જતું રહ્યું હતું એટલે તેઓ મદદ કરી શકે તેમ નહોતું. બકુલા વિલાસને મળવા આવતી ત્યારે તે અભિમાનથી પોતાની સારી સ્થિતિ જણાવતી એટલે બકુલા કે દુર્ગાપ્રસાદ ખરી સ્થિતિ જાણતાં પણ નહોતાં. વિલાસની દશા ધીમે ધીમે વધારે ખરાબ થતી ચાલી.

કેટલાક વખત પછી પત્રના તંત્રીની લોભવૃત્તિ અને ખટપટોને કારણે નોકરીમાંથી છૂટો થઇ દીનેશ અમદાવાદ આવ્યો. ઘરમાં પ્રવેશ કરતાંજ મહેમાન થયેલા મામાએ ઉર્મિલાને કાઢી મૂકવાની સૂચના કરી, તેમની સૂચનાનો અમલ નહીં કરવામાં આવે તો ન્યાત ભેગી થવાની છે ને ન્યાતબહાર મૂકવામાં આવશે એવી ધમકી આપી. દીનેશ ઉર્મિલાને કાઢી મૂકવા તૈયાર ન થયો ને મામા જોડે ન્યાત સમક્ષ રજુ થવા ઉર્મિલા સાથે રવાના થયો. રસ્તામાં ઉર્મિલાએ પોતાને જવા દેવા અને દુઃખોમાંથી મુક્ત થવા દીનેશને ઘણું કહ્યું પણ તે સંમત ન થયો. દીનેશે ગામ જઇ ત્યાંના યુવકો સમક્ષ પોતાનો કેસ મૂકયો. જણાવ્યું કે જ્ઞાતિજનો ધારે છે તેમ ઉર્મિલા વિધવા નથી. તે કુમારિકા છે અને અમારો સંબંધ પણ નિર્મળ છે. જ્ઞાતિજનો ભેગા થયા ત્યાં ચર્ચા થઇ પણ તોફાન થવાથી નિર્ણય મુલતવી રહ્યો. દીનેશે ઘેર આવી જોયું તો ઉર્મિલા નહોતી. દીનેશને એક પત્ર મળ્યો તેમાં ઉર્મિલાએ દીનેશને દુઃખી નહીં કરવા પોતે ખસી ગયાનું જણાવ્યું હતું.

દીનેશ અમદાવાદ પાછો આવ્યો ત્યારે સુરેશે વિલાસની અને શેઠ દુર્ગાપ્રસાદની દશાની વાત કરી. તેનું સરનામું લઇ તે વિલાસને મળવા ચાલ્યો. મિરજાપુર રોડ ઉપર તેના નામની કોઇએ બૂમ પાડી એટલે દીનેશે પાછળ જોયું. એણે સૂકાઇ ગયેલી અને શિથિલ થઈ ગયેલી વિલાસને દીઠી. વિલાસ અને તે બંને મંગળપારેખના ખાંચામાંના તેને ઘેર આવ્યાં. પાસે એક પૈસો હતો અને બીજો એક ઉછીનો લાવી વિલાસે ચા મૂકી. કેટલીક વાતચીત પછી દીનેશને વિલાસની કરૂણ દશા સમજાઇ. તેણે પોતાના ખિસ્સામાં હતા તેટલા પૈસા આપી દીધા. વિલાસે તે લેવાની ના પાડી છતાં છેવટે લેવા પડયા. પૈસા અને ચા પીવા દીનેશને આપેલી વાડકી ત્યાં ને ત્યાં પડી રહ્યાં ને દીનેશના ગયા પછી વિલાસ ઉંઘી ગઇ. એવામાં મહેન્દ્ર આવ્યો. પડેલા પૈસા અને ચાવાળી વાડકી નજીક પાથરેલો કોથળો જોઇ એ વિલાસ ઉપર વહેમાયો. વિલાસને માર પડયો. રાત્રે બાર વાગે મહેન્દ્રને ચા પીવાનો ભાવ થયો. તેણે વિલાસને દૂધ લેવા મોકલી. દુકાનો વસાઈ ગઈ હતી ને સઘળું

નિર્જન હતું. ડરતી કંપતી વિલાસ દૂધની દુકાને આવી, બૂમો પાડી પણ બે પૈસાનું દૂધ આપવા દૂધવાળે દુકાન ઉઘાડી નહીં. છેવટે રસ્તે ચાલ્યા જતા કોઇ અજાણ્યા આદમીઓની દયાવૃત્તિને લીધે તેને દૂધ મળ્યું. વિલાસે ચા મૂકયો તે પી મહેન્દ્ર પાછો ચાલ્યો ગયો.

બીજે દિવસે દીનેશ આવ્યો ને પોતાનું ઘડિયાળ વેચી મેળવેલા પૈસાથી ખરીદેલી બે સાડીઓ વિલાસને આપી ગયો. દીનેશ ઘેર આવ્યો ત્યારે તેણે પચાસ પચાસ રૂપીયાના નોટવાળાં બે પરબીડીઆં ઘરમાં પડેલાં જોયાં. પોતાની ખરેખરી લાચાર આર્થિક સ્થિતિ વખતે મદદ કરનાર આ વ્યક્તિ કોણ હશે તેનો દીનેશે ખૂબ વિચાર કર્યો પણ કંઇ સમજાયું નહીં.

દીનેશ ઉર્મિલાને શોધ્યા કરતો હતો પણ તે જડતી નહોતી. એક દિવસ દરિયાપુર દરવાજા આગળ ગાતી કોઇ સ્ત્રીનું સંગીત સાંભળવા ગયો હતો ત્યાં એક મોટર દેખાઇ. એ મોટરમાં ઉર્મિલા અને ઉષા હતાં. મોટર ઉભી રહી. દીનેશ મોટર પાસે ગયો ને તરત જ ઉર્મિલાએ પાછું દીનેશને ત્યાં રહેવા આવવાનું સ્વીકાર્યું.

એ રાતે દીનેશનું ખૂન કરવા મહેન્દ્ર મકાનમાં દાખલ થયો. વિલાસ અને દીનેશને આડો સંબંધ છે એમ તે માનતો હતો. દીનેશ અને મહેન્દ્ર વચ્ચે તે સંબંધી વાત થતી હતી તેવામાં ઉર્મિલા નીચે સૂતી હતી તે ઉઠીને ઉપર આવી. તેણે મહેન્દ્રને પૂછ્યું, "ઓળખાણ પડે છે ?" મહેન્દ્રે એક રૂમાલ ઉપરથી ઉર્મિલાને ઓળખી. બન્યું હતું એમ કે જ્યારે મહેન્દ્ર અમેરિકામાં ભણવાને બદલે રખડવાનો ધંધો કરતો હતો ત્યારે એક બાગમાં એક દિવસ ગયો હતો. ત્યાં ઉર્મિલા પણ જતી. એક દિવસ તેને કૂતરૂં કરડયું. મહેન્દ્રે પોતાનો રૂમાલ કાઢી પાટો બાંધ્યો. દિવસે દિવસે સંબંધ વધવા લાગ્યો અને તે એટલે સુધી કે પાસેના પૈસા થઇ રહેતાં મહેન્દ્ર દેશમાં આવતો હતો ત્યારે બીજી કોઈ સ્ત્રી સાથે લગ્ન નહીં કરવાનું તેણે ઉર્મિલાને વચન આપ્યું હતું. દિવસો વ્યતીત થઈ ગયા. અમદાવાદમાં આવી વિલાસ સાથે જોડાઇ મહેન્દ્ર ઉર્મિલાને ભૂલી ગયો; પરંતુ ઉર્મિલા મહેન્દ્રને ભૂલી શકી નહોતી. એ એમ માનતી હતી કે પ્રેમલગ્ન સફળ થાયજ એવું કંઇ કારણ નથી; કારણ કે એમાં સંસારનાં બીન અનુભવી, જુવાનીના તોરથી ભરેલાં અને ઉર્મિઓના આવેગમાં તણાઇ જતાં જુવાનિયાં ઘણી વખત મોહને પ્રેમ ગણી ભૂલ કરી બેસે તેવો સંભવ છે. આથી તેવું ન થાય તેટલા માટે તે લગ્ન કરવા, જેના જીવનને સારામાં સારી રીતે અવલોકી શકાયું હોય તેવા પુરૂષને શોધતી હતી. મહેન્દ્રની તપાસ કરવાનો તેને વિચાર થયો. તેના કાકાની ન્યુર્યોર્કમાં

બેઠી હતી અને તે અમેરિકાની મુસાફરી કરવા આવી હતી. અમેરિકાનું જીવન અવલોકાયું હતું ને દેશમાં જવાનું મન થયું હતું તે સાથે મહેન્દ્રની તપાસ કરવાની પણ ઇચ્છા હતી એટલે કાકાની રજા લઇ ઉર્મિલા હિંદમાં આવી. દુઃખોનો અનુભવ લેવાની ઇચ્છા હતી એટલે તે માટે પણ તૈયારીઓ કરી હતી. અહીં દીનેશ મળી ગયો. દીનેશને ઘેર રહી તેણે મહેન્દ્રની તપાસ કરી હતી ને તેની સાથે લગ્ન નહીં કરવાનો નિર્ણય કર્યો હતો. ઓળખાણ પડતાં મહેન્દ્રે ઉર્મિલાને તે લગ્ન કરવા ઇચ્છે છે કે નહીં તે પૂછ્યું. ઉર્મિલાએ બીજે દિવસે જવાબ આપવાનું કહી આ પાઇ મહેન્દ્રને રવાના કર્યો. આ પછી અત્યાર સુધી અજ્ઞાત રાખેલા પોતાના પૂર્વજીવનથી દીનેશને વાકેફ કર્યો. એ જાણી દીનેશ મુગ્ધ થયો. ઉર્મિલાને તે બળવાન, સદ્ગુણી અને સાહસની મૂર્તિ સમાન લાગી. પછીથી એવા બનાવો બન્યા કે મહેન્દ્રે ઉર્મિલાને કંઇ પૂછ્યું નહીં.

એક દિવસ બકુલા વિલાસને મળવા ગઇ ત્યાં તેણે જોયું કે વિલાસની છાતી ઉપર મહેન્દ્રે સળગતી સગડી ચાંપી દીધી છે. વિલાસે પણ પોતાની કરૂણ દશા માટે કહી સંભળાવ્યું ને પોતાને દુઃખોની હુતાશનીમાંથી બચાવવા આગ્રહભરી વિનંતી કરી. બકુલા શેઠ દુર્ગાપ્રસાદને બોલાવવા ગઇ ને થોડી વારમાં પાછી આવી. નર્સે ઉપચાર કર્યા. એવામાં દીનેશ પણ આવી પહોંચ્યો.

હવે શું કરવું તેની વિચારણા ચાલતી હતી. તેવામાં દુર્ગાપ્રસાદનો જુનો ગુમાસ્તો આવી પહોંચ્યો. તેણે ચાર લાખના નોટોનું બંડલ શેઠ સમક્ષ મૂકી દીધું. દુર્ગાપ્રસાદ આશ્ચર્ય પામ્યા. એક સાધારણ સ્થિતિનો માણસ ચાર લાખ રૂપિયા રોકડા લાવે કયાંથી ? જવાબમાં ગુમારતાએ જણાવ્યું કે "મેં મારી મિલ્કતનો અમુક હિસ્સો કાઢી તમારા નામની લોટરી ભરી હતી. તેમાંથી આટલા આવ્યા."

દુર્ગાપ્રસાદે કહ્યું, "આ રૂપિયા ઉપર મારો હક નથી. મારાથી તે ન લેવાય."

"શેઠ સાહેબ, હક છે. કેમ ન લેવાય ?" ગુમારતાએ કહ્યું.

"રૂપિયા મેં નહોતા ભર્યાને !"

"તો સટ્ટો તમે કયાં કર્યો હતો ?"

"મારે નામે તમે કર્યો હતો."

"તો તમારે નામે મેં ટિકિટો લીધી હતી."

છેવટે દુર્ગાપ્રસાદને રૂપિયા સ્વીકારવા પડયા. બધાએ જુના બંગલામાં રહેવા આવવું એમ ઠર્યું.

દીનેશ અને ઉર્મિલા 'ગ્રીન કૅાટેજ' માં રહેવા ગયાં. ત્યાં એક દિવસ વિલાસે દીનેશને પોતાની સાથે લગ્ન કરવા ચાર અક્ષર કહ્યા.

દીનેશે તે ન માન્યું. દીનેશ ઉર્મિલાને મળ્યો. ઉર્મિલાએ પોતે હૃદય ઉઘાડયું ને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. દીનેશ મુંઝાયો. તેણે તેને પણ ના પાડી; આથી વિલાસ અને ઉર્મિલાએ બકુલાનો આશરો લીધો. બકુલાએ પોતાનો નિર્ણય સ્વીકારવા દીનેશ પાસે કબુલ કરાવ્યું ને જણાવ્યું કે દીનેશે ઉર્મિલા સાથે પરણવું. બંનેએ તે સ્વીકાર્યું.

## પ્રકરણ ૩ જું

## આગગાડીમાં

દીનેશને પરણાવી શેઠ દુર્ગાપ્રસાદનું કુટુંબ ફર્સ્ટ કલાસના ડબ્બામાં બેસી અમદાવાદ આવતું હતું. ઘેર કામ હોવાથી દુર્ગાપ્રસાદ આગલે દિવસે અમદાવાદ આવી ગયા હતા. બાળકો એક કમ્પાર્ટમેન્ટમાં રમતમાં ગુંથાયાં હતાં અને વિલાસ તથા બકુલા બીજા કંપાર્ટમેન્ટની બારીઓ નજીક બેઠાં હતાં. વિલાસ ડાકું બારી બહાર રાખી કુદરતનું અવલોકન કરી રહેલી લાગતી હતી; પરંતુ હૃદયમાં વિચારો ઉભરાતા હતા. તેણે બારીમાંથી ડોકું ખેંચી લઇ બકુલા તરફ જોયું. કંઇક કહેવાની ઉત્સુકતાની લાલાશ વદન ઉપર છવાઇ ગઈ. બોલવા પ્રયત્ન કર્યો પણ જીભ ઉપડી નહીં ને શિથિલ થઇને બેસી રહી. વળી પાછી બોલવા પ્રયત્ન કરવા લાગી. કેટલાક સંકોચ પછી ઘણી હિંમત વાપરી ત્યારે જીભ હાલવા તૈયાર થઈ.

તેણે કહ્યું: " ભાભી, દીનેશ પરણ્યા." આટલું બોલતાં વિલાસના હૃદયમાં એટલું મંથન થયું, 'દીનેશ' બોલતાં એને એટલો સંકોચ થયો કે તે ધારતી હતી તેમ એના શબ્દો સ્વસ્થતા-પૂર્વક બોલાયેલા નહોતા; પણ સહેજસાજ લોચવાઈ ગયા હતા. હાથમાંથી સંપૂર્ણ ગયેલા દીનેશને શું કહેવું ? 'દીનેશ' કે દીનેશ-ભાઇ ?' 'દીનેશ' કહેવામાં અવિવેકની ગંધ આવતી હતી ત્યારે 'દીનેશભાઇ' કહેતાં એની જીભ અચકાતી હતી. જેના ઉપર પતિની ભાવનાભર્યો દૃષ્ટિપાત કર્યો, જેને પતિ માની સન્માન્યો ને પૂજ્યો તેને 'ભાઇ' શી રીતે કહેવાય ? દીનેશ હાથમાંથી સંપૂર્ણ સરી ગયા પછી, અત્યાર સુધી તેણે ખેંચેલી ભાવનાઓ અને ઉર્મિઓના તાર તૂટી જાય છે એટલે 'ભાઇ' કહેવામાં વાંધો ન હોઈ શકે પરંતુ વિલાસથી તેમ થઇ શકયું નહીં.

વિલાસને બોલતી સાંભળી બકુલા સ્વસ્થ થઈ ને સાંભળવા લાગી.

વિલાસ આગળ બોલી: " એ અને ઉર્મિલા ઠેકાણે પડયાં."

"હા, પડ્યાં."

"હું રહી ગઇ."

"એમ શાથી બોલ્યાં ?"

"હું રહી ગયેલી જ છું ને ?"

"રહી જવાનો જ તમને અધિકાર હતો તે ભૂલી જાઓ છો ?"

"ભૂલી નથી જતી. ભાભી, હું કહેવા બીજું માગું છું પણ આવી રીતે બોલાઇ ગયું. કહેવા એ માગું છું કે હું કુંવારી નથી છતાં કુંવારી છું. પરણેલી છું છતાં કુંવારી છું. આવી સ્થિતિમાં ક્યાં સુધી રહેવું પડશે ?"

"તમને શું લાગે છે ?"

"હું તો કંઇ સમજી શકતી નથી. મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે એમ કહું તોપણ ખોટું નથી."

"છતાં ?"

"છતાં શું ? હું ભવિષ્ય જોઈ શકતી નથી."

"મારે માટે પણ તેવું છે. તમે માણસ છો—હું માણસ છું. તમે ભવિષ્ય જોઇ શકતાં નથી, હું જોઇ શકતી નથી."

"તમે આમ વાત કેમ કરો છો ?" ગુંચવાઇ જઈ વિલાસે કહ્યું.

"કેવી વાત કરૂં છું ?"

"મારા તરફ બિલકુલ સહાનુભૂતિ ન હોય ને હૃદયમાં ઘણા છલકાતી હોવા છતાં તેને ઉભરાતી અટકાવવા પ્રયત્ન થતો હોય તેવી."

"બરાબર છે. તમારા લગ્નસંબંધ સંબંધી વાત કરવામાં મને રસ નથી પડતો. એવો પ્રસંગ આવે છે ત્યારે કોણ જાણે શાથીયે ટુંકામાં પતાવી દેવાની ઇચ્છા થયા કરે છે."

"પણ તેથી મારા તરફ બેદરકારી રાખ્યે ચાલશે ?"

"નહીં જ."

"તો પછી વાત સાંભળ્યા સિવાય શું થઇ શકશે ?"

"સાંભળવાનું ક્યાં ના કહું છું ? હું તો સાંભળવા માગું છું એટલું નહીં પણ સાંભળી યાદ રાખવા ને વિચારવા ઇચ્છું છું; પરંતુ જ્યાં સુધી હૃદયમાંના સાચા વિચારો બહાર ન આવે ત્યાં સુધી તેમાંનું કંઇ થઇ શકે તેવું નથી. ખરૂં કહું તો મેં મારી મેળે અનુમાનો દોરી તમારા સંબંધી વિચારો કર્યા છે; પણ શું કરવું અગર શું થશે તે નથી સમજાયું."

"એમ શાથી ?"

"તમારો પ્રશ્ન એટલો જટિલ છે. એક બાજુ તમારી સ્વતંત્રતા, બીજી બાજુ તમારો સ્વભાવ, ત્રીજી બાજુ મારા વિચારો અને ચોથી

બાજુ ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળની ઉભી થવાની બીક લાગતી મુશ્કેલીઓ; આવા સંયોગોમાંથી બહાર નીકળવાનું છે અને તે પણ પારકી શક્તિ ઉપર અવલંબેલું છે."

"તો પછી શું મારે આની આ સ્થિતિમાં રહેવું ?"

"મારી પાસેથી જવાબ મેળવતા પહેલાં તમારી ઇચ્છા વ્યક્ત કરવાની જરૂર છે." કહી બકુલા વિલાસ શું કહે છે તે સાંભળવા તેના તરફ તાકી રહી.

"હું તૈયાર નથી."

"તો શું કરવા માગો છો ?"

"એ વિશે નિર્ણય કરી શકી નથી."

"વિચાર તો કર્યા હશે ને ?"

"હા, પણ અધકચરા વિચારો જણાવવાનો કે જાણવાનો અર્થ શો ? એથી ન ધારી હોય તેવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થવાની બીક રહે છે."

"પરંતુ તેથી તમારા વિચારોનો પ્રવાહ કઇ દિશાએ વહે છે તે જાણવા મળશે. કયે સ્થળે જઇને અટકાશે તે આપણામાંથી કોઇ નથી જાણતું. એ ન જાણીએ ત્યાં સુધી દિશા પણ ન જાણવી તે હું માનતી નથી."

"કોઇ પણ દિશા નથી." દુઃખી અને નિરાશ અવાજે વિલાસે કહ્યું.

"એવું બનેજ નહીં."

"ખરૂં કહું છું."

"તમને સમજણ નહીં પડતી હોય. મને કહો એટલે વિચારી લઇશ."

"પણ શું કહું ? કહેવા જેવું કશું જડતું નથી."

"તો પછી ઉપાય શો ?"

"એક ઉપાય છે. તમને જે કંઇ જાણવાની જરૂર લાગે તે માટે પૂછો. હું સાચા ઉત્તરો આપવા પ્રયત્ન કરીશ."

વિલાસ બકુલા તરફ જોઇ રહી. બકુલા વિચારમાં પડી ગઇ. દિલમાં ઘણું હોય છતાં વ્યક્ત ન કરી શકાય એવી પળો માણસને માટે ઘણી આવે છે એવું તે જાણતી હોવાથી અને એક–બે વખત અનુભવેલું હોવાથી તેણે વિલાસ પાસેથી જાણવાનો વિચાર માંડી વાળ્યો. આજસુધી કરેલા બધા વિચારોને સ્મરણપટ ઉપર તરવરવા દીધા, એ વિચારો ઉપરથી દોરેલાં અનુમાનોને નજર સામે ઉભાં રાખ્યાં ને શું જાણવા જેવું છે તે શોધવા લાગી.

કેટલીક વાર પછી બકુલા બોલી, “હું પોતે જે રીતે તમારૂં ગુંચવાયેલું કોકડું ઉકેલવા માગું છું તે રીત વધારે સમય માગનારી અને તમારે માટે કદાચ કંટાળાજનક થઇ પડશે.”

“એ રીત કઇ છે?”

“એ આજે જણાવવાનું પ્રયોજન નથી. તમારો આખો કેસ હાથમાં લઇ, સફળતાથી પાર ઉતારી શકાય તેવા સંયોગો નથી અને ખરેખરૂં કહી દેવા દો કે એવા સંયોગો ક્યારે આવશે તે સંબંધી અનુમાન પણ કરી શકાય તેમ નથી.”

“તો પછી શું કરવું?”

“તમને ઠીક લાગે તેમ.”

“જો તેમજ કરવું હોત તો તમને પૂછત શા માટે?”

“એ બીજો પ્રશ્ન છે. જેમ ફાવે તેમ કરવાનું તો એટલા માટે કહું છું કે હું જે નથી માનતી તે સિદ્ધ કરવાનું સ્વાભાવિક રીતે જ મન ન થાય.”

“એટલે? તમે શું કહેવા માગો છો તે હું ન સમજી શકી.”

“ભલે. હવે હું તમને પૂછું છું કે આ ને આ સ્થિતિમાં પાંચ, દશ કે પંદર વરસ રહેવું પડે તો તે માટે તૈયાર છો?” બકુલાએ વાતની દિશા બદલી.

“એ મુદ્દત બહુ લાંબી છે.”

“હા, મુદ્દત લાંબી છે તે હું કબુલ કરૂં છું; પણ આવી વસ્તુ-સ્થિતિમાં તેટલી મુદ્દતની જરૂર પડે પણ ખરી.”

વિલાસ કંઇ ન બોલી. તે નીચું જોઇ, પગ ઉપર પથરાયેલી સાડી સાથે રમત કરતાં વિચાર કરવા લાગી. બકુલા પણ પોતે બોલી તે શબ્દો ઉપર વિચાર કરવા લાગી. તેની નજર વિલાસ ઉપર હતી. કેટલીક મિનિટ આ સ્થિતિમાં વહી ગયા બાદ બકુલાથી અચાનક બોલી જવાયું, “એ જ મુશ્કેલી છે.”

ભાભીના શબ્દો સાંભળતાં જ વિલાસની વિચારમાળા તૂટી ગઇ. તેણે ઉંચું જોઇ બકુલા ઉપર નજર નાખી. બકુલા હજી વિચાર કરી રહી હતી.

“શી મુશ્કેલી છે?” વિલાસે પૂછ્યું.

“મુશ્કેલી એક નથી—અનેક છે.”

“મુખ્ય મુશ્કેલી કઇ છે?”

“તમે છૂટાછેડા કર્યા છે તે.”

“એટલે તમે એમ કહેવા માગો છો કે મારે મહેન્દ્ર સાથે છૂટાછેડા નહોતા કરવા જોયતા?”

"ના, હું એમ કહેવા નથી માગતી. તેની સાથેતો તમારો સંબંધ એટલો કહેવાઈ ગયો હતો, એટલો અસહ્ય બની ગયો હતો કે તે સિવાય છૂટકો નહોતો."

"તો પછી મારો શો વાંક?"

"છૂટાછેડા કરવામાં તમારો વાંક નથી; પણ મારી સ્થિતિ બહુ વિલક્ષણ છે. કોઇ કડિયાએ નાનો પાયો તૈયાર કર્યા પછી તેના ઉપર ઉંચો વિશાળ બંગલો બાંધવાનું બીજા કડિયાને કહેવામાં આવે ત્યારે તેની જેવી દશા થાય તેવી દશા અત્યારે મારી છે. તમારો પ્રશ્ન વિકટ બન્યો છે. પાયો દોદરો ન હોત તો આવું ન થાત. જે રીતે તમે મહેન્દ્ર સાથે લગ્ન કર્યા......"

"ભાભી. એ વાત જવા દો. હાલીચાલીને બધાં એ વાત ઉપર આવો છો પણ જે થઇ ગયું તે થઈ ગયું."

"એની તો આ પીડા છે."

"વિચાર કર્યાથી નાશ ઓછો થવાનો છે?"

કાઠિયાવાડ એક્સપ્રેસ એક પછી એક સ્ટેશનો વટાવતી ઝપાટાબંધ અમદાવાદ તરફ દોડી રહી હતી અને અમદાવાદ તદ્દન નજીકમાં આવી ગયું છે તેની શરત નણંદ–ભોજાઇને નહોતી. તેમનો વાર્તાપ્રવાહ એટલી ગંભીરતાથી આગળ વહેતો હતો કે તેની બહાર ધ્યાન જાય તેવું નહોતું. વાર્તાલાપ દેખીતી રીતે સાદો છે પણ તેમાં ચર્ચાએલા પ્રશ્નો ઉંડી કુનેહ, તીવ્ર વ્યવહારિક બુદ્ધિ, સતત પરિશ્રમ અને ચિરંજીવી સહાનુભૂતિની આશા રાખે છે. આમ છતાં સફળતા રણમાં આઘે દેખાતા પાણીના જેવી છે. આઘે દેખાતું જળ કદાચ જળ હોય, કદાચ મૃગજળ હોય–મોટે ભાગે મૃગજળ.

"ત્યારે હું કહી દઉં" બકુલા મંદ સ્વરે, ઓછી ઝડપે અને સાવચેતીથી કહેવા લાગી: "સાંભળો. છૂટાછેડાની પ્રથાને હું નાપસંદ કરૂં છું છતાં તમારે માટે આશિર્વાદસમાન માનું છું."

"શાથી?"

"સંયોગો એવા હતા; પણ તેટલાથી તમે નિર્દોષ નથી ઠરતાં. જે રીતે લગ્ન ન કરવાં જોઇએ તે રીતે લગ્ન કર્યા પછી આ સિવાય બીજું કંઇ હોઇ ન શકે અને તે થયા પછી તેનાં પરિણામ ભોગવવા તૈયાર રહેવું જોઇએ. તૈયાર ન રહો તોપણ તે ભોગવવાનાં તો છે જ. એ પરિણામો ઓછાં કરવાં હોય કે થોડાં ભોગવ્યા પછી સુખી થવાતું હોય તો તે માટે પ્રયત્ન કરવાની મારી ફરજ રહે છે અને તે હું બજાવીશ. સફળ થાઉં તે દરમ્યાન બીજો કોઇ રસ્તો જડતો હોય–સારો રસ્તો જડતો હોય તો તે સ્વીકારજો. મારો પંથ

લાંબો અને કડવાળો છે. હું સફળ થાઉં કે નિષ્ફળ તે કહી શકું નહીં. સફળ થાઉં તો પણ તે સફળતા અર્ધી હોય કે આખી હોય. તે માટે પણ કહી શકું નહીં."

"કંઇ સ્પષ્ટ જવાબ ન મળ્યો."

"કારણકે મળી શકે તેમ નથી."

"તો પછી મારે કરવું શું?"

"તે હું વિચારૂં તેના કરતાં તમે વિચારો તે વધારે સારૂં લાગે છે. દરમ્યાન હું જે સંયોગોની રાહ જોઈ રહી છું તે હાથમાં આવતાં લાભ લેવાનું નહીં ચૂકું, મહેનતથી નહીં ડરૂં-એની ખાતરી રાખજો"

ટ્રેન અમદાવાદ સ્ટેશનની હદમાં દાખલ થઇ ગઇ હતી એટલે વાર્તાલાપ અટક્યો ને સ્ટેશન કેટલું દૂર છે તે જોવા બકુલાએ અને વિલાસે બારી બહાર જોયું. સ્ટેશન જરા આઘે દેખતાં વિલાસે ડોકું અંદર ખેંચી લીધું પણ બકુલા તે તરફ જોઇ રહી. વિલાસ વિચારમાં પડી ગઇ. છેવટે ગાડી ઉભી રહી એટલે તે પોતાની બેગ હાથમાં લઇ ઉતરી ગઇ. તેની પાછળ બકુલા ઉતરી અને એજ ટ્રેનમાંના એક ડબ્બામાં બેઠેલા પોતાના નોકરોની રાહ જોવા લાગ્યાં. બીજા કંપાર્ટમેન્ટમાંથી બાળકો બહાર પડયાં ને વિલાસ તથા બકુલાની જેમ તેઓ પણ ઊભાં રહ્યાં.

---

## પ્રકરણ ૪ થું

## નડિયાદમાં ડોકિયું

ઉર્મિલાના ઉરની ઉર્મિઓ સફળ થઇ ને એના જીવનમાં ધન્યતા ઉતરી આવી. કંઇ કંઇ વરસોથી જે મોંઘી સિદ્ધિની તે રાહ જોતી હતી, સંસારીજનના બનાવો અને યુવાન–યુવતિઓના પ્રણયસંબંધના પ્રસંગો જે વસ્તુની પ્રાપ્તિ માટે તે અવલોકતી હતી, ઉરની ભાવનાઓ અને જીવનની યાતનાઓનું જે કારણસર પૃથક્કરણ કરતી હતી તે સર્વ ઉગી નીકળેલું જોઇ એનું હૈયું નાચતું હતું, એક અપૂર્વ ગાન ઉદ્દભવી એના આખા શરીરને કોઇ અજબ ચેતનાથી છવરાવી દેતું હતું. દીનેશ એનો થયો હતો અને તેને જ ઉચ્ચ સ્થળે સ્થાપી બાકીનું સઘળું અલ્પતાની કોટિમાં વસેલું જોતી હતી.

પ્રેમલગ્નનાં પંખીઓ જે ખેંચાણ સ્વપ્ને પણ અનુભવી શકતાં નથી, દેહલગ્નનાં પુતળાંઓ જે હૃદયઐક્યના અસ્તિત્વને સ્વીકારતાં

નથી તે ઐક્ય અને તે ખેંચાણુ ઉર્મિલા અને દીનેશને પ્રાપ્ત થયાં છે. દીનેશ રસિક હોવા છતાં રસિકતા તરફ ઉદાસીન હતો, ઉર્મિલા રસિક હતી અને રસિકતાની પૂજાને જીવનનો પરમ લહાવો માનતી હતી. આવાં નર–નારીનું જોડાણુ જીવનને સફળતા તરફ દોરી જાય તેમાં આશ્ચર્ય નથી. દીનેશ અને ઉર્મિલા પ્રેમના મહોદધિમાં મહાલવા લાગ્યાં. એમનો પ્રેમ કંચન સમો વિશુદ્ધ હતો. તોફાની પ્રેમ વિનાશ તરફ ઢસડી જાય છે ને જીવનસંગ્રામમાં એવા પ્રેમ કરતાં શાન્ત પ્રેમનું સ્થાન અતિ ઉંચું છે. અનેક યુગલો પ્રેમના મહા સ્રોતમાં તણાઇ જઇ મુશ્કેલીઓના ખડકો સાથે અથડાયા પછી પ્રેમમાં સ્થિરતા પામે છે પણુ આ યુગલને એ કપરી પરીક્ષામાં બેસવાનું નહોતું. એમના પ્રેમનો પ્રબળ સ્રોત હૃદયની ઉંડામાં ઉંડી ગુફામાં વહેતો હતો એટલે જગતજને જોયો નહોતો અને તે પ્રબળ હોવા છતાં ઉભરાયો નહોતો એટલે મલિનતા પામ્યો નહોતો. આથી તેમણે પરણ્યા પછી ભોગવિલાસને જીવન આપી દીધું નહોતું. એમનામાં પ્રેમની મસ્તી હતી પણુ તે ઉચ્છૃંખલતાની હદમાં પ્રવેશેલી નહોતી.

પરણ્યા પછી તેમની સમક્ષ નવા જ પ્રશ્નો ઉપસ્થિત થયા. જીવન શું છે અને તેની ઉપયોગિતા શી છે તે તેઓ વિચારતાં ને પોતાના જીવનને એ રાહે ખડાં કરવાના મનોરથ સેવતાં પ્રયત્નશીલ રહેતાં. તેઓ નડિયાદમાં જ રહેતાં હતાં. ઉર્મિલાને પિતા તરફથી મળેલો વારસો તેના કાકાના વહિવટમાં હતો. વહિવટ સારી રીતે થતો હતો. તેથી પોતાના હાથમાં લેવો કે ન લેવો તે ઉપર વિચારોની આપલે કરવા ઉર્મિલા અને દીનેશ બેસતાં ત્યારે તેમને ભાવિ જીવનનું સ્વરૂપ કેવું હશે તે વિચારવું પડતું. ચોક્કસ ભાવિ વિના, જીવનને ગતિમાન થવાની દિશા દર્શાવતા બિંદુ વિના, વર્તમાનનો ઉકેલ મુશ્કેલ હતો. ભાવિની રેખા દોરવાનું બંને કબુલ કરતાં પણુ કેવી રેખાઓ દોરવી તેનો નિર્ણય ન કરી શકતાં. મિલ્કત લાખો રૂપિયાની હતી અને તેનો વહિવટ કરવો તે સાધારણુ વાત નહોતી.

નવદંપતીના સૌમ્ય આનંદનો ઉપભોગ કરતાં અને ભાવિનો વિચાર કરતાં છ માસ વહી ગયા. આજેજ બકુલાનો કાગળ આવ્યો હતો. છ માસથી મળેલાં નહીં હોવાથી થોડા દહાડા અમદાવાદ આવી જવાનું તેણે આમંત્રણુ કર્યું હતું. ઉર્મિલા બકુલાને પોતાના જીવનને સુખી કરનાર માનતી હોવાથી અને દીનેશ તેને પોતાના શુભેચ્છક મિત્ર તરીકે જોતો હોવાથી બંનેએ અમદાવાદ જવાનું નક્કી કર્યું; પણુ ક્યારે જવું તેનો નિર્ણય નહોતો કર્યો.

ઉર્મિલા પોતાના પિતાના મકાનમાં દીનેશ સાથે રહેતી હતી. કાકાને ત્યાં રહેવાનો અતિશય આગ્રહ થયો હતો પણ તેનો બંનેએ સાભાર અસ્વીકાર કર્યો હતો. પૈસાદાર હતાં તોપણ તેમણે એકેય નોકર રાખ્યો નહોતો. ઉર્મિલા રાંધતી ને ઘરનું કામ કરતી. આજે તે રાંધતી હતી. ઝીણા સાલ્લાથી ઢંકાયેલું તેનું શરીર અજબ મોહક લાગતું હતું. દીનેશ જાળીવાળા રસોડાના પાતળા ને ઉંચા ઉમરા ઉપર બેઠો હતો. ઉર્મિલા વાતો કરતી રસોઇ બનાવી રહી હતી.

“ જીવન શું છે ? ” વાર્તાલાપનો વિષય બદલતાં દીનેશે પૂછ્યું.

“ મને લાગે છે કે તે કંઈ નથી. ”

દીનેશને ઉર્મિલાની આ ફીલસુફી પસંદ ન પડી. જીવન તો શું પણ આ જગત–આપણે જે નજરે જોઇએ છીએ તે બધું ‘કંઇ નથી’ તો પછી જીવન ‘કંઇ નથી’ એમ લાગે તેમાં નવું કે આશ્ચર્યોત્પાદક કંઇ નથી. પણ દીનેશ આ વાર્તાલાપના પહેલા પગથીઆથી વધી આગળ જવા માગતો હતો.

તે બોલ્યો, “ પણ કંઇ નથી તોપણ તેમાં કંઇક છે. ”

“ હા, માનીએ તો. ”

“ અને તે આપણે માનવું જોઇએ. ”

“ બરાબર છે. ”

“ તો પછી આપણા જીવનમાં શું હોય તે તમને ઠીક લાગે ? ” દીનેશે કહ્યું. તે આગળ બોલ્યો: “ એક જીવન ‘ સ્વ ’ના વર્તુળમાં રૂંધાયેલું છતાં સુખી, સંતોષી અને શક્તિમાન હોય છે. બીજું જીવન ‘ સ્વ ’ના વર્તુળને ઓળંગી ગયેલું, દુઃખ, અસંતોષ, ચિંતા અને વેદનાઓથી વીંટળાયેલું છતાં પરમ સુખી અને મહત્ત્વના સ્થાને વિરાજતું હોય છે. તમને શું ગમે ? ”

“ તમને શું ગમે ? ” ઉર્મિલાએ પોતાને પૂછાયેલા પ્રશ્નનો જવાબ ન આપતાં તેજ પ્રશ્ન સામો પૂછ્યો.

“ હું જ્યાં સુધી તમારા વિચારો ન જાણી શકું ત્યાં સુધી એનો નિર્ણય ન કરી શકું. નિર્ણય કરવાની સુગમતા થઈ પડે તેટલા માટે જ આ પ્રશ્ન પૂછું છું. ”

“ મારા વિચાર જાણ્યા સિવાય તમે શાથી નિર્ણય કરી શકો ? ”

“ હું તમને જવાબદાર છું. ”

ઉર્મિલા શરમાઇ. તે બોલી, “ તો પછી હું તમને જવાબદાર નહીં કે ? ”

“ હું ના નથી પાડતો. ”

"તો પછી તમારે તમારા વિચારોને ચોક્કસ કરી મારા વિચારો જાણવા જોઈએ. તમારો નિર્ણય તે મારો નિર્ણય હશે."

"ભલે."

દીનેશ ઉઠ્યો ને પોતાના ઓરડામાં જઈ બેઠો. એણે પોતાના જ્ઞાનનો; દીઠેલી દુનિયાનો અને અનુભવોનો ઉપયોગ કરી વિચાર કર્યો. પહેલેથી તે સાદાઈમાં સુખ માનતો હતો એટલે સાદાઈ જે વસ્તુ ઉત્પન્ન કરે છે તે તેનામાં પ્રગટ થએલી હતી. સાદાઈમાંથી ધીમે ધીમે તપની ભાવના પ્રગટે છે અને એ તપ બીજાંના શ્રેય માટે જ હોવું જોઈએ એમ લાગે છે. ઘણી વાર સુધી વિચારો કર્યા પણ દીનેશ નિર્ણય ન કરી શક્યો એટલું જ નહીં પણ નિર્ણય માટે જે વિચારબળ જોઈએ તે પૂરતું નહીં હોવાથી વિચારોના ચક્કરમાં જ ભમતો રહ્યો. નવું બળ મેળવવાનો તેની પાસે એક રસ્તો હતો ને તે ઉર્મિલા સાથે વાતો કરવાનો. વળી પાછો તે ઉઠ્યો ને ઉર્મિલા પાસે આવી ઉમરા ઉપર બેઠો.

"પૂછવાની જરૂર નથી છતાં પૂછું છું. તમને મારો સાદાઈનો શોખ ગમે છે?" દીનેશે ઉર્મિલાને પૂછ્યું.

"હા."

"પૈસાનો મોહ છે?"

"હા અને ના."

"ફના થવાનો શોખ છે?"

"હા."

"એ શોખ અન્ન જેટલો આવશ્યક બની શકે ખરો?" કહી ઉર્મિલા શો જવાબ દે છે તે જાણવા દીનેશ તેના તરફ જોઈ રહ્યો.

"તમને શું લાગે છે?"

"તે કહેવું મારે માટે અઘરૂં છે."

"છતાં?"

"મને લાગે છે કે તેમ થઈ શકે."

ઉર્મિલા દીનેશ તરફ જોઈ રહી. કેટલાયે દિવસોથી દબાવી રાખેલી વાત કહી દેવા માગતી હોય તેમ તેના મુખમંડળ ઉપર દૃઢ બળની લાલાશ તરી આવી. તે બોલી, "છેલ્લા છ માસથી હું જોઉં છું કે તમારા દિલમાં કોઈ એવું વજન પડયું છે જેણે લગ્ન પહેલાંની તમારી સ્થિતિમાં ફેરફાર કરી નાખ્યો છે. આપણો સંબંધ પણ હવે અધિકારના ભારથી દબાયેલો—કચરાયેલો હોય તેવો બનતો જાય છે."

"એમ શી રીતે લાગે છે?"

"તમારા વાર્તાલાપ ઉપરથી." કહી ઉર્મિલા દિલગીર થઈ જઈ સ્થિર ઊભી રહી. મીઠા રોષથી અને અપ્રતિમ સન્માનથી ઉભરાતી નજર નાખી, દીનેશ તરફ મોં કરી છતાં નીચી નજર રાખી, કરૂણાજનક શબ્દોથી તે આગળ બોલીઃ "પરણ્યા પછીનું જીવન જોતાં મને એવું જણાય છે કે તમે મારા હાથ નીચે કામ કરવાનો નિર્ણય કર્યો છે. આથી કરીને અમદાવાદમાં આપણે જે સમાન કક્ષામાં હતાં ને મઝા ભોગવતાં હતાં તે ગુમાવી બેઠાં છીએ. શું એમ માનો છો કે મારા પિતાના દ્રવ્યે તમને પૈસાદાર બનાવ્યા તે મારો ઉપકાર છે? શું એવી બીક છે કે એ સંયોગોનો લાભ લઇ હું તમને દબાવવાનો હક રજુ કરીશ?"

પોતાના દિલમાંની છૂપામાં છૂપી વાત ઉર્મિલા જાણી ગઇ છે તે જાણી દીનેશ ચમક્યો. ઘડીભર ઉર્મિલાની આંખ તરફ તાકી રહ્યો. થોડીવાર તાકી રહ્યા પછી ધીમે ધીમે નીચું જોયું. તે ઉર્મિલાથી દબાતો હતો તેવું નહોતું પણ અંતરમાં પોતાને ગરીબાઇના પંઝામાંથી છોડાવનાર ઉર્મિલા માટે એક પ્રકારની ઉચ્ચ અને વિશિષ્ઠ લાગણી જન્મી હતી. એ લાગણીએ તેને કંઇક દબાવ્યો હતો તે સાચું પણ તેણે કોઇને કહ્યું નહોતું; તોપણ ચતુર ઉર્મિલા જાણી ગયા સિવાય ન રહી. તે ઘણા દિવસથી દીનેશનું હૃદય પારખી ગઇ હતી પણ યોગ્ય કાળની રાહ જોઇ રહી હતી. આજે એનું હૃદય રડી ઉઠ્યું, દીનેશનું વર્તન અસહ્ય થઇ પડ્યું એટલે બોલી. એના શબ્દોમાં ચીરાતા હૃદયની વેદનાના ચિત્કાર હતા.

ઉર્મિલા આગળ કહેવા લાગીઃ "તમારૂં આ પ્રકારનું વર્તન એક પ્રકારના ભિન્નભાવને આભારી છે, એમ હું માનું છું. તમારી એ મનોદશા મને દુઃખી કરે છે."

"એવું કંઇ નથી." દીનેશ નરમ અવાજે બોલ્યો.

"નથી? શું એવું નથી?" ઝળઝળીઆંથી ભીંજાએલી આંખે ત્રાંસી અને રોષપૂર્ણ દૃષ્ટિ નાખી જુસ્સાથી ઉર્મિલા બોલીઃ "આ ભિન્નત્વ શાને? આપણે લગ્નથી જોડાયાં એટલે વ્યક્તિગત સ્વામીત્વના અધિકારો નષ્ટ થઇ જાય છે. એ દ્રવ્ય તમારૂં જ છે."

"એ હું માનું છું પણ તેના વ્યય માટે અને તેને લગતી કેટલીક બાબતો માટે તમારો અભિપ્રાય માગું તે શું ખોટું છે?"

"દલીલ તરીકે એ ખોટું નથી પણ તેથી મારૂં હૃદય રડે છે."

"એટલે કે હું તમને ન પૂછું?"

"પૂછો એમ ઇચ્છું છું પણ આવી રીતે પૂછો તેના કરતાં ના પૂછો તે વધારે સારૂં ગણું છું."

"પણ તેમાં તમે આટલાં છેડાઇ જાઓ છો શા માટે ?"

"બસ કરો. મહેરબાની કરીને તમારી આવી વાતો બંધ કરો. શું મેં તમને ખરીદી લીધા છે ? તમે અહીં ગુલામ તરીકે આવ્યા છો ? આ ઘર ઉપર અને આ દ્રવ્ય ઉપર તમારો હક નથી ? જો 'ના' કહેતા હો તો એમ પણ કરી દો કે તમારો મારા ઉપર હક નથી, મારો તમારા ઉપર નથી. આપણે બંને કોઇના બળાત્કારને વશ થઈ એકમેક જોડે આવી પડયાં છીએ."

"આટલું બધું માઠું ન લગાડવું જોઇએ. કબુલ કરૂં છું કે મારા દિલમાં એવું કંઇક છે; પણ ભિન્નત્વની લાગણી નથી."

"શું એ 'એવું કંઇક' નહીં જાય ?"

"જશે; પણ વખત જોઇશે."

"કેટલો ?"

"એ કહી ન શકું. હું ગરીબાઈમાં જન્મ્યો છું અને ગરીબાઇમાં જીવ્યો છું. એક વખત ઇશ્વરે પૈસાદાર બનાવ્યો હતો પણ એ સાજ મને ભારે પડયા તેથી ગરીબાઇને સ્વીકારી લીધી છે. હવે વળી પાછો..." આગળ બોલતાં દીનેશ અટકી ગયો.

"બોલો—અટકી કેમ જાઓ છો ?"

"જે કહેવાનું છે તે તમે જાણો છો."

"મને તો કંઈ સમજાતું નથી."

"કહીશ. કોઈક દહાડો કહીશ. આજે બોલવાની ફરજ ન પાડશો."

"હૃદયની જુદાઇ હોય, કંઈક ઉંડી શંકા અંતરમાં વસી હોય તેવો ભાસ કરાવતા આવા વાર્તાલાપથી મારૂં હૃદય ચીરાઇ જાય છે ! શા માટે આમ કરો છો ?" કહી ઉર્મિલા રડી પડી.

રડતી ઉર્મિલાને જોઈ દીનેશની આંખમાં પાણી ભરાઇ આવ્યું. તે રોતાં રોતાં બોલ્યો, "શા માટે આટલાં દુઃખી થાઓ છો ? તમારી આંખમાંનાં આંસુ મારા હૃદય ઉપર વજ્રનો આઘાત કરે છે. મારા હૃદયમાં કશું નથી. જો તે તમારે જોવું હોય તો હૃદય ચીરીને બતાવું."

"તો પછી આવું શાથી થાય છે ?"

"મારો સ્વભાવ એવો છે. હું જયારે બહુ વિચારૂં છું ત્યારે મને લાગે છે કે હું જીવવાને લાયક નથી. મારી વિચિત્રતાઓ મને અને બીજાને દુઃખી કરે છે. તમારે તે નભાવી લેવી જોઇશે. તેમ નહીં થાય તો મારૂં શું થશે ? તમારૂં શું થશે ?" અતિ કરૂણ અવાજે દીનેશે કહ્યું.

દીનેશની દશા એના સમજવામાં આવી. એ શબ્દોને અસરકારક માનો કે ન માનો પણ દીનેશના ચહેરાએ અસર કરી. જાત ઉપરના કંટાળાથી અને વેદનાથી પીડાતું મોં, અન્યને દુઃખી દેખી લાચાર બની ગઇ હોય તેવી આંખ અને પોતાના તરફ અનુકંપા રાખવા પોતાના પ્રત્યે સહિષ્ણુતા દર્શાવવા યાચના કરતા હોય તેવા મોંની આજુબાજુના સ્નાયુઓ ઉર્મિલા વધુ વખત જોઇ શકી નહીં. દીનેશને જે કંઇ કહ્યું તે બદલ તેને પશ્ચાતાપ થવા લાગ્યો.

શરમાતી શરમાતી બોલતી હોય તેમ ઉર્મિલા બોલી, "મને માફ નહીં કરો ?"

"કઇ ભૂલ માટે ? કયા વાંક માટે ?"

"મેં તમને આ શબ્દો કહ્યા તે માટે"

"એ કહેવાનો તમને અધિકાર હતો."

"બળ્યા એ અધિકારો !" કંટાળી જઇ ઉર્મિલા બોલી ને દીનેશ તરફ જોઇ રહી. દીનેશ નીચું જોઈ રહ્યો એટલે તેણે તે જોયું નહીં. ઉર્મિલા પાસે ગઇ ને માથું પકડી, ઉંચું કરી આગળ બોલી "મને માફ નહીં કરો ? હું તમારા દિલને બરાબર પીછાનું છું, તો પણ આ ભૂલ કરી બેઠી..."

"માફી નહીં માગો. મને એ નથી ગમતું."

"તો ભલે."

અને એ પ્રણય કલહને વિસરી બંને પંખીડાં એક થયાં. બંનેનાં મુખો ઉપર પાંચ-સાત મિનિટ પછી પહેલાંના જેટલી પ્રફુલ્લતા, સહૃદયતા, અને એક મેક પ્રત્યેના અંતરના ઉંડા પ્રેમની સુરખી છવાઇ ગઈ.

---

## પ્રકરણ ૫ મુ

---

## બકુલાનાં મહેમાન

---

"ટ્રેનને હજી વાર છે." પુરૂષે કહ્યું.

"અર્ધો કલાક હશે ?" સ્ત્રીએ પૂછ્યું.

"હા"

"ચાલો વેઇટીંગ રૂમમાં બેસીએ."

"એના કરતાં જરા ફરીએ તો ? સવારનો પહોર છે ને જરાક ચાલતાં સ્વચ્છ હવા પ્રાપ્ત કરી શકાય તેમ છે."

"ચાલો."

નડિયાદ સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર દીનેશ અને ઉર્મિલાને આ પ્રમાણે વાર્તાલાપ થયો. આ જોડામાં સમાજને આંજવાની ભભક નહોતી પણ સમાજને આકર્ષે તેવી સૌરભ હતી. આખું નડિયાદ આ યુગલ તરફ માનની દષ્ટિથી જોતું હતું ને બધાં તેને ઓળખતાં હતાં. સ્ટેશન માસ્તર પણ એ સૌરભ પામ્યો હતો. તે દીનેશ તથા ઉર્મિલાને ઓળખતો હતો એટલે થર્ડ કલાસમાં મુસાફરી કરવાની હોવા છતાં વેઈટીંગ રૂમ મેળવી શકાત ને તેમાં બેસી ચા કે કૉફીનો રૌફબંધ ઓર્ડર આપી ‘ વટ ’ પાડી શકાત; પણ દીનેશ એ ચાંપ-લાઈનો વિરોધી હતો. વેઈટીંગ રૂમમાં બેસવા છતાં તે એવા અછ-કલાવેડા કરવા તૈયાર થાય તેમ નહોતું.

“ માસ્તર સાહેબ, ત્યારે અમે જરા ફરવા જઈશું. ”

“ ભલે પંદર વીસ મિનિટમાં પાછા ફરજો. ” કહી જોડે ફરતો સ્ટેશન માસ્તર પોતાની ઓફીસમાં ચાલ્યો ગયો ને દીનેશ તથા ઉર્મિલા નડિયાદ સ્ટેશનથી આણંદ તરફ જતા રેલ્વેના પાટા આગળ વધવા લાગ્યાં. રતન તળાવ આગળ આવી, ગરનાળા તળે થઈ તેઓ આગળ વધ્યાં.

ખુશનુમા સવાર હતું. કિન્નર કંઠી પંખીડાંના મંજુલ રવ ગાજતા હતા ને દિશાઓને ગજાવતાં, કોઈ રમ્ય સંગીત દુનિયાને સુણાવતા હતા. દૂર દૂર પ્રભાતની તાઝગી મેળવી હસતાં હોય તેમ વૃક્ષો પ્રફુલ્લ દેખાતાં હતાં. દીનેશ અને ઉર્મિલા આગળ વધવા લાગ્યાં. તેઓ થોડુંકજ આગળ વધ્યાં ત્યાં દીનેશની નજરે એક માણસ પડયો.

એ ૧૭–૧૮ વરસનો યુવાન હતો. મોં ગરીબડું હતું અને આંખો દરદથી ઉભરાઈ રહી હોય તેવી હતી. અપંગ હતો, ચાલી શકતો નહોતો એટલે જમીન ઉપર હાથ ટેકાવી, ઢીંચણની મદદથી મરડાતો મરડાતો ખસતો હતો. આવી રીતે ચાલવાથી તેનાં કપડાં મેલાં થઈ ગયાં હતાં.

દીનેશ આ દુઃખી યુવાન તરફ અનિમિષ જોઈ રહ્યો. એના અંતરમાં વસી રહેલી સહાનુભૂતિ અને દયા આંખોને રસ્તે વરસવા લાગ્યાં. હૃદયમાં એક પ્રકારનું મૂગું કરૂણ રૂદન ચાલુ થયું. તે થોભી ગયો ને કંઈક વાર સુધી તેના તરફ તાકી રહ્યો. દરમ્યાન આ કમભાગી યુવાન નજીક આવી પહોંચ્યો. હાથની ઇશારતથી દીનેશે તેને ઉભો રાખ્યો.

“ ભાઈ, બંને પગ ખરાબ છે ? ” દીનેશે પૂછ્યું.

“ હા શેઠ. ”

“ શાથી તેમ થયેલું ? ”

"નાનપણુમાં કંઇક રોગ થયેલો."

"તારાં માબાપે દવા ન કરાવી ?"

"શક્તિ પ્રમાણે ખર્ચ કર્યું પણ મારા નસીબમાં દુ:ખ તે કશો ફાયદો પડયો નહીં."

દીનેશે તેને આઠ આના આપ્યા તે લઇ એ ભલો માણસ ચાલતો થયો, પણ દીનેશના દિલમાં વેદના ભરતો ગયો. એ વેદનાને અને વિચારોને લીધે તે સ્થિર થઇ રહ્યો.

થોડીવાર પછી ઉર્મિલાએ કહ્યું, "ચાલોને!"

કોઇ જાદુગરના જાદુથી હાડપિંજર હાલવા માંડે, કળ ફેરવતાં યંત્ર ગતિમાન થાય તેવી ઢબે ને તેટલી ગંભીરતાથી દીનેશ હાલ્યો ને સ્ટેશન તરફ જવા પગ ઉપાડયો.

"આગળ નથી જવું ?" ઉર્મિલાએ પૂછ્યું.

"ના પાછાં ફરીએ." દીનેશે જવાબ દીધો પણ ઉર્મિલા તરફ ધ્યાન નહોતું. તે ગ્લાનીભર્યા મુખે ને અવ્યવસ્થિત પગલે ચાલતો થયો.

વેઇટીંગ રૂમમાં જઇ તે એક ખુરશીમાં પડયો. ઉર્મિલા સામેના ટેબલની કોર ઉપર બેઠી પણ દીનેશે તેની સાથે વાત ન કરી. એ વાત કરી શકે તેવી સ્થિતિમાં નહોતો. જગતનાં દુખિયાંની વેદના એણે પોતાની કરી હતી અને એ વેદનાને પોતાની સર્વ શક્તિઓ સોંપી દીધી હતી. દુઃખી માણસને જોતાં ભગવાન બુદ્ધને જે વિચારો થયા હશે તે નહીં તો તેવાજ વિચારો દીનેશને થતા હતા. જેમ ભગવાન બુદ્ધના વિચારો લંબાઇ લંબાઇને આપભોગ તરફ નમ્યા હતા તેમ દીનેશના વિચારો આપભોગ તરફ નમવા લાગ્યા. એ હૃદયમાં એકજ વિષયના ચિત્કાર હતા. જગતનાં દુ:ખી માણસો માટે હું શું કરી શકું ? માનવીઓની લૂટાતી શક્તિ અને વેડફાતી જીંદગી માટે મારી જાત શા કામમાં આવી શકે ?

આગળથે સ્ટેશનેથી ગાડી ઉપડયાનો ઘંટ વાગ્યો,

દીનેશ વિચારતંદ્રામાંથી જાગ્યો. ઘેન ભરેલી આંખ ઉપાડી ઉર્મિલા તરફ જોયું. ઉર્મિલાએ દીનેશ તરફ જોયું. બંનેની દૃષ્ટિઓ એકતા અનુભવી રહી, બંનેની નજરે એકજ હૃદયભાવ વહાવ્યા અને તે એકમેક પ્રત્યે સહાનુભૂતિ, એકમેક પ્રત્યે વિશ્વાસ ને અનુકંપા ! દીનેશને શું બોલવું તે સુઝયું નહીં, શું કહેવું તે ઉર્મિલાને સમજાયું નહીં.

"ટિકિટ લઇ આવું." કહી દીનેશ ઉઠયો ને ચાલ્યો. ઉર્મિલા પણ ઉઠીને ચાલવા લાગી.

થોડી વારમાં દીનેશ પાછો ફર્યો. ગાડીને આવવાની વાર હતી એટલે બંને પ્લેટફૉર્મ ઉપર ફરવા લાગ્યાં.

"લગ્ન પહેલાં આપણા જીવનમાં જે રસ હતો, જે માધુર્ય જે તાઝગી હતી..." ઉર્મિલા તૂટતા અવાજે કહેવા લાગી એટલે દીનેશે તેના તરફ તીવ્ર દૃષ્ટિથી જોયા કર્યું. ઉર્મિલા આગળ બોલી, "...તેમાંનું કંઇ આજે નથી દેખાતું."

"તે હું કબુલ કરૂં છું; પણ તમારા મોંમાંથી આ શબ્દો ? હું તમને ઓળખું છું ત્યાં સુધી તો આવા શબ્દોની આશા ન રાખી શકું."

"શાથી ?"

"એથી કંઇક ઉચ્ચ વસ્તુની આશા રહે છે."

"એટલે ? શું આ વસ્તુ હલકી છે ?" ઉર્મિલાએ પૂછ્યું.

"હલકી છે એમ કહી શકતો નથી પણ આપણે બંને એક થઇ કોઇ એવું કાર્ય કરીએ, કોઇ એવી શક્તિને જગત ઉપર ગતિમાં મૂકીએ જે માનવીનાં દુઃખ ઘટાડે કે ઓછાં કરે."

"તેને માટે ક્યાં ના પાડું છું ? તમે જે નિર્ણય કરશો તેને હું અનુસરીશ."

"પણ તે સંબંધી વિચારો કરવાનો અને મને તે માર્ગે દોરવાનો તમને અધિકાર છે."

"હું તેને ધર્મ માનું છું."

"ધર્મ એટલે અધિકાર નહીં ?"

"મને લાગે છે કે તેમાં કંઇક ફેર છે. ધર્મ એ લખાય કે ન લખાય તો પણ એકજ રૂપમાં રહે છે. અધિકાર લખાય છે, એના ઉપર ચોકસતાની છાપ મૂકાય છે ત્યારે તે વિકટ માર્ગો તરફ ગતિમાન થાય છે. નથી લખાતા ત્યારે આપણને કોઇ ભવ્ય અને તેજસ્વી દર્શન કરાવે છે."

"તોપણ તમારે તમારા અધિકાર ભોગવવા જોઇએ."

"બરાબર છે; પણ લગ્ન પછીના જીવનમાં આપભોગ અને સહનશીલતાના પ્રવાહોજ વહે છે. એ પ્રવાહોને રોકતાં ભયંકર પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. એને અટકાવવાનું કામ પ્રાકૃતિ અને કર્મને કારણે સ્ત્રીને માથે આવે છે. તમારે માટે ભોગ આપવાનો અને સહન કરવાનોજ મને અધિકાર છે."

"પણ અધિકાર......"

"એજ મારો અધિકાર." દીનેશને બોલતો અટકાવી ઉર્મિલાએ કહ્યું. "તેનોજ ઉપભોગ કરવા ઇચ્છું છું. બીજા અધિકારોની લેખિત વાંછના આગળ કહ્યું તેમ પ્રવાહોને અટકાવની ગરજ સારે છે."

" તો પછી અત્યારનું જીવન કેમ અસંતોષકારક લાગે છે ? "

" કારણકે હું માગું છું તેવું સંપૂર્ણ વાતાવરણ પ્રગટયું નથી."

" શું કયું ! " દીનેશથી બોલાઈ ગયું. " હું પણ તેટલા માટે મુંઝાઉં છું. તમે ઇચ્છો છો તેવું વાતાવરણ હું ઇચ્છું છું, અને તે માટેજ પ્રયત્ન કરૂં છું. સફળ થાઉં ત્યાં સુધી વેદના હોયને ? મંથન-કાળ વેદનાથી ભરેલો હોય છે. "

એવામાં ગાડી આવતી દેખાઇ એટલે દીનેશ વેઇટીંગ રૂમ તરફ ચાલ્યો ગયો ને બેગ લઇ પાછો આવ્યો. ગાડી આવી ને ઉભી રહી. મુસાફરો ચઢવા ને ઉતરવા લાગ્યા. દીનેશ અને ઉર્મિલાએ જગ્યા લીધી. ગાડી ઉપડી પણ ગીરદી અને ઘોંઘાટ હોવાથી તેમનો વાર્તા-લાપ આગળ વધી ન શકયો. અમદાવાદ સ્ટેશન આવ્યું ત્યાં સુધી દીનેશે વિચારો કર્યા. કંઇક નિર્ણય કરી શકયો છે, એમ ઘણા દિવસોના વિચારને લીધે ભારે લાગતું મોં હળવું દેખાયું તે ઉપરથી કહી શકાય.

દીનેશ અને ઉર્મિલાને લેવા વિલાસ મોટર સાથે આવી હતી. ગાડીમાંથી ઉતરતાંજ તેઓ મળ્યાં. હસતા ચ્હેરે ખુશીના સમાચાર પૂછાયા. બધાં બહાર નીકળ્યાં ને ઉભેલી મોટરમાં ગોઠવાઇ ગયાં. મોટર ' ગ્રીન કૉટેજ ' તરફ દોડવા લાગી. ઘણે દિવસે દીનેશ અને ઉર્મિલા મોટરમાં બેઠાં.

× × × ×

પાંચ હમણાંજ થયા હતા.

શેઠ દુર્ગાપ્રસાદ, બકુલા, વિલાસ અને બકુલાનાં બાળકો વગેરે સાથે ખૂબ આનંદ કરેલો હોવા છતાં દીનેશના સ્મરણપટ ઉપરથી પેલો અપંગ યુવક અદૃશ્ય થયો નહોતો. એ તરફડિયાં માર્યા પછી ગોઠવાતા પગ, એ લાચાર આંખ, એ દુઃખી વદન વગેરે દીનેશનાં સ્મરણચક્ષુ આગળ ભયંકરતાથી કંપતાં દેખતાં હતાં. અત્યારે તે બાગમાં ફરતો હતો. એના એ વિચારો હતા ને એની એ વેદના હતી.

એવામાં માળીનો નાનો છોકરો હાથમાં રોટલો લઇ દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. દીનેશ જ્યારે ' ગ્રીનકૉટેજ ' માં વસતો હતો ત્યારે આ બાળક સાથે ખૂબ ગમ્મત કરતો હતો. દીનેશ એ બાળકને જોઈ સ્તબ્ધ થઇ ગયો. એના હાથમાં રોટલો હતો, મોટા પેટવાળું કાળું શરીર અતિશય મેલું હતું અને કાન પાછળ તથા પગ ઉપર થયેલાં ગુમડાંમાંથી પરૂ ઝમતું હતું. દીનેશ એ બાળક સામે ટીકી ટીકીને જોવા લાગ્યો.

આજનો દિવસ કેવો ઉગ્યો હશે !

દીનેશનું હૃદય રોવા લાગ્યું. પરમાત્માએ ઉત્પન્ન કરેલ પોતાની પ્રતિકૃતિનું આટલું વિકૃત સ્વરૂપ તેનાથી ન જોવાયું. આ શું ? દૂર દૂરના સ્વર્ગીય પ્રદેશમાંથી પરીઓ જેની સાથે રમવા આવે છે તે 'પ્રભુનો પયગંબર' આવો ? અને દીનેશનું મગજ બાળકની મહત્તાના વિચારો ઉપરથી ખસી કોઇ બીજી ભૂમિમાં કામ કરવા લાગ્યું. એ બાળકને જોતાં તેના તરફ દોડી જતો ને બે હાથે ઉપાડી લઇ રમાડવા લાગતો. આજે તેનું મગજ ઠેકાણે નહીં હોવાથી બાળકને બોલાવી ન શક્યો. છતાં બાળક પરિચિત વ્યક્તિ તરફ દોડી આવ્યું ને પોતાથી ઉંચા માણસના મોંને ઉંચું મોં કરી જોઇ રહ્યું. દીનેશે તેના તરફ દયાની દૃષ્ટિથી જોયું.

"મંગળ ! તું આવો ગંદો કેમ થઇ ગયો ?"

મંગળે જવાબ ન આપ્યો પણ દીનેશના અંતરમાંથી કોઇએ કહ્યું: "મંગળનાં અજ્ઞાન માબાપોને વાંકે."

બીજા કેટલાક માયાળુ શબ્દો સાંભળ્યા પછી મંગળ હરખાતો હરખાતો ઘેર દોડી ગયો ને થોડીવાર પછી તેના બાપનો હાથ પકડી ખેંચી લાવતો દેખાયો. માળીના હાથમાં કાગળ હતો. દીનેશ પિતા–પુત્રને જોઇ રહ્યો.

"આવી પહોંચ્યા સાહેબ ?" માળીએ આવી પાસે સલામ કરતાં કહ્યું.

"હા. મઝામાં છો ને ?" દીનેશે વળતું પૂછ્યું.

"હા, આપની મહેરબાનીથી."

"આ છોકરાને આવો કેમ બનાવી દીધો છે ?"

માળી આ પ્રશ્નનો જવાબ આપતાં શરમાયો તો પણ તેણે આડાઅવળા ગોળા ગબડાવી જવાબ આપવા પ્રયત્ન કર્યો. થોડીવાર પછી પોતાના હાથમાંનો કાગળ વાંચી સંભળાવવા દીનેશને આપ્યો. દીનેશ વાંચવા લાગ્યો ને માળી સાંભળવા લાગ્યો. પત્ર પૂરો વંચાઇ રહ્યો.

"ભણ્યા હોત તો ?" પત્ર પાછો આપતાં દીનેશે કહ્યું.

"એજ દુઃખ છે !" કહી વળી સલામ કરી માળી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૬ ઠું

## બુદ્ધની રાત

હાડપિંજરસમા દેહવાળા માનવીને જોતાં ભગવાન બુદ્ધદેવને માનવવ્યથાઓનું ભાન થયું હતું ને તેને સખત ઠંડીથી ધ્રૂજતો જોઇ માનવીનાં કમભાગ્યોનો ઇતિહાસ વાંચ્યો હતો; તીક્ષ્ણ આર ભોંકી શ્રમિત બળદ પાસેથી કામ લેતા ખેડુતને જોતાં પેટની ગુલામી કેટલાં કારમાં કામો કરવાની ફરજ પાડે છે તે જણાયું હતું ને મૃતદેહને જોતાં દેહના ટુંકા અસ્તિત્ત્વનું તત્ત્વજ્ઞાન સમજાયું હતું. એ રાતે ભિષણ મગજમંથનથી પીડાઇ તેમણે નિદ્રા ગુમાવી હતી અને સારી રાત ભિન્ન ભિન્ન વિચારોની અથડામણમાં પસાર કરી હતી.

દીનેશની દશા પણ તેવી હતી. આખો દિવસ તે મિત્રો સાથે ફર્યો ને હસ્યો તોપણ અપંગ માનવીનું અને અભણ માનવીના નાનકડા બાળકનું વિસ્મરણ નહોતું થયું. આગળ જ્યાં તે અને ઉર્મિલા રહેતાં હતાં તે ચાલમાં ઉતારો મળ્યો હતો. જુના રહેઠાણે દીનેશની વૃત્તિઓને ઉશ્કેરી. ભૂતકાળ અને તે વખતની મનોદશા હ્રદયની અજબ આંખ સમક્ષ નાચવા લાગ્યાં. રોજે જે હજારો કારમાં દશ્યો જગતને આંગણે તાંડવ–નૃત્ય કરી રહ્યાં છે, તે દશ્યોમાંનું એકાદ સામાન્ય દશ્ય, રાજવૈભવોમાં ડુબેલા દિલમાં ચેતનાની ચિનગારી મૂકી ગયું, તેમજ દીનેશને માટે થયું. ભગવાન બુદ્ધની જેમ એના હ્રદયની તંત્રીએ ઝણઝણી ઉઠી, જગતનાં દુ:ખો જોઈ એની લાગણીઓ કંપી ઉઠી, હ્રદય રડી ઉઠયું.

ઉર્મિલા બકુલા પાસે બેઠી હતી. વિચારોના ઘસારાથી ઘસાયેલા મગજને આરામ મળે એ ઉદ્દેશથી દીનેશ પથારીમાં પડયો ને સ્થિર થવા મંથન કરવા લાગ્યો; પણ એકાંત વિચારોને ઉગવા માટે રસકસવાળી ભૂમિ છે. વિચારો વધ્યા. સ્થિર થવાને બદલે દીનેશ વધારે અસ્થિર બન્યો. એના કપાળ ઉપર પરસેવાનાં બિંદુઓ જામી જઇ દીપકના પ્રકાશમાં ચમકવા લાગ્યાં, માથું દુખ્યું ને દીનેશના દિલનું દર્દ અસહ્ય બનવા લાગ્યું. છેવટે તે ઉઠયો ને અગાસીમાં આવ્યો.

આકાશમાં તારા ચમકતા હતા. અમદાવાદ ઉપર નમેલું આકાશ શહેરમાંના વિજળીના દીવાઓના પ્રકાશથી ચળકતું હતું. શાહીબાગની સડકો નિર્જન પડી હતી. બીજી બાજુએ વૃક્ષો નવા રાજ્યને સ્વીકા-

રતાં હોય તેમ આછાં ઝાંખાં લાચાર દેખાતાં હતાં. ઉર્મિલા સાથે લગ્ન થતા પહેલાં તેમની વચ્ચે આ અગાસીમાં થયેલી વાતોનું સ્મરણ થયું,

—ને દીનેશનું મગજ ઝોલે ચઢયું.

" ઉર્મિલા ! ઓહો ! સાહસની મૂર્તિ અને નારીત્વની પ્રતિમા ! એ સ્ત્રીને લાયક હું નથી છતાં પરમાત્માની અનંત કરૂણાએ તે મને મળી. મને લાગે છે કે મારો વિચિત્ર સ્વભાવ એને ગુંગળાવી રહ્યો છે. સંસારની કાર્યપરંપરા એના વિચારોને દબાવે છે. છતાં હાસ્ય; છતાં સંતોષ, ઉચ્ચજીવન પ્રતિ ગમન ! કવિ કહે છે કે ' પરણવું એટલે પ્રભુતામાં પગલાં ભરવાં ! પ્રભુતા વિશાળ દેશ છે. આત્મભોગ તેમાંનું એક શહેર છે. પરણ્યા પછી એ શહેરમાંજ પહેલો પગ મૂકવો પડે છે. ઉર્મિલાએ આત્માભોગનો યજ્ઞ આરંભ્યો છે..."

દીનેશના વિચારો હજી આગળ વધત પણ જોડેના બંગલામાંથી હાર્મોનિયમના અને તેની સાથે ગાઇ રહેલી કોઇ કલામૂર્તિના સંગીત સૂર સંભળાયા એટલે વિચારમાળા તૂટી. દીનેશ સાંભળવા લાગ્યો:

આપ ચરણ સુકર્મનાં ફૂલડાં,
ધરાવવા ! ઉરભાવ—
ઓ પિતાજી ! ધરાવવા ઉરભાવ.
આપ કે આપનાં અંગને અરથે,
ફના થવા અભિલાષ—
ઓ પિતાજી ! ફના થવા અભિલાષે.
માગું પિતા ના સ્વર્ગની સિદ્ધિ,
જ્યાં અકર્મના વિસ્તાર—
ઓ પિતાજી ! અકર્મના વિસ્તાર.
દયા, અનુકંપાના ભોક્તા મળે ના,
એ વિચિત્ર છે સંસાર—
ઓ પિતાજી ! વિચિત્ર છે સંસાર.
ખેંચી લો પિતા ! પડુ જો એ સ્વર્ગે,
નાંખો નરકની મોઝાર—
ઓ પિતાજી ! નાખો નરકની મોઝાર.
જ્યાં કર્મતણા ઝણુકાર,
જ્યાં દયાના ગીત રણુકાર,
જ્યાં સહાનુભૂતિ ટંકાર !

અસરકારક સંગીતે દીનેશના દિલમાં નવાં તેજ ઉતાર્યાં. ઓહો ! પિતાને ચરણે સુકર્મનાં ફૂલડાં ધરવા ભક્તપુત્રનું હૃદય સ્વર્ગમાં પણ કેટલી યાતના દેખે છે ? સ્વર્ગમાં અનંત સુખો હોય છે, ત્યાં દુઃખનું

નામનિશાન નથી. દુખીઆંને અભાવે ત્યાં દયા કે સહાનુભૂતિને અવકાશ નથી હોતો એટલે પરાર્થે કાર્ય કરવાનું પણ નથી હોતું. પિતાનો પૂજારી પુત્ર પિતાને ચરણે કર્મનાં સુગંધીદાર ફૂલડાં ધરવા ઇચ્છે છે. એ ફૂલ મળવાનો સંભવ નહીં દેખાતાં પિતાનાં પૂજન અધૂરાં રહેવાનાં કે બિલકુલ નહીં થવાનાં એવી તેને બીક લાગે છે એટલે નરક માગે છે. નરકમાં ખદબદતાં દુખિયાંનાં દુઃખ ઉપર તે સહાનુભૂતિ અને દયાના પ્રવાહો વહાવવા માગે છે અને એ ઉદ્ધારક પુનિત પ્રવાહોને કાંઠે ઉભો ઉભો કર્મની બંસરી બજાવવાના કોડ સેવે છે.

"અને હું ?" દીનેશનું દીલ પોકારે છે.

"હું પ્રભુએ દીધેલા દ્રવ્યનું શું કરવું તેના વિચાર કરૂં છું." દીનેશ વિચારવા લાગ્યો. જગતમાં પૈસાને અભાવે કેટલાંય માણસો દુઃખી થતાં હશે ને રોગગ્રસ્ત બની પેલા જુવાનની માફક અપંગ બની દુઃખી જીવન પોતાને માટે નિર્માણ કરતાં હશે. કેટલાક રોગો શરીરને દુર્બળ બનાવે છે કે મરણ નીપજાવે છે. જીવી ગયેલા માણસનું શરીર રોગ જતાં પાછું સબળ બને છે; પણ કેટલાક રોગો એવા હોય છે જે માનવીનું એકાદ અંગ ઉપાડી લઇ તેને જીવનપર્યંત દુઃખમાં સડતો કરી દે છે. આ ભયંકર વસ્તુસ્થિતિના નિવારણ માટે એક પણ દવાખાનું નથી. મારી પાસેના પૈસાથી એવું દવાખાનુ કેમ ન ચાલે ?

દીનેશના વિચારો આગળ વધ્યા. વચ્ચે સ્વાર્થની અને સુખોની લોલુપતાની ચિનગારી ચમકી ગઈ પણ તેનાથી ક્ષણભર થયેલા બાત પાડતા લીસોટાથી વધુ કંઇ થઇ શક્યું નહીં. છેવટે તેણે નિર્ણય કર્યો ને પરમાત્મા પાસે પૂર્ણ કરવાની શક્તિ માગી.

બકુલા પાસેથી ઉઠી ઉર્મિલા સૂવા આવી. ખંડમાં જોયું તો દીનેશ નહોતો એટલે તેને શોધવા અગાસીમાં આવી. દીનેશને જોયો.

હસતાં હસતાં ઉર્મિલાએ કહ્યું "નીચે એકલું ન ગમ્યું !"

"હા, એવુંજ હતું પણ તે કારણ કરતાં વિચારો કરવાનું સારી રીતે ફાવે તે માટે અગાસીમાં આવવાનું કારણ વધારે હતું."

"શા વિચાર કરતા હતા ?"

"કાલે કહીશ."

"હવે સૂઇ જવું છે ?"

"હા, ચાલો."

બંને નીચે ઉતર્યાં. એજ વખતે ઘડીઆળમાં અગીઆરના ટકોરા થયા.

# પ્રકરણ ૭ મું

## અમીરી કે ફકીરી ?

દીનેશ અને ઉર્મિલા બેઠાં હતાં. ભારે મંથન પછી દીનેશે પોતાના ભવિષ્યને ઘડવા સંબંધી નિર્ણય કર્યો હતો. એ નિર્ણયને ઉર્મિલાની સંમતિ મળે તો અમલમાં મૂકવાને વિલંબ થાય તેમ નહોતું.

" તમે શું પસંદ કરો છો ? ફકીરી કે અમીરી ? " દીનેશે પૂછ્યું.

" તમે પસંદ કરો તે. "

" હું ફકીરી પસંદ કરૂં છું. "

" પ્રોફેસર તરીકેનું રાજીનામું આપી કૉલેજમાંથી છૂટા થયા તે પછીની ફકીરી કેટલી ભારે પડી હતી તે ભૂલી ગયા ? મિત્રો પાસે પૈસા ઉછીના લેવા જતા છતાં મળતા નહીં, ગરીબને મદદ કરવા ગજવામાં હાથ નાખતા, રસ્તે ચાલતાં લેણદારો ઉઘરાણી કરતા ને તેમના કઠોર શબ્દો જિગરને વીંધી નાખતા તેથી પૈસા આપી દેવા પ્રવૃત્ત થતાં છતાં પાસે નહીં હોવાને લીધે નીચે મોંએ કઠોર શબ્દ સાંભળી રહેતા તે ભૂલી ગયા ? સાણુદાણુ લાવવા બે પૈસાની જરૂર હતી પણ તે નહીં હોવાથી પોસ્ટકાર્ડ લઈને હું ગઈ હતી તે ભૂલી ગયા ? "

" શું એમાં મઝા નથી–નહોતી ? ".

" મેં તો મઝા ન જોઈ. હા, મઝા હશે પણ તે અનુભવવાની નહીં વિચારો કરીને રાજી થવાની, શરીરની કે આત્માની નહીં પણ કલ્પનાના ગોળા ગબડાવવાની–કવિઓની મિથ્યા સૃષ્ટિની. "

દીનેશ આ સંબંધી કંઇ બોલી શકયો નહીં. ગરીબાઇએ એને મુઝવ્યો હતો, રડાવ્યો હતો ને હૃદયને તીવ્ર વેદનાના અગ્નિકુંડમાં ફેંકી દીધું હતું. એ વેળાએ તો એ ગરીબાઇ સામે ઝૂઝતો હતો ને તેને કચરી નાખવા થાય એટલું કરતો હતો છતાં આજે ગરીબાઇનો પક્ષપાતી બન્યો હતો !

" શું તમે ગરીબાઇને ધિક્કારો છો ? " ઉર્મિલાના શબ્દો જાણે સાંભળ્યા ન હોય તેમ તે આગળ વધ્યો.

" હા, હું ગરીબાઇને શાપ માનું છું. મુઠ્ઠી અન્ન માટે તરફડીઆં મારવાં પડતાં હોય, એક ચિંથરા માટે વલવલાટ કરવો

પડતો હોય, શારીરિક અને આધ્યાત્મિક પ્રગતિ માટે સાધનો પ્રાપ્ત ન થઇ શકતાં હોય, બાળકો અને સંબંધીઓનાં રગદોળાતાં જીવન નજરે પડતાં હોય અને શિયાળવાંની બોડ જેવાં ઘર નામધારી ઉકરડામાં રહેવું પડતું હોય એ ગરીબાઇ ઇશ્વરનો શાપ નહીં તો બીજું શું ?"

"ત્યારે શું ગરીબોનાં ગળાં ઉપર કાતીલ છૂરી ચલાવી અને અનીતિ તથા પ્રપંચનાં ચક્કરોમાં પીલી, ભલાં અને ભોળાં માનવીઓને નીચોવી નાખી મેળવેલા પૈસાથી તમે રાચો છો ?"

"નહીંજ. એવું જીવન પણ તિરસ્કારને પાત્ર છે."

"તો પછી તમે શું પસંદ કરો છો ?" દીનેશે ઉર્મિલાનું માનસ સમજવા પ્રશ્ન કર્યો.

"વિશુદ્ધ લક્ષ્મી અને તેનો સુયોગ્ય વ્યય."

"સુયોગ્ય વ્યય એટલે ?"

"પૈસાનો સારામાં સારો ઉપયોગ."

"કઇ રીતે ઉપયોગ કરવામાં આવે તો તમે તે પસંદ કરો ?"

"માનવીના જીવનનો સર્વદેશીય વિકાસ કરવામાં."

"ત્યારે એવું ઇચ્છો છો કે સારી રીતે જીવાય તેટલો પૈસો હોવો જોઇએ અને તેથી વધારે હોય તો મનુષ્યના કલ્યાણ માટે વાપરવો ?"

"હા. સંસારમાં રહી ગૃહસ્થ તરીકે જીવવું હોય તો ખર્ચ જેટલું દ્રવ્ય રાખવું."

"નહીં તો ?"

"યોગીઓની વાત ન્યારી છે."

"ધારો કે આપણે આપણા સંબંધી વિચાર કરવા બેઠાં છીએ. કઇ રીતનો નિર્ણય કરી શકીએ ?"

"સારા જેવી રકમ રાખીને..."

"કેટલી ?"

"તે પછીથી વિચારીશું."

"અને બાકીના ?"

"તમેને યોગ્ય લાગે તેવા કાર્યમાં વાપરો તેમાં મારા વિચારની જરૂર નથી."

"તમારી સંમતિ હોય તો પાંચેક હજાર રૂપીઆ રાખી આપણી બધી મિલ્કત ધર્માદા આપી દેવાનો મેં ઠરાવ કર્યો છે. એમાંની

અડધી રકમ શરીરને ખોડખાંપણવાળું બનાવનાર રોગો માટે એક ઇસ્પીતાલ ઉભી કરવા પાછળ વાપરવી એવી મારી ઇચ્છા છે."

"આપણે કેટલા રૂપીયા રાખવાના છે?"

"પાંચેક હજાર."

"એ બહુ નાની રકમ છે." જરા શરમાતાં શરમાતાં ઉર્મિલાએ આખર કહ્યું, "આવડી રકમ આપણે માટે કે આપણી પછીની પ્રજા માટે બહુ ઉપયોગની નહીં નીવડી શકે."

"આપણે માટે અનેક રસ્તા છે."

"પણ આપણાં છોકરાંની સ્થિતિ તો જોવી જોઇએ ને!"

"છોકરાં જ ક્યાં છે?"

"થશે." ઉર્મિલા બોલી તો ખરી પણ તરતજ શરમાઇ ગઇ ને નીચું જોઈ લીધું.

ઉર્મિલાના હૃદયના મુગ્ધ ભાવો માપતો હોય, સ્ત્રી હૃદયમાં મંજુલ નાદે વહેતા વાત્સલ્યપ્રેમના ઝરણનું કોમળ ગીત સાંભળતો હોય તેવી રીતે કેટલીક વાર સુધી શરમાતી ને સંકોચાતી ઉર્મિલા તરફ જોઈ રહી દીનેશ બોલ્યો, "કેટલા રૂપિયા રાખવા તમે ઇચ્છો છો?"

"દસ હજાર. વ્યાજમાંથી આપણું પોષણ થશે ને..."

"મહેનત કરીને ખાવું તે" ઉર્મિલાને બોલતી અટકાવી દીનેશે કહેવા માંડ્યું: "વ્યાજ ખાઇને જીવવા કરતાં સારૂં છે."

"પેટ ભરવાના પ્રયત્ન પાછળ શક્તિ અને સમયનો વ્યય કરવા કરતાં, ઇશ્વરે પૈસો આપ્યો છે તો તેમાંથી નાનકડી રકમ રાખી તેના વ્યાજમાંથી ખર્ચ કાઢવું ને એ શક્તિઓને જનકલ્યાણને માર્ગે વહાવવી તે મને વધારે સારૂં લાગે છે. આમ થાય તો આપણો અને ઇશ્વરની ઇચ્છા હોય તો આપણાં સંતાનનો અર્થ સરશે."

"ભલે તમારૂં સૂચન વ્યાવહારિક લાગે છે ને તે સ્વીકારૂં છું."

વાર્તાલાપ આગળ લંબાય તે પહેલાં દીનેશનો ઇષ્ટ મિત્ર સુરેશ ત્યાં આવી પહોંચ્યો. બંનેને એકાંતમાં બેઠેલાં અને ગંભીર વાર્તાલાપ કરતાં દેખતાં તે અચકાયો તો ખરો પણ દીનેશે બોલાવ્યો એટલે પાસે જઈ બેઠો.

"કેમ ભાભીસાહેબ, કયા ગંભીર વિષય ઉપર વાતો ચાલે છે?"

"મારૂં કહેવું એવું છે કે, 'સુરેશ અને ઉષાનાં હૃદયો એક જ પ્રકારનું તોફાન કરી રહ્યાં છે.' તમારા ભાઇ કહે છે, 'એવું હોયજ

નહીં.' સારૂં થયું તે તમે આવી પહોંચ્યા. કહો, અમારા બેમાંથી કોણ સાચું છે ?"

ઉર્મિલાનાં વાક્યોએ સુરેશને રમ્ય મુંઝવણને તીરે ધકકેલી દીધો. જે દિલના નાચ અને નયનોના ચમકારને પ્રેમીઓ અન્ય જનો માટે અગમ્ય અને અદૃષ માને છે તે નાચ અને તે ચમકાર ઉર્મિલા ક્યાંથી જાણી ગઈ ? જેમ પ્રેમના મહારાજ્યમાં મહાલતા પ્રેમીઓના દેહની ખંજરી મધુર રણઝણાટ પ્રસરાવે છે તેમ સુરેશ અને ઉષાનાં શરીરોએ પ્રસરાવેલો રણઝણાટ ઉર્મિલાના કાન સુધી શી રીતે આવી ગયો ? સુરેશને બિચારાને કંઇ સમજાયું નહીં. તે નીચું જોઈ બેસી રહ્યો. તેને અનુત્તર બેસી રહેલો જોઇ ઉર્મિલાએ કહ્યું:

"જવાબ તો દો."

"તમને કોણે કહ્યું ?"

"કાળા ચોરે. તમે તમારી મેળે સીધો જવાબ આપોને !"

"અમારી બાબતમાં તમારે પડવું નહીં." સુરેશે હસતાં હસતાં કહ્યું: "મેં તમારી બાબતમાં માથું માર્યું હતું ?"

આ જવાબે ઉર્મિલાનું મોં બંધ કરી દીધું. તે જવાબ આપવા ઇચ્છતી હતી પણ શું બોલવું તે સૂઝયું નહીં. દીનેશ ટપાટપીએ ચઢેલાં આ "દિયેર-ભોજાઈ" ને અમીભરી આંખે જોઇ રહ્યો.

છેવટે ઉર્મિલાએ કહ્યું, "શાથી અમારે તમારી બાબતમાં ન પડવું ?"

"હું તમારી બાબતમાં નહોતો પડયો."

"આમાં વ્યવહારની વાતો ન ચાલે."

"પણ એ મારી 'ખાનગી વાત' છે."

આ મીઠો વાર્તાલાપ બહુ વખત સુધી લંબાયો અને સુરેશે ટાણો ન માર્યો હોત તો હજી વધારે વખત લંબાત. ઉર્મિલા અને દીનેશ એક થઇ, તેઓ જે વાત કરતાં હતાં તે છૂપાવી, મિત્રને બનાવવા ઇચ્છે છે એવા ભાવાર્થનો તે ટાણો હતો. દીનેશે બધી વાત કહી ઉમેર્યું કે, "તારી પણ સલાહ લેવાનો મારો ઇરાદો હતો."

સુરેશે ટોળમાં પણ દીનેશ અને ઉર્મિલાના ભોગને નમતા હૃદયે કહ્યું, "મને તમારી વાત પસંદ પડે છે. તમો ફકીર-ફકીરાણીનાં વસ્ત્રોને આ હૃદય નમે છે; પણ રૂપિયા દશહજારજ રાખવાના નિર્ણયને પસંદ કરી શકાતો નથી."

"શાથી ?" દીનેશે પૂછ્યું.

"એ રકમ બહુ નાની છે. ચોવીસ લાખનું દાન દેવાય છે તો જરા વધારે રકમ રાખવામાં વાંધો શો છે?"

"ફાયદો શો?" દીનેશ ઉત્સુકતાથી બોલ્યો.

"બહુ." ઉભો થતાં સુરેશ બોલ્યો: "શા ફાયદા છે તે હમણાં કહેવા જેટલો વખત નથી. અગત્યનું કામ છે એટલે જાઉં છું."

"પણ તું કેટલી રકમ ઇચ્છે છે?"

"પચીસ હજાર."

અને સુરેશ ચાલ્યો ગયો એટલે દીનેશ અને ઉર્મિલા તેમની યોજના સંબંધી બકુલાનો મત લેવા બકુલા રહેતી હતી તે મકાન તરફ ઉપડયાં.

## પ્રકરણ ૮ મું

### ઉદ્ધારક!

વિલાસથી છૂટું પડવું પડયું તોપણ મહેન્દ્રને પોતાના દુર્ગુણોનું ભાન ન થયું અગર થયું હોય તો તેથી મુક્ત થવાનું તેણે જરાયે ઇચ્છયું નહીં. અને ત્યાર પછી કંઇ તે અદ્રશ્ય નહોતો થઇ ગયો, એનાં કુકર્મોની પરંપરા અટકી નહોતી. વિલાસ સાથે સંબંધ હતો તે વખતે ઇચ્છાએ કે અનિચ્છાએ તેને ગમતાં નિંદ્ય કાર્યોમાંનાં કેટલાંક નહોતાં થતાં; પરંતુ છૂટાછેડા પછી માથા ઉપર ઝઝૂમી રહેલું બુઠું અંકુશ પણ ખસી ગયું. એ સ્વતંત્ર થયો. સ્વતંત્રતા સ્વર્ગમાં લઇ જાય છે તેમ નરકમાં પણ હડસેલી દે છે. મહેન્દ્ર નરક તરફ ધસડાઇ ગયો. હવે તે ચોવીસે કલાક તેના બદમાસ મિત્રોની સોબતમાં ફરતો, તેમની સાથે મળી દ્રવ્ય પ્રાપ્ત કરવા ભયંકર કામો કરતો અને રાત્રે કાંતો નીચ કાર્યોની સિદ્ધિ માટે ભટકતો કે કોઇ નાગણસમી વેશ્યાને પડખે પડયો રહેતો. આટલું થાય તે અક્ષમ્ય હોવા છતાં માફ કરવા તૈયાર થઇએ પણ એની કુટિલતા એથીયે આગળ વધી હતી. શહેરમાંની લાવણ્યમયી લલનાઓ ઉપર એની ભ્રષ્ટ નજર ફરતી. એની વિષયવાસનાના અગ્નિકુંડમાં કેટલીય ખાનદાન અને લાવણ્યમયી લલનાઓનાં શિયળની આહુતિ આપવામાં આવી હતી. આમ એના જીવનમાંથી પાપની અગ્નિશિખાઓ ઉછળતી પણ તેને કંઇ સમજાતું નહીં. દિવસે દિવસે મહેન્દ્ર સંપૂર્ણ રાક્ષસ બની રહ્યો હતો.

બદમાસોની બદમાસીનું ક્ષેત્ર વિસ્તૃત થયું. જુગાર, ચોરી અને છળકપટથી તેમને પૈસા મળતા પણ એ પૈસાને પાંખો હોય તેમ કોણ જાણે કેવી રીતે ક્યાંયે ઉડી જતા; પરિણામે એ રાક્ષસ મંડળની ધનલોલુપતા વધતી ચાલી. સમાજમાં ઉજળે કપડે નિરંકુશ ફરતા એ ઉજળા ઠગોએ એકત્ર થઇ પૈસા મેળવવા એક સુધરેલી રીત અમલમાં મૂકી. તેમનાં નીચ કાર્યોનો ઇતિહાસ જગત સમક્ષ ઉઘાડો પડયો નહોતો એટલે હજી વધુ પાપ કર્મો કરવા માટે અવકાશ અને અનુકુળતા હતાં તેનો તેમણે લાભ લેવાનો ઠરાવ કર્યો.

અમદાવાદ ગુજરાતનું મેન્ચેસ્ટર ગણાય છે. એની મિલોની મોટી સંખ્યા હજારો મજૂરોને કામ આપે છે. એ મજૂરોનો મોટો ભાગ ગાડરિયા પ્રવાહે ગતિ કરે તેવો હોય છે. અજ્ઞાનતા એમને ભણેલાઓની વિનાશક સફાઇના પંઝામાં મૂકી દે છે, ભોળપણુ જે ખરૂં જોતાં મૂર્ખતા હોય છે તે સોનાની છરી તળે મસ્તક ઝૂકાવવા પ્રેરે છે અને હૃદયનું છીછરાપણું બેપરવાઈ પ્રકટાવી ઉડાઉ બનાવી દે છે. આવાં આ ઘેટાંના ટોળામાં મહેન્દ્ર અને તેના મિત્રો ડાહ્યા અને સેવાભાવી ઘેટાનો સ્વાંગ સજી પોતાના વરૂ સ્વભાવને સંતોષવા અને રક્તપિપાસા તૃપ્ત કરવા ભરાઇ ગયા.

અમદાવાદના મિલ મજૂરોનો સંઘ સ્થપાયો. એ "મજૂર સંઘ" ની સ્થાપના વખતે પ્રમુખ મી. મહેન્દ્રે સંઘના ઉદ્દેશો જાહેર કરતાં જણાવ્યું હતું કેઃ—

"લક્ષ્મીના મદથી ઉન્મત્ત બનેલા અને ભલા ભોળા, ગરીબ કામદારોનું સુધરેલી ઢબે લોહી પી તૃપ્ત થવા તલસી રહેલા મિલ માલેકોની રાક્ષસી મનોવૃત્તિ અને કરણી સામે બંડ જગાવવાના આ સંઘના અભિલાષ છે. અજ્ઞાનતા અને સીતમોની ચક્કી તળે પીલાતા, દ્રવ્યના આ સાચા ઉત્પાદકોનો અનેક વિધ વિકાસ સાધવા, એમના જીવનમાં સૌરભ પૂરવા અને એમને એમના વ્યક્તિત્વનું તીવ્ર ભાન કરાવવા આ સંઘ સ્વમાં સેવી રહ્યો છે.

"કલાકોના કલાકો સખત મજૂરી કરી લોહીનું પાણી કરતા મજૂરોની નિરાધાર અને વેદનાગ્રસ્ત દશા જોતાં તેના નિવારણની અમને અનિવાર્ય આવશ્યકતા જણાઈ. હું અને મારા મિત્રો વિશ્વબંધુત્વના આદર્શ સેવીએ છીએ તો ઘર આંગણાથી આઘું શી રીતે જવાય? પરિણામે સંઘે જાહેર કરેલા આદર્શો પાર પાડવાની ધગશવાળા મિત્રોનું એક મંડળ હું બાંધી શકયો છું. અમારે હાથે

ઉત્પન્ન થયેલું આ મંડળ જીવતું રાખવા હું અને મારા મિત્રો અહર્નિશ પ્રયત્નશીલ રહીને મજૂરોની ઉન્નતિ કરવા તન, મન અને ધનનો ભોગ આપતાં પાછા હઠીશું નહીં.

" અમે અમારા મજૂર ભાઈઓને વિનંતી કરીશું કે તમે તમારાં લોહી સિંચી અને હાડમાંસનાં ખાતર પૂરી શેઠીઆઓની મહેલાતો ઉભી કરી છે. તમારી કૃપાએ ઉભી થયેલી મહેલાતોમાં વસનારા જ્યારે તમને જ લાતો મારે ત્યારે તે સહન કરી લેવી ન જોઇએ. તમારે સ્વમાન અને હક માટે માથું મૂકી લડવું જોઇએ. એ ભારે કામ બજાવવા તમને મદદ કરવા અમે તૈયાર થયા છીએ તો તમારા તરફના દરેક સહકારની આશા રાખીએ તે સ્વાભાવિક ગણાય. તમે એ સહકાર આપજો ને સ્વાર્થ સાથે પરમાર્થ સાધજો. તમને સુખી જોવા એ અમારી અભિલાષા છે, તમારો ઉદ્ધાર કરવો તે અમારૂં કર્તવ્ય છે."

આવા સુંદર શબ્દોના પ્રયોગો સાથે "મજૂર સંઘ" સ્થપાયો કારણ કે બદમાસ મહેન્દ્ર હવે સેવાભાવી સેવક તરીકેનો પાઠ ભજવી ખિસ્સાં ભરવા માગતો હતો.

એક દિવસ ભદ્રમાં આવેલા 'હિંદુ ઉપહાર ગૃહ', જે ખરી રીતે બદમાસોનો અખાડો હતો તેના એક ખંડમાં મહેન્દ્ર અને તેના મિત્રો ભેગા થયા હતા. આ હોટેલના માલિક વસંતરાવે પહેલાં પોતાનું મંડળ જમાવ્યું હતું. મહેન્દ્ર એ મંડળમાં દાખલ થયો ને ક્રમે ક્રમે આગળ વધી વસંતરાવનું સ્થાન પડાવી લેવા સમર્થ નિવડયો હતો. મંડળની નિરંકુશ ઉડાવગીરીથી અને સભાસદોની એકમેકને છેતરી સ્વાર્થ સાધી લેવાની ચાલબાજીથી પૈસાની ભીડ પડવા લાગી. આ આર્થિક પરિસ્થિતિએ માંહોમાંહે કુસંપ કરાવ્યો. પરિણામે તેમનું કામ આગળ વધ્યું નહીં એટલું જ નહીં પણ પાછું પડયું. ભણેલા અને બુદ્ધિમાન મહેન્દ્રના સમજવામાં આ આવી ગયું. તેણે બધા વચ્ચે સંપ કરાવી ખૂબ પૈસા મેળવવાની યોજના ઘડવા માંડી. બુદ્ધિદેવી મદદે ચઢી; પરિણામે આગળ કહ્યું તેમ આખું મંડળ એકત્ર થયું હતું. મહેન્દ્રે પોતાની યોજના જાહેર કરી ને તેથી થનારા લાભો દરેકના મગજમાં ઠસે તેવી રીતે સમજાવ્યા.

"પણ 'મજૂર સંઘ'નો સંચાલક કોણ ગણાશે ?" એક જણ મોટા અવાજે બોલી ઉઠયો.

"હું" મહેન્દ્રે કહ્યું "સંચાલક કહો કે પ્રમુખ કહો."

"એટલે કે બધો કાબુ તમારા હાથમાં રહેશે."

"હા"

"અને તમે અમારા કરતાં વધુ પૈસા મેળવી શકશો."

"એવું કંઇ નથી."

"તેની ખાત્રી શી ?"

"ખાતરી ? એની ખાતરી શી હોઇ શકે ? આ યોજના મારી છે એટલે હું વધારે પૈસા મેળવી શકું તો પણ તમારે મનમાં લાવવું જોઇએ નહીં. હું તમારા કરતાં વધારે પૈસા મેળવવા ઇચ્છતો નથી એટલે મારા શબ્દો સાચા માનવા જોઇએ. એ શબ્દો ભારેમાં ભારે અને સદ્ધર ખાતરી છે છતાં તમે તે માગો છો એટલે મારે એમજ સમજવું જોઇએ કે તમને મારા ઉપર વિશ્વાસ નથી. આવી સ્થિતિમાં કામ કરવું અશક્ય થઈ પડે એટલે જો તમારામાંથી કોઇ મારી જગ્યાએ કામ કરવા તૈયાર હોય તો તેને સ્વીકારી લેવા તૈયાર છું."

"હું તૈયાર છું."

"તમારામાં તે માટે લાયકાત છે ?"

"શી લાયકાત જોઇએ ?"

"ભલા માણસ છો. આ કામદારોનો સંઘ છે. કામદારો વળ્યા તો વહાણુ નહીં તો પથરો. રીઝે તો ન્યાલ કરે, કોપે તો જીવતા ન જવા દે. આવા તોફાની ટોળાને કાબુમાં રાખવા જેટલી બોલવાની અને બુદ્ધિની શક્તિ તમારામાં છે ? કામદારોની સંસ્થા અનેક દિલોને ખેંચશે, વિદ્વાનો તે જોવા આવશે. એમાં બંગાળી હશે, યુરોપીયન હશે, ચીના હશે, જાપાનીસ પણ હશે. આ બધા સાથે સફાઇથી વાત કરતાં આવડશે ?" મહેન્દ્રે કહ્યું.

"હા, આવડશે."

"ગપ્પાં! અંગ્રેજી આવડે છે ?"

"ના."

"એ લોકો જોડે અંગ્રેજીમાં વાતો કરવી પડશે. કેટલોક પત્ર-વ્યવહાર પણ અંગ્રેજીમાં ચાલશે. તમે મારૂં કામ કરવા તૈયાર થાઓ છો પણ અંગ્રેજી તો જાણુતા નથી. શી રીતે કામ કરશો ?"

"એનું ગમે તે થાય પણ તમે અમારા કરતાં વિશેષ લાભ ઉઠાવી જાઓ તે સહન નહીં થઇ શકે." વળી એક બીજો માણુસ ટપાટપીમાં સામેલ થયો.

ઉઠતા વિરોધે મહેન્દ્રને મુંઝવી દીધો. 'મજૂર સંઘ' દ્વારા પોતાના સાગરીતો કરતાં વધુ આર્થિક લાભ મેળવવા તે ઇચ્છતો હતો. પણ ખુલ્લું જણાવી શકાય તેમ નહોતું. તેણે કેટલીક વાર

સુધી આ નવા બોલનાર તરફ રોષભરી દૃષ્ટિથી, તેની દરકાર નહોય તેવો ભાસ થાય તેવી રીતે જોયા કર્યું. તે વિચારમાં પડી ગયો. એકત્ર થયેલા મહેન્દ્રના મિત્રોમાં અસંતોષદર્શક ગણગણાટ પ્રસરી ગયો.

કેટલીકવાર પછી રંક મુખમુદ્રાથી અને દુઃખી અવાજે મહેન્દ્ર કહેવા લાગ્યો, " જો તમને બધાને મારા તરફ અવિશ્વાસ હોય, તમે મારા હાથમાં 'સંઘ'ની લગામ મૂકવા ન માગતા હો તો દિલગીરી સાથે મારે કહેવું પડે છે કે હું આ કામમાંથી ખસી જાઉં છું."

આમ કહી પોતાના શબ્દોની શી અસર થાય છે તે અવલોકતો મહેન્દ્ર શાન્ત રહ્યો. બદમાસોમાં વળી ગરબરાટ ફેલાયો. કેટલીક વાતચીત પછી તેમાંના એકે મહેન્દ્રને કહ્યું, " તમારી માગણીઓ અમે સ્વીકારીએ છીએ. પરંતુ વિશ્વાસ રાખીએ છીએ કે બધું તંત્ર તમારા હાથમાં હોવાથી અમારા વિશ્વાસનો ગેરલાભ નહીં લો."

" એવું કંઈ તો બધી યોજના જાહેરમાં મૂકી દેજો ને!" નહોતું બોલવું છતાં મહેન્દ્રથી બોલાઇ ગયું. તેને દબાવવાનો આ એકજ ઉપાય હતો ને તે ધ્રણાથી અજ્ઞાત હતો. પોતાના ઉપર ધરવાનું અંકુશ પોતેજ બીજાના હાથમાં સોંપી દીધું તેથી તેને પશ્ચાતાપ થવા લાગ્યો પણ તે લાગણી મુખમંડળ ઉપર ઉતરી ન ઉતરી ત્યાં દબાવી દઇ મહેન્દ્ર આગળ બોલ્યો, " તમે મારા ઉપર વિશ્વાસ ધરાવો છો તે જાણી આનંદ અને ગર્વ બંને થાય છે. હવે આપણે બધાંને કામે વળગી જવાનું છે. દરેક મિલમાં ફરી વળી શરમથી કે લાંચથી માણસો મેળવવા જોઇશે. ઓછાં માણસો મળશે તેની ફીકર નથી પણ મળે તે બધાં થઇ અમદાવાદની બધી મિલો રોકાઇ જવી જોઇએ. એ માણસોની મદદથીજ આપણે સેંકડો મજૂરોને દૂધ દેતી ગાય બનાવી શકીશું. થોડો વખત તનતોડ કામ કરો. ત્યાર પછી હું તમને બતાવી આપીશ કે તમારી થોડા વખતની મહેનત લાંબા વખત સુધી કેટલો બધો ફાયદો કરે છે! ચાલો, હવે આ આનંદના પ્રસંગને લહેજતદાર ખાણાપીણાથી વધાવીએ."

હોટેલમાંથી જુદી જુદી જાતની ચીજો આવવા લાગી. બધી વસ્તુઓ આવી ગયા પછી સમાજને નુકશાનકારક માણસોની રીત મુજબ ઉત્સવ ઉજવવામાં આવ્યો.

અને અગાઉ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે 'સંઘ' સ્થપાઇ ગયો.

## પ્રકરણ ૯ મું

## દીનેશને આમંત્રણ

જે રીતે પોતાની મોટી મિલ્કતની વ્યવસ્થા કરવાનું દીનેશ ઇચ્છ્યું હતું તે રીતને બકુલાએ મોટે ભાગે પસંદ કરી હતી. દશ-હજાર રૂપિયા રાખવાની યોજના તેને ન રૂચી. સુરેશના અભિપ્રાયને બકુલાનો અભિપ્રાય પુષ્ટિ આપતો હતો એટલે કે બકુલા પચીસ હજાર રૂપિયા રાખવાના મતની હતી. સુરેશ અને બકુલાની દલીલોથી અને તેમના આગ્રહથી દીનેશ પચીસ હજાર રૂપિયા રાખવા કબુલ થયો હતો.

આ પછી બધી વ્યવસ્થા કરવા તે અને ઉર્મિલા નડિયાદમાં પાછાં આવ્યાં હતાં. આવી નાદર રકમનાં દાન કરી ફકીરી સ્વીકારી લેનાર આ યુગલને કેટલાંય વર્તમાનપત્રો વધાવી રહ્યાં હતાં તો નડિયાદ કેમ ન વધાવે ? હૃદયના ઉમળકાથી નડિયાદે તેમને વધાવી લીધાં. દીનેશને આ ન ગમ્યું. કામ કરનારાં કામ કરે તેમાં વખાણ કરવાની જરૂર શી ? કદાચ વખાણ કરવામાં આવે તે સહી લેવાય પણ માન આપવાનું શા માટે ? આવા વિચાર હોવા છતાં નડિયાદ-નિવાસીઓનું ભાવભીનું સન્માન સ્વીકારવું પડયું.

મિલ્કતની વ્યવસ્થા કરવા ઓછામાં ઓછું એક વરસ નડિયાદમાં રહેવાની અને બીજાં કાર્યો રહેવા દેવાની જરૂર હતી. આ કામમાં ઉર્મિલાના અમેરિકામાં વસતા કાકાની જરૂર હોવાથી બધી વિગતો દર્શાવી એકદમ આવવાનો તાર કરી દેવામાં આવ્યો હતો. તાર મળતાં તે અકળાયા. પોતાના ભાઇએ પરસેવો ઉતારી પ્રાપ્ત કરેલું ધન ઉર્મિલા આ રીતે ઉડાવી દે તે તેમનાથી સહ્યું જાય તેવું નહોતું. તેમણે જવાબમાં તાર કરી દીધોઃ—

"બનતી ત્વરાએ આવું છું. તમારાં તોફાની મગજોને કાબુમાં રાખજો. યોજનાને મૂર્ત સ્વરૂપ આપતાં નહીં—બળવંતરાય.

આ તારે દીનેશને અને ઉર્મિલાને ચિંતાની ખાડીમાં ફેંકી દીધાં. તેઓ સ્વતંત્ર માલિક હતાં એટલે બળવંતરાયની બહુ ફીકર નહોતી; પણ માર્ગમાં ઉપસ્થિત થયેલો વિષમ પરિસ્થિતિનો આ પથ્થર શી રીતે ખસેડવો તેના વિચારમાં ઉદાસ રહેવા લાગ્યાં. આમ હોવા છતાં દીનેશે ઉર્મિલાની સંમતિથી ધારેલી યોજના પાર પાડવા માટેનાં હળવાં કામો કરવા માંડયાં હતાં તે અટકયાં નહીં.

ટપાલી ટપાલ આપી ગયો.

દીનેશ એના ઓરડામાં બેઠો બેઠો હિસાબના આંકડા માંડી રહ્યો હતો. મોં ઉપર મહેનતની અસર સ્પષ્ટ દેખાતી હતી. આજે સવારનો કામે લાગી ગયો હતો અને લાંબા વખતથી મગજમારી કરી રહ્યો હતો એટલે કંઈક કંટાળ્યો પણ હતો. ઉર્મિલાએ આવી ટપાલ નાખી ત્યારે અવાજથી તે ચમક્યો ને ઉચું જોયું.

થોડી વાર બેસી ઉર્મિલા ચાલી ગઇ. દીનેશે ટપાલ વાંચી રહ્યા પછી "મુંબઇ સમાચાર" વાંચવા માંડ્યું. "અમદાવાદમાં 'મજૂર સંઘ'ની સ્થાપના" એ મથાળાએ તેને આકર્ષ્યો. મહેન્દ્રે સ્થાપેલા 'મજૂર સંઘ' વિષે લખતાં જાણે અમદાવાદના એ પત્રના ખબરપત્રીનું હૈયું હર્ષથી ઉભરાઈ જતું હશે, રીબાતા–કચરાતા મજૂરોનાં દુઃખનાં સર્વ બંધનો તૂટી જશે એવી આશા એના મગજમાં ચમકારા મારી રહી હશે એવું એ હેવાલ વાંચતાં પ્રતીત થતું હતું. એ આખો હેવાલ વાંચી રહ્યા પછી દીનેશે 'મુંબઇ સમાચાર' નીચે મૂકી દીધું ને તે વિચારમાં ડૂબી ગયો.

"દુનિયાને દિવાની કહેવી, મૂર્ખ કહેવી કે ભોળી કહેવી? મહેન્દ્ર જેવો બદમાસ સંઘ સ્થાપે છે, એટલે એ સંઘમાં તેની બદમાસી મહત્ત્વનો ભાગ ભજવવાનીજ. આવા ચારિત્ર્યશૂન્યને હાથે સ્થપાએલા સંઘમાં ઓહો! જનતા કેટલો વિશ્વાસ મૂકે છે! આવો વિશ્વાસ મૂકનારાઓને ક્યાં ખબર છે કે જગતની આંખોમાં ધૂળ નાખી, પોતાના નીચ સ્વભાવને સંતોષવા 'સેવા'નો આંચળો ને 'સેવક'નું તખલ્લુસ વધારેમાં વધારે અનુકુળતાઓ કરી આપે છે. 'મુંબઇ સમાચાર'નો ખબરપત્રી કહે છે, 'હવે મજૂર જીવનમાં નવરંગી ઉષાનાં કુમકુમ પગલાં પડે છે. ધનમંડળથી આચ્છાદિત થયેલા એ જીવનમાં આવરેલી અંધારી ઉપર ઉદ્ધારક અને બળપ્રદ પ્રકાશની કાયા લંબાય છે. તરસ્યા મજૂર ચાતકોને મહેન્દ્ર વરસાદનાં અમીબિંદુઓ લાવી આપે છે.' ઓ ભોળા જગત! તને ક્યાં ખબર છે કે, હવે મજૂર જીવનના સાંધ્ય તેજને હઠાવી દઇ અમાવાસ્યાની કાળી અંધારી પથરાવાની છે! તને ક્યાં ખબર છે કે, નવરંગી ઉષાનાં કુમકુમ પગલાંને બદલે વિનાશનાં–રાક્ષસનાં લોખંડી પગલાં પડવાનાં છે! તને ક્યાં ખબર છે કે તરસ્યા મજૂર ચાતકોને વરસાદનાં અમીબિંદુ નહીં પણ દુઃખી જીવનનાં વિષબિંદુ મળવાનાં છે. શું થશે? દુઃખી મજૂરોનાં દુઃખો વળી પાછાં વધશે. મહામહેનતે મજૂરોએ

મેળવેલા રોટલાની કોર ભંગાશે અને એવા સેંકડો રોટલાઓની કોરોનો વિપુલ જથ્થો બદમાસોના મોઢામાં જઈ પડશે."

કામ પૂરૂં કરી ઉર્મિલા દીનેશ પાસે 'મુંબઇ સમાચાર' વાંચવા આવી. તેણે દીનેશ ઉપર દૃષ્ટિપાત કર્યો તો તે વિચારગ્રસ્ત જણાયો; પણ તેવી સ્થિતિમાં તેને અનેક વખત જોવાનું નવું નહીં હોવાથી ઉર્મિલાએ તે ઉપર વિચાર ન કર્યો કે શબ્દોચ્ચાર ન કર્યો. તે એક જગ્યાએ બેઠી ને પડેલાં પાનાં ઉપાડી લઇ વાંચવાનું શરૂ કર્યું.

થોડુંક વાંચ્યા પછી ઉર્મિલાએ ડોકું બહાર કાઢી દીનેશને પૂછ્યું "સુરેશભાઇ આવવાના હતા પણ કંઈ સમાચાર ન આવ્યા."

"આવશે" કંટાળાપૂર્ણ અવાજે દીનેશે ટુંકામાં પતવ્યું.

"આજે મગજ ઠેકાણે નથી કે શું ?" સ્મિત કરતાં ઉર્મિલા બોલી.

"એવું જ છે."

"શાથી ?"

દીનેશે જવાબ ન દીધો પણ નીચું જોઇ રહ્યો. તે જવાબ આપવા ઇચ્છતો નથી કે જવાબ આપી શકે તેવી સ્થિતિમાં નથી એમ માની ઉર્મિલા આગળ ન બોલતાં 'મુંબઇ સમાચાર' વાંચવાનું પોતાનું કામ કરવા લાગી.

આજે કોઇ સંબંધીને ત્યાં જમવાનું હતું એટલે ઉર્મિલા 'મુંબઇ સમાચાર' વાંચી રહી તે પછી બંને જમવા ગયાં.

જમીને ઘેર આવી જોયું તો એક મહેમાન તેમની રાહ જોતો બેઠો હતો. એ સુરેશ હતો. દીનેશ અને ઉર્મિલા બકુલાનાં મહેમાન થઇને અમદાવાદ આવ્યાં હતાં ત્યારે બંને મિત્રોને હૃદય ખોલવાનો અવકાશ નહોતો મળ્યો. નિસ્પૃહી દીનેશ કરતાં માયાળુ સુરેશને આ વસ્તુસ્થિતિ ખરાબ લાગી એટલે તે જ દીનેશનો મહેમાન થયો હતો.

સુરેશને જોઇ ઉર્મિલા બોલી, "આવી પહોંચ્યા ?"

"હા, આવી પહોંચ્યો."

"મેં તો તમને આજે ખૂબ સંભાર્યા હતા."

"એટલેજ આવ્યો."

"કેમ, તમારી 'ખાનગી વાત' આગળ વધી છે કે નહીં ?" ઉર્મિલાએ રમુજમાં પૂછ્યું.

"એ મારી 'ખાનગી વાત છે.'"

"ઓહો ! ભાઇ, તારી 'ખાનગી વાત' તો બહુજ ખાનગી

હોય તેમ લાગે છે." દીનેશથી બોલ્યા શિવાય ન રહેવાયું. "જગતમાં ઘણુાને તારા જેવી 'ખાનગી વાત' હોય છે પણ તે તારા જેટલી નહીં! મિત્રને પણ ન કહેવાય એ વાતને કોઇ 'ખાનગી' કહેતું હોય તો એ વાત 'ખાનગી' નહીં પરંતુ 'ગોપ્ય' ગણાય."

"મિત્રને કહેવામાં વાંધો ન હોય પણ આ તો ભાભી પૂછે છે!" કહી સુરેશ ખડખડાટ હસી પડયો.

તેને હસતો જોઇ દીનેશને હસવું આવ્યું પણ ઉર્મિલાનું મોં પડી ગયું. હાસ્ય વિનોદને ગંભીર સ્થાન આપે તેવી નહીં હોવાથી ઘડી માટે જામેલા વિષદભાવ દબાવી તે પણ હસવામાં સામેલ થઇ.

"શું રાંધી નાખું?" હાસ્યને અંતે ઉર્મિલાએ પૂછયું: "અમારે એક જણુને ત્યાં જમવા જવાનું હતું એટલે રાંધ્યું નથી."

"કશું રાંધવાની જરૂર નથી."

"કારણુ?" દીનેશે પૂછયું.

"ઘેરથી ખાઇને નીકળ્યો છું."

"કઇ 'વહુ' રાંધનારી હતી!" દીનેશે મશ્કરી કરી.

"ઉષા!" જોરથી ઉર્મિલાએ કહી દીધું.

અને સુરેશ શરમાયો. ઉર્મિલા પછી તેનો વારો આવ્યો! તે જરા તોછડા અવાજે બોલ્યો, "અરે, લૉજમાં ખાધું."

"ત્યારે તો 'રવિશંકર વહુ' એ રાંધેલું!" ઉર્મિલાએ થયેલી ભૂલ સુધારી.

સુરેશને ખાવું નહોતું એટલે ત્રણે જણાં નીરાંતે બેઠાં ને વાતો કરવા લાગ્યાં.

"શહેરના શા સમાચાર છે?" દીનેશે પૂછયું.

"મહેન્દ્રે 'મજૂર સંઘ' સ્થાપ્યો."

"એ તો 'મુંબઇ સમાચાર' માં વાંચ્યું. મહેન્દ્રમાં સેવાભાવનો ઝરો એકદમ કયાંથી ફૂટી નીકળ્યો?"

"ઘેર લાઇજ પૂબ્લિસિટી!"

"હવે મશ્કરી જવા દઇને સીધી વાત કરને!"

"મને તો એમાં કંઇ સમજાતું નથી. મજૂરોનો મોટો ભાગ અને બીજા ઘણા પ્રતિષ્ઠિત માણસો તેના પક્ષમાં હોવાથી 'સંઘ' બરાબર જામશે એમ લાગે છે. સાંભળવા પ્રમાણે ઘણી મિલોના કામદારો સંઘમાં જોડાયા છે."

"સંખ્યા કેટલી હશે?"

"પાંચેક હજાર ખરી. મજુરોમાં ખૂબ ઉત્સાહ હોવાથી હું માનું છું કે એ આંકડો વીસ હજાર સુધી પહોંચી જશે."

"લવાજમ શું છે?"

"દસ રૂપિયા પખવાડિક પગાર મેળવનારને માટે છ આના, પચીસ મેળવનારને એક રૂપિયો."

"અને તેથી વધારે પગારવાળાને માટે?"

"તે હું નથી જાણુતો."

"તને નથી લાગતું કે મહેન્દ્રને હાથે મજૂરોનું હિત થવાને બદલે અહિત વધારે થશે?" દીનેશે પૂછ્યું.

"લાગે છે."

"તો પછી અમદાવાદમાં રહે છે છતાં તું કેમ કંઈ કરતો નથી?"

"શું કરૂં? જ્યાં સુધી મહેન્દ્રની કાળી દાનત જણાવતું એક પણ કાર્ય બહાર આવ્યું નથી ત્યાં સુધી શું થઇ શકે?"

"અનેક રસ્તા છે. મહેન્દ્ર બદમાસ છે......"

"તમે અને બીજા કેટલાક જ તે જાણો છે." દીનેશને અટકાવી સુરેશ બોલ્યો, "ઘણા એને કેળવાયેલો અને નીતિમાન માને છે. 'મજૂર સંઘ'ની સ્થાપનાથી વળી પાછો તે સેવાભાવી ગણાયો છે. આવી સ્થિતિમાં જો મહેન્દ્રની વિરૂદ્ધમાં ગમે તેટલું બોલો કે પુરાવા રજુ કરો તોપણુ લોકો માનશે નહીં."

"સત્ય છૂપું રહી શકતું નથી."

"બરાબર છે; પણ તે અસત્યના મૃત્યુ પછી—"

"એટલે?"

"સત્યને પ્રગટ થતાં કેટલોક સમય જોઇએ છીએ. આ સમય વહી જતાં સત્ય ઉઘાડું પડે છે ને તે સમાજ સ્વીકારે છે."

"તો શું મહેન્દ્રની બદમાસી ચલાવી લેવી?"

"એણે શી બદમાસી કરી?"

"કરી નહીં હોય તો કરશે."

"ત્યારે જોઇ લેવાશે."

"ત્યાં સુધી?"

"જોયા કરવું."

"મને તે ઠીક નથી લાગતું. મજૂરોની અજ્ઞાનતાનો લાભ લઇ તેણે સ્વાર્થનાં જે ચક્રોને ગતિમાં મૂક્યાં છે તે ચક્રો ભોગ તો લેશેજ ને? નિર્દોષોના એવા ભોગ શા માટે આપવા?"

"હાલ તુરત કંઇ થઇ શકે તેવું મને તો લાગતું નથી."

"મને લાગે છે."

"તો શરૂઆત કરો." કંટાળીને સુરેશે કહ્યું.

"તે કામ પાછળ જોઇએ તેટલો વખત નથી."

"તો વખત મળે ત્યાર પછી. કેટલો વખત જોઇએ?"

"એક વરસ."

"બહુ સરસ. એ મુદત દરમ્યાન મહેન્દ્રનો ઉદ્દેશ જણાઇ જશે કે ઇશ્વરની ઇચ્છા હશે તો તેનું એકાદ પાપકર્મ પણ પ્રગટ થશે."

"તારા સહકારની આશા રાખું?"

"મને વાંધો નથી."

"અને તમે સહકાર આપશો કે?" દીનેશે ઉર્મિલાને પૂછ્યું.

"ના. મારો વિચાર સામાજિક કુરિવાજોનો નાશ કરવા પ્રયત્ન કરવાનો છે." ઉર્મિલાએ જવાબ દીધો અને દીનેશ શું બોલે છે તે જાણવા તેણે દીનેશના સામું જોયું.

"એ પણ સારૂં કામ છે." દીનેશે કહ્યું.

આ પછી બીજાઓને અનાવશ્યક લાગે, દોઢડાહ્યાઓને શેખચલ્લીના વિચારો લાગે તેવી રીતની સેવાકાર્યની વાતો ચાલી. એ વાતોને અંતે કશો નિર્ણય નહોતો થયો તો પણ તે મહત્ત્વની હતી. એક બીજાના અભિપ્રાયોના વિનિમયથી, સેવાના ક્ષેત્રમાં ઝંપલાવવાની અનુકુળતા મળે ત્યાં સુધી વિચારવા માટે અને ખરો સુધારો કયો તથા યોગ્ય રીતો કઇ તે શોધવાને નક્કી કરવા માટે યોગ્ય ખોરાક મળ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

---

## સુરેશની 'ખાનગી વાત'

---

સુરેશ પોતાની 'ખાનગી વાત' દીનેશ અને ઉર્મિલાને નહોતો કહેતો તો પણ એ વાતના મૂળમાં ઉર્મિલાનો નહીં તો દીનેશનો કેટલો ભારે હિસ્સો હતો તે અંતરથી સ્વીકારતો હતો.

અમદાવાદમાં દીનેશ રહેતો હતો ત્યારે તે એની સાથે ફરતો એટલે ઉષા સાથે ઉપરછલ્લું ઓળખાણ થયું હતું. એ ઓળખાણ આગળ વધતાં રૂપ બદલવા લાગ્યું. ઉષા અને સુરેશ બંનેની આંખોમાં એકજ પ્રકારનું તેજ ચમકવા લાગ્યું, હૃદયો એકજ ગીતના ધ્વનિથી વ્યાપ્ત થઇ ગયાં. જાણે કુદરત તેમને એકજ આદેશ આપતી

હોય, જાણે હૃદયો ભિન્નતા ભૂલી એકત્વ અનુભવવા માગતાં હોય, જાણે તેઓ વિરાટ વિભુની મહાશક્તિને ઝીલવા ચાર હાથની એક પોશ રચી ઉભાં રહેવાની તૈયારી કરતાં હોય તેમ નજીકને નજીક આવતાં હતાં. દીનેશના લગ્ને તેમને વધુ નજીક આણ્યાં અને તેઓ બકુલાનાં મહેમાન થયાં ત્યારે તો આ બે પ્રેમી પંખીડાંને પરસ્પર પાંખો ભરવવાને યોગ્ય અનુકુળતા મળી ગઇ. દીનેશ અને ઉર્મિલાનાં લગ્ન વખતે સુરેશ અને ઉષા હાજર હતાં. બંનેને માથે અમુક કાર્યભાર આવી પડયો હતો. બંનેને એકમેકની જરૂર પડે તેવાં તેમનાં કાર્યો હતાં એટલે તેઓ ખુબ નજીક આવ્યાં. બકુલાની મહેમાની વખતે ' ગ્રીન કૅાટેજ ' માં તેમની આવજાવ મહેમાનોને મળવા માટે હતી એમ કહેવાને બદલે ' વહાલા–વહાલી ' નાં દર્શન કરવા માટે હતી એમ કહેવું ખોટું નથી.

ઉષા બુદ્ધિશાળી હતી. એનું આત્મબળ મુગ્ધકર હતું. બંડનો તનમનાટ એના રક્તના પ્રત્યેક બુંદમાં વસ્યો હતો. શોખીન અને રસિક હતી પણ એનો શોખ વિલાસી બનાવી દે તેવો નહોતો, રસિકતા જીવનને બેજવાબદારી અને ઉચ્છૃંખલતા તરફ ઢસડી જઈ શકે તેમ નહોતું. એ ઓછું બોલતી એટલે બહુ ઓછા જોડે મૈત્રી સંબંધ સાંધી શકતી. પુરૂષ આગળ તો એ મૂંગી બની જતી. અજાણ્યા પુરૂષ સાથે બોલવું પડતું તે તેને ગમતું નહીં છતાં બોલવું પડે તો ટુંકાંટચ વાકયોથી પતાવી નાખતી. કોઈની વાતોમાં બનતા સુધી માથું ન મારતી, બહુ જરૂર જણાય તો મશ્કરીમાં કે ગંભીરતાથી કહી દેતી અને આટલામાં જ પોતાના કર્તવ્યની ઇતિશ્રી માનતી. તેના આવા સ્વભાવથી ઘણાં જોડે ન ભળી શકાય તે સ્વાભાવિક હતું. ઓળખીતાં એને 'અતડી' કહેતાં, સહેજ સંસર્ગવાળાં 'શરમાળ' કહેતાં. એનું હૃદય નાળિયેર જેવું હતું. જેના આગળ ઉપરનું કઠણુ ઢાંકણુ ખસી જઇ ઉષાનું હૃદય પૂરેપૂરૂં દર્શન દેતું તેના આગળ તે નહોતી અતડી કે નહોતી શરમાળ. એના અંતરમાં કેવાં અમી ઉછળે છે, એના મગજમાં કેટલું જ્ઞાન ભર્યું છે અને બીજું શું શું એનામાં છે તે આવાં નિકટનાં સંબંધી જ જાણી શકતાં. એક જ દાખલો બસ થશે. જે પિતાના ખોળામાં તે રમી હતી તે પિતા પણ પુત્રીને બરાબર ઓળખી શકયા નહોતા. એ ઉષાને દરેક છોકરી જેવી સામાન્ય છોકરી માનતા. ભણાવી છે એટલે એનામાં જ્ઞાન હતું એમ સ્વીકારતા પણ એ જ્ઞાને આપેલા બળના અસ્તિત્વની કલ્પના પણ નહોતા કરી શકતા.

સુરેશ ગરીબ હતો. થોડું ભણેલો હતો પણ દીનેશની મૈત્રિએ એનામાં ઘણાં તત્ત્વો પૂર્યાં હતાં. એ આદર્શોને કવિઓની મિથ્યા કલ્પના માનતો. આદર્શોની પાછળ પાગલ બનવાનું એને પસંદ નહોતું; છતાં એની વ્યવહારૂ બુદ્ધિ ઉચ્ચતા કલ્પી શકતી નહીં એવું નહોતું. એ ઉચ્ચતાને સન્માનતો ને યુક્તિ પ્રયુક્તિથી અપનાવતો–મેળવતો. કોઇ પણ બનાવ એના દિલ ઉપર સંપૂર્ણ કાબુ નહીં મેળવી શકતો, લાગણીઓ કદિ એને વિહ્વળ નહીં બનાવી શકતી. કોઈ ધન્ય પળે એને અને ઉષાને મેળાપ થયો. લગ્ન થાય તે માટે અતિ ઉત્સુક હતો પણ પ્રેમના ઘેનથી પર રહ્યો હતો. પ્રેમલા–પ્રેમલીની જેમ ઉષા સાથે વાતો કરવા, તેને જોવા કે તેની સાથે હરવા–ફરવાના લ્હાવા લેવા એ તલપી રહ્યો નહોતો. અર્થાત્ તે પ્રેમથી પાગલ બની ઉષા પાછળ દિવાનો બન્યો નહોતો છતાં ઉષાને ચાહતો–ખરેખરા હૃદયથી ચાહતો. એને માટે મરવા તૈયાર નહોતો પણ જીવીને મેળવવા માગતો હતો.

ઉષાના પિતા યશવંતરાય જરા જુના વિચારના હતા. નવા જમાનાની નવી ભાવનાઓની પ્રશંસા કરતા પણ બંડને વખોડતા. બંડખોરોને મૂર્ખ, અવિચારી અને ધાંધલિયા કહેતા. મુરબ્બીવાદના ચુસ્ત પૂજારી હતા, શાસ્ત્રાજ્ઞાઓનો અમલ થતો જોવા ઉત્સુક હતા. પુત્ર–પુત્રીને પરણાવવાનો અધિકાર માબાપને જ છે એમ છાતી ઠોકીને કહેતા અને યુવક યુવતિને પોતાની મેળે વર–વહુની પસંદગી નહીં કરવાનો બોધ દેતા; પણ બિચારાને ખબર નહોતી કે ઉષાને ગળે એમનાં બોધવચનો ઉતર્યાં નહોતાં એટલું જ નહીં પણ તેથી વિરૂદ્ધનું વર્તન તે છૂપી રીતે ચલાવી રહી છે.

નડિયાદથી દીનેશની મહેમાની ચાખી આવ્યા પછી સુરેશ મળ્યો નહોતો એટલે ઉષા તેને મળવા તલપાપડ થઈ રહી હતી. એક દિવસ તે પિતાથી છાની રીતે સુરેશને ઘેર આવી. સુરેશ પાડોશીને ત્યાં બેઠો હતો. ઉષાને જોઇ ત્યાંથી ઉઠયો.

બંને બેઠાં.

" ઓહો ! અહીં જ આવી ચઢયાં ને કંઇ ! " સુરેશે હસતાં હસતાં કહ્યું. એ બેપરવાઇ પાછળ અજબ આકર્ષણ હતું.

" હા. " માથું ડોલાવતાં ઉષાએ કહ્યું.

" કહો, કેમ આવવું થયું ? "

" બહુ દિવસથી મળ્યાં નહોતાં. "

" મળવાથી લાભ શો ? "

"નહીં મળવાથી લાભ શો ?" ઉષાએ સામો પ્રશ્ન કર્યો.

ઘડીભર બંને એકબીજા સામે જોઇ રહ્યાં. તોછડા દેખાતા વાર્તાલાપમાંનું એકત્ત્વ બતાવી આપતી સ્નેહભીની તેમની દૃષ્ટિ હતી, તોફાન કરવા ઉછાળા મારતી છતાં દબાઇ રહેલી ઉર્મિઓની એમાં કોમળતા હતી.

દૃષ્ટિના સંધાયેલા તાર તોડી સુરેશ ઉઠયો. પાણીઆરામાંથી જર્મનસીલ્વરનું પ્યાલું ઉપાડયું ને તેને ઉછાળતાં ઉછાળતાં ઉષા તરફ જોઇ કહ્યું, "દૂધ લઇ આવું."

"શા માટે ?"

"ચા માટે."

"લાવો ને હું લઇ આવું. દુકાન કયાં આગળ છે ?"

"મહેમાન પાસે દૂધ મંગાવાય ?"

સુરેશ ચાલ્યો ગયો પણ જતાં જતાં ઉષાને વિવશ બનાવી દે તેવો દૃષ્ટિનો ચમકાર કરતો ગયો. ચાલી જતી એ અજબ મૂર્તિને ઉષા જોઇ રહી. એની મૂર્તિ પાછળ દિલ દિવાનું બન્યું હતું તે વહાલના વહેણમાં તણાવા લાગ્યું. પતિ તરફ સ્ત્રીમાં ઓચિંતી પ્રગટે છે તેવી મમતાળુ લાગણી પ્રગટી.

સુરેશ અમદાવાદમાં દાદીમા સાથે રહેતો હતો પણ તેમના મૃત્યુ પછી એકલો પડી ગયો હતો. નાનકડા ઘરમાં રહેતો, હાથે રાંધતો ને કંટાળતો તો વીશીમાં જમી લેતો અને નોકરી કરતો. ઉષા બે ખંડના એ ઘરમાં ફરતાં ફરતાં વ્યવસ્થિત કે અવ્યવસ્થિત પડેલી ચીજો જોવા લાગી. હૃદયે સ્વીકારેલા પતિના ગરીબડા ઘરમાં પિતાના ભપકાદાર ઘર કરતાં કાંઇક વધારે લાગ્યું, મમત્ત્વ પ્રગટયું. વસ્તુઓ બરાબર ગોઠવી આંટા મારતી હતી તેવામાં દૂધ લઇ સુરેશ આવ્યો.

"ઘર કેવુંક લાગે છે ? તમારા જેવો બંગલો નથી." સુરેશે પ્રેમથી કહ્યું. વળી ઉમેર્યું: "બધું ગોઠવ્યું લાગે છે ને કંઇ !"

"એ બંગલો મારે એક દિવસ છોડવાનો છે તે તો જાણો છો ને?"

ચોકડીના એક ખૂણામાંથી સ્ટવ ઉપાડી સુરેશ પંપ મારવા લાગ્યો. એક–બે પંપ માર્યા.

"ઉઠી જાઓ. હું ચા બનાવું છું."

ઉષાએ કહ્યું ને સુરેશ ઉઠી ગયો. તેણે ચા, પાણી ને કપ–રકાબી હાજર કર્યાં. પોતાની કામગીરી બજાવી ઉષાની સામે બેઠો. બંનેની વચ્ચે સ્ટવ જ્વાળાઓ ઉછાળી કાળો ધૂમાડો ફેલાવી રહ્યો હતો.

" મારા પિતાને કહું ? " ઉષા શરમાતાં શરમાતાં બોલી.

" શું ? "

" લગ્ન માટે. "

" ઉતાવળ શી છે ? જુઓને, આપણે કેવાં પાસે પાસે બેઠાં છીએ ? તમે ચા બનાવી આપો છો ને હું તે પીશ. "

" પરણવું તે ચા બનાવવા ને પીવા ? "

" ના, રોટલા ઘડવા ને ખાવા. "

સુરેશ હસી પડ્યો. ઉષાને પણ હસવું આવ્યું. બંનેએ હસ્યા કર્યું. હાસ્યની ધૂનમાં સ્ટવ હોલવાઇ ગયો તેનું પણ તેમને ભાન ન રહ્યું. હસી રહ્યા પછી સુરેશના દીઠામાં આવ્યું.

" આ સ્ટવ હોલવાઇ ગયો ! "

" ઓહો ! " કહી ઉષાએ પંપ માર્યો. સુ સુ સુ સુ કરી વછૂટતા ગ્યાસથી ઉત્પન્ન થયેલો ધૂમાડો ફેલાવા લાગ્યો. ઉષાએ દીવાસળી ચાંપી. અવાજ સાથે સ્ટવ સળગ્યો.

ચા તૈયાર થઇ ત્યાં સુધી બેમાંથી કોઇ બોલ્યું નહીં. ઉષા એના કામમાં ડૂબી ગઈ ને સુરેશ ઉકળતું પાણી જોઇ રહ્યો. સુરેશે ગળણી ઝાલી રાખી. ઉષાએ તપેલીમાંથી ચા રેડી. બંનેના સહકારથી કપ ભરાયા. સુરેશે એક કપ ખેંચી લીધો ને વધ્યો તે ઉષાએ લીધો.

ચા પીતાં પીતાં બંને પ્રેમના પૂરમાં તણાયાં. ઉલ્લાસથી થનગનતા હૈયાએ વાતો થઇ; પણ તે સુરેશની ' ખાનગી વાત ' હોવાથી અહીં ઉતારવાની જરૂર નથી. એટલુંજ કે એ વાતોમાં કંઈ નહોતું છતાં ખૂબ હતું. એ શુષ્ક વાતોના પાછળ અંતરના ઉંડાણમાંથી પ્રસ્ફુટિત થતા સ્નેહનાં ઝરણાં હતાં. એ પ્રત્યેક શબ્દ ભાવિ ' વહુ-વર ' ની એકાત્મભાવનાથી ભીંજાયેલો હતો.

ચા પી અને ખૂબ વાતો કરી ઉષા ઘેર જવા તૈયાર થઇ. તે ઉઠી સાઠી સમાલતાં સુરેશ તરફ જોઇ રહી. સુરેશે નીચે બેઠાં બેઠાં ઉષાને ત્રાંસી આંખે જોયા કરી. એ દૃષ્ટિમાં જે હતું તે એકમેકને એક બીજા તરફ ખેંચતું હતું. ઉષાને જવા તૈયાર થયેલી જોઈ સુરેશ ઉભો થયો. ઉષા ચાલી એટલે તે પણ પાછળ પાછળ ચાલ્યો.

" ત્યારે હમણાં મારી માતા આગળ કે પિતા આગળ લગ્ન સંબંધી વાત ન ઉપાડુંને ? " ઉષાએ કહ્યું.

" ના. " સુરેશે જવાબ દીધો. તે આગળ બોલ્યો, " યોગ્ય વખતે થઈ જશે. "

" ભલે. "

ઉષા ચાલી. સુરેશ આગળ ચાલતો અટક્યો.

" આવજો. " સુરેશે કહ્યું.

" હા, કાયમને માટે. " કોઇ આજુબાજુ છે કે નહીં તે જોવા તીવ્ર છતાં ઝડપી દૃષ્ટિ ચારે બાજુ ફેરવી ધીમેથી ઉષાએ કહ્યું અને તે ચાલી ગઇ.

## પ્રકરણ ૧૧ મું

### બળવંતરાય

બળવંતરાય એટલે આગ. એમનો ક્રોધ બીજાંને કે તેમને પોતાને ક્યારે દબાવી દેશે તે કોઇ કહી શકતું નહીં. તેઓ પોતાના આ દુર્ગુણને બીજાઓના જેટલીજ સારી રીતે જાણતા અને તેનો નાશ કરવા બીજાઓ કરી શકે તેટલોજ પ્રયત્ન કરી શકતા; અર્થાત્ આત્મબળને અભાવે તેઓ ઇચ્છા હોવા છતાં ક્રોધને દબાવી શકતા નહીં. વાત વાતમાં લઢી પડતા ને લડયા પછી લડનારી બંને વ્યક્તિઓ વચ્ચે સદાને માટે અબોલા રહેતા. નડિયાદમાં આવી રીતે ઘણાં સાથે અબોલા થયા, એવામાં બળવંતરાય અમેરિકા વેપાર અર્થે ગયા એટલે અબોલાનાં પરિણામ ભોગવવાં પડયાં નહીં; એટલુંજ નહીં પણ અમેરિકામાં વસી પૈસાદાર થયેલા હોવાથી, જ્યારે તેઓ નડિયાદમાં આવતા ત્યારે માન મેળવતા.

ઉર્મિલા અને દીનેશે પોતાની મિલ્કતનો પરાર્થે ઉપયોગ કરવાનો સંકલ્પ કરી તે સમાચાર બળવંતરાયને જણાવ્યા હતા તે, અને બળવંતરાયનો તાર આવ્યો હતો તે આગળ કહેવાઇ ગયું છે. સ્ટીમર આવવાની હતી તે દીવસે દીનેશ અને ઉર્મિલા તેમને લેવા માટે સામાં મુંબઇ ગયાં.

જ્યારે તેઓ મળ્યાં ત્યારે તંદુરસ્તીના ટુંકા ટુંકા પ્રશ્નો પૂછાઇ રહ્યા પછી બળવંતરાયે લાલચુમ આંખ કરી ઉર્મિલાને કહ્યું, " ઉર્મિલા, આ શું કરવા બેઠી છે ? "

" એક વખત આપ ઉતારે પહોંચી જરા આરામ લો; ત્યાર બાદ વાતો કરીશું. " ઉર્મિલાએ જવાબ દીધો.

" મિલ્કત ભેલાડી દીધી નથી ને ? "

"ના."

"શો વિચાર રાખ્યો છે?"

"જ્યારે આપણે વાતો કરવા બેસીશું ત્યારે તે સારી રીતે સમજાશે. એક વખત ઉતારે પહોંચવું જોઇએ."

"પણ હું તે જાણવા માગું છું."

"અને તે આપ જાણી શકશોજ. આપને નહીં જણાવીએ તો જણાવીશું કોને?" ઠંડે કલેજે ઉર્મિલાએ જવાબ દીધો.

"અને આ દીનેશ કે?" જોડે ઉભેલા દીનેશ તરફ જોઇ, ઉર્મિલા સામે તાકી રહી બળવંતરાયે પૂછ્યું.

"જી." દીનેશે ધીમેથી કહ્યું.

"ઉર્મિલાને આ બધું તમે શીખવ્યું?"

"મારાથી ના કેમ પડાય?" દીનેશે કહ્યું.

"અને મારી પણ ઇચ્છા હતી." ઉર્મિલાએ દીનેશ ઉપર બધી જોખમદારી આવી પડે નહીં તેટલા માટે કહ્યું.

"એટલે?" જરા મોટા અને ધ્રુરકતા અવાજે બળવંતરાય બોલ્યા.

"ઉતારે પહોંચ્યા પછી વાત કરીશું." ઉર્મિલાએ કહ્યું.

દીનેશ બળવંતરાયથી તદ્દન અજાણ્યો હતો. તે તેમને ઓળખતો નહોતો તો પછી તેમના સ્વભાવ માટે શું જાણી શકે? પરંતુ ઉર્મિલા બળવંતરાયનો સ્વભાવ સારી રીતે જાણતી હતી અને તેનો લાભ લઇ બધી વાત કરતી. ન્યુયૉર્કમાંનો કાકા સાથેનો આ રીતનો વર્તાવ તેણે અહીં પણ લાગુ પાડયો. ખરૂં કહીએ તો સામી છાતીએ બળવંતરાયને પહોંચી વળે તેવું કોઇ હોય તો તે ઉર્મિલા હતી. ઉર્મિલા કાકાથી ડરતી હતી ખરી પણ કદિ પરાજિત નહોતી થઇ. બળવંતરાયના શબ્દોના ભિષણ ગડગડાટ આગળ ઉર્મિલા દબાઇ ગયેલી અવસ્થામાં દેખાવ દેતી; પણ ગડગડાટથી શક્તિ ક્ષીણ થયા પછી ખુલ્લા સ્વરૂપમાં ઉઘાડી પડતી, પોતાની વાત આગળ લાવતી ને છેવટે જીતી જતી. બળવંતરાય ઘણી વખત કહેતા કે, "મારી ઇચ્છા વિરૂદ્ધ, મારી 'હા' પ્રાપ્ત કરીને વર્તનારૂં કોઇ હોય તો આ છોકરી જ છે. જબરી છે."

બળવંતરાય ક્રોધી હતા માટે ખરાબ નહોતા. બનતા સુધી તેઓ અન્યાય નહીં કરતા, સામી દલીલો ઉપર વિચાર કરતા ને યોગ્ય જણાય તો સીધી રીતે નહીં તો આડકતરી રીતે સ્વીકારી લેતા. પ્રેમાળ હતા. નાનાં બાળકો સાથે ભળી ગયેલા બળવંતરાયને કોઇ ક્રોધનો જ્વાળામુખી ના કહી શકે. તેમના આવા સ્વભાવે જ

ઉર્મિલાનો વિકાસ કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો; નહીં તો બાકી ભત્રિજીને પોતાની સાથે દૂર પરદેશ લઈ જનાર કાકાઓ હિંદુ સમાજમાંથી ઓછા મળે તેમ છે.

ન્યુયૉર્કના વસવાટે ઉર્મિલાનો વિકાસ કર્યો હતો તેથી બળવંતરાયને ખૂબ આનંદ થતો હતો. એ માનતા હતા કે આવી બુદ્ધિશાળી, આદર્શવાદી અને પ્રતાપી છોકરીને લાયક વર મેળવવાનું કામ અશક્ય નહીં તો અઘરૂં છે. પોતાને હાથે એ કામ સારામાં સારી રીતે ન થઈ શકે એવી બીકથી અને ઉર્મિલાની તુલનાશક્તિ ઉપરના વિશ્વાસથી, તેમણે ઉર્મિલા પોતાની મેળે લગ્ન કરી લે તે ઇષ્ટ માન્યું હતું. જ્યારે ઉર્મિલાનો દીનેશ સાથે લગ્ન કર્યાનો તાર મળ્યો ત્યારે પ્રથમ તો તેમના દિલમાં અકારણે શંકાઓ અને ચિંતા જન્મ્યાં હતાં; પણ પછીથી ઉર્મિલાના વ્યક્તિત્ત્વનો વિચાર કરતાં તેણે જે કર્યું હશે તે યોગ્ય હશે એમ લાગ્યું ને ચિંતાનો ભાર ઓછો થયો. સઘળી મિલ્કત ધર્માદા આપી દેવાનો નિર્ણય દર્શાવતો તાર મળ્યો ત્યારે બળવંતરાયનું મગજ ગરમ થઇ ગયું. તે સાથે દીનેશ માટે હલકો અભિપ્રાય બંધાયો. દીનેશને જોતાં એમનો એ અભિપ્રાય વધારે મજબુત થયો ને દીનેશ તથા ઉર્મિલા બંને ઉપર સણુસણી ઉઠયા.

ઉતારે આવી, જમી, પરવારી, આરામ લઇ તેમણે ઉર્મિલાને પોતાની પાસે બોલાવી. ઉર્મિલા ગઇ. બળવંતરાય એક ખુરશીમાં બેઠા હતા. ઉર્મિલા જમીન ઉપર પાથરેલી શેતરંજીમાં બેઠી ને કાકા શું બોલે છે તેની રાહ જોતી શેતરંજીના રંગીન પટા ઉપર આંગળી ફેરવતી નીચું જોઇ રહી.

"કહે ઉર્મિલા, તારે શું કહેવું છે?" બળવંતરાયે વાર્તાલાપ શરૂ કર્યો.

"મારે ખાસ કશું કહેવાનું નથી. એટલું જ કે અમે જે ભવ્ય જીવનની શરૂઆત કરવા માગીએ છીએ, આદર્શનાં સ્વપ્નાં સિદ્ધ કરવા તનમનાટ અનુભવીએ છીએ તેમાં સફળતા મળે તેવો આશીર્વાદ આપો."

"તમારૂં ભવ્ય જીવન કેવુંક છે?" મશ્કરીમાં બળવંતરાયે પૂછ્યું.

"ઘણાઓને ન સમજાય તેવું." શાન્તિથી ઉર્મિલાએ જવાબ દીધો.

"એટલે કે ગરીબ."

"હા."

"અને એ જીવનને તું ભવ્ય કહે છે!"

"હા."

" મને લાગે છે કે તારી બુદ્ધિ ફરી ગઈ છે. પરણ્યા પછી તારામાં થયેલો આ ફેરફાર મારા દિલમાં ચિંતા પ્રગટાવે છે ને તારા ભાવિ માટે અશુભ કલ્પનાઓને જન્મ આપે છે. "

" મને લાગે છે કે અતિ કાળજીએ આપના દિલમાં ઉભો કરેલો એ ખાલી ભય છે. અતિ કાળજી શંકાને જન્મ આપે છે. એ શંકા કાલક્રમે ભયમાં પરિણમે છે. મારી બુદ્ધિ સ્થિર છે, આપની સાથે હતી ત્યારે હતી તેવી ને તેવી છે. "

" તું કહે છે તેમ હોય તો હું નથી ધારતો કે ભિખારી જીવનને ભવ્ય કહે ને લાખો રૂપિયાની મિલ્કત, જે તારા પિતાએ ભારે પરિશ્રમે પ્રાપ્ત કરી સુખી થાય તે માટે તને આપી છે તે આમ વેડફી નાખે. "

" આ કંઇ વેડફી નાખવાનું નથી. "

" તો શું છે ? "

" સદુપયોગ. "

" આ સિવાય બીજો સદુપયોગ નથી ? "

" કદાચ હશે. "

" તો ? " જરા જુસ્સાથી બળવંતરાય બોલ્યા.

" તો–કંઇ નહીં. "

" ઉર્મિલા, મારૂં કહેવું ધ્યાનપૂર્વક સાંભળી લે. તમે ઇચ્છો છો તે પ્રમાણે મિલ્કત વાપરવા દેવાનું મારાથી બને તેમ નથી. તમે દુઃખી થાઓ તે મારાથી જોઇ શકાય તેવું નથી. "

" આપ શા ઉપરથી માનો છો કે અમે દુઃખી થઇશું ? "

" પચ્ચીસ હજાર રૂપિયામાં તમારૂં શું થશે ? "

" કાકા, આપ જાણુતા તો હશો જ કે આ કમભાગી દેશમાં પચ્ચીસ હજાર તો શું પણ એક હજાર રૂપિયાની મિલ્કત ધરાવનાર માણસોની સંખ્યા ઘણી ઓછી છે. અરે ! ઘણા દેવાદાર હોય છે ને કેટલાંકને તો ખાવાનુંયે મળતું નથી. એમના કરતાં શું અમારી દશા ખરાબ આવશે ? "

" એમની સાથે તારી સરખામણી કરે છે ? "

" તો કોની સાથે કરૂં ? "

" મારી સાથે. "

" શા માટે ? આપને ફરવા માટે મોટર જોઇએ છીએ, રહેવા માટે સુખસગવડવાળો વિશાળ બંગલો જોઇએ છીએ, કામ કરવા નોકરો જોઇએ છીએ, ઓઢવા–પહેરવા અને ખાવા–પીવા માટે કિંમતી

વસ્તુઓ જોઇએ છીએ. અમારે ફરવા માટે મોટરની જરૂર નથી, અમે પગે ચાલી શકીશું; અમને બંગલાની જરૂર નથી, નાનકડા ઝુંપડામાં સુખથી રહીશું; અમારાં કામ અમે કરી લઇશું ને જરૂરિયાતોને બહેકાવી દેવાથી થતા આંધળા ખર્ચમાંથી બચીશું."

"અને તમારાં છોકરાં કેટે કેડિયું બાંધી ભીખ માગશે?" બળવંતરાય હવે ઉર્મિલાની વાતો શાન્તિથી સાંભળી શકે તેમ નહોતું એટલે ક્રોધથી કંપતા અવાજે તડૂકયા ને મોટી આંખે ઉર્મિલા તરફ તાકી રહ્યા.

"આટલા બધા અકળાઇ શું કરવા જાઓ છો?"

"તો શું કરૂં–માથું કૂટું?"

ઉર્મિલા કંઇ ન બોલતાં નીચું જોઇ બેસી રહી. એણે જે નિર્ણય કર્યો હતો તે અવિચળ રાખવાનો દૃઢ સંકલ્પ હતો એટલે બળવંતરાય ગમે તે બોલે કે ગમે તે કહે તેની બહુ ફીકર નહોતી; પણ બનતા સુધી એમને દુભવ્યા સિવાય કામ થાય તો કરી લેવાની ઇચ્છા હતી. હવે બળવંતરાયનો ક્રોધ સહસ્ર જ્વાળાઓએ ભભૂકી ઉઠ્યો હતો. અત્યાર સુધી તેમણે મગજ કાબુમાં રાખ્યું હતું પણ હવે કાબુ જતો રહ્યો હતો. ઉર્મિલાના દિલમાં ભય પેઠો કે કદાચ તેઓ નડિયાદ ન આવતાં મુંબઇથી જ પાછા ફરે તો? પણ એ અશકય હતું.

બળવંતરાય પણ ઉર્મિલા સામે ફાટી આંખે જોઇ રહ્યા હતા એટલે થોડીવાર પછી ઉંચું જોઇ ઉર્મિલાએ કહ્યું, "આપણે નડિયાદ જઇને વાત કરીશું."

"શા માટે નડિયાદ? મુંબઈ શું ખોટું છે?"

"હું કયાં કહું છું કે મુંબઇ ખોટું છે."

"તો પછી..." બળવંતરાય આગળ બોલતાં અટકયા. થોડી વાર વિચારગ્રસ્ત સ્થિતિ અનુભવી આગળ બોલ્યા, "દીનેશે જ તને મિલ્કત ફના કરવા ઉશ્કેરી લાગે છે. એને લાગણી ન હોય તે સમજાય તેવું છે પણ તને યે લાગણી નથી એ જોઇ મને એમ થાય છે કે તારો હક નાબુદ કરાવ્યો હોત તો ઠીક થાત."

"એમ થયું હોત તોયે શું? જે થયું તે થયું પણ આપને વિનંતી કરૂં છું કે મારા સિવાય અન્યને માટે આપ હલકા શબ્દો ન વાપરશો."

"અન્યને માટે એટલે દીનેશને માટે?"

"હા."

" એનાં તો આ કારસ્થાન છે. "

" ભૂલો છો. એમના જેવા માણસો દુનિયામાં ઓછા મળશે.'

" હા, પૈસા ફેંકી દેવાની મૂર્ખતા કરનારા ઓછા મળશે. "

" બરાબર છે. પૈસા આપનાર ઘણા હોય છે પણ તે નહીં સ્વીકારનારા ઓછા હોય છે. લક્ષ્મી માટે તરફડિયાં મારનાર ઘણા હોય છે પણ મળેલી લક્ષ્મીને પરાર્થે વાપરવા તૈયાર થનારા ઓછા હોય છે. અમે આવડી મોટી રકમ ઉપરનો મોહ છોડી દઇએ છીએ તે બદલ આપે આશીર્વાદ આપવા જોઇએ; પણ અહીં તો વિપરિત દેખાય છે. આશીર્વાદોને બદલે ક્રોધભર્યા શબ્દોના ધીકતા અંગારા વેરાય છે. ભગવતી ગીતાના પવિત્ર સિદ્ધાંતોને અમલમાં મૂકનારને નિંદવામાં આવે છે. " ઉર્મિલાએ કહ્યું.

" એ લાંબી-પહોળી ડાહી ડાહી વાતોનું પ્રયોજન નથી. "

" તે, શાનું પ્રયોજન છે ? "

" ના, ના જવાબનું. "

" એ આશા વ્યર્થ છે. અમારો નિર્ણય આદર્શોમાંથી પ્રગટ્યો છે ને તેની પાછળ અપાર દુઃખો સહન કરવાનું આત્મબળ છે. "

" એટલે કે તમે મૂર્ખતા કરવાનાં જ છો. "

" હા. દુનિયાના વધારે ડાહ્યા થઇ ગયેલા માનવીઓને લાગતી એ મૂર્ખતામાં જ અમે જીવનસાફલ્ય માનીએ છીએ. "

" હું તેમ નહીં થવા દઉં. "

" તેમજ થશે. "

" તો આપણો સંબંધ તૂટશે. "

" ક્ષણભંગુર સંસારનાં માનવીઓ સાથે સંબંધ જાળવી રાખવા માટે ઈશ્વર સાથેનો સંબંધ તોડવો તે મૂર્ખતાની પરાકાષ્ટા છે. સારૂં કામ કરતાં આપ સંબંધ તોડશો તો તેનું દુઃખ અમને નહીં થાય; પણ હું આશા રાખું છું કે આપ અવિચારી પગલું નહીં ભરો. અમે તો આપનાં બાળકો છીએ, આપના શીતળ છત્ર નીચે વસવા ઇચ્છીએ છીએ. "

" મારી આજ્ઞા ન ઉઠાવે તેવાં બાળકો મારે ન જોઇએ. "

" કાકા, બાળકોએ તેમનાથી મોટી વયનાંની આજ્ઞાઓ ઉઠાવીજ જોઇએ એવું કંઇ નથી. ઘણી વખત મોટેરાંની બુદ્ધિ, બાળકોની બુદ્ધિ કરતાં પાછળ પડી જાય છે. ઘણી વખત મોટેરાં બાળકોનું માનસ પારખવા અસમર્થ નીવડે છે; છતાં વૃદ્ધત્વના ઘમંડથી તેમને

દોરનારનો અને તેમના શુભેચ્છકનો ઢોંગ કરે છે." ઉર્મિલાએ ખૂબ શાન્તિથી ચાબકા લગાવ્યા.

"એટલે કે હું મૂર્ખતા કરૂં છું! તું એમ કહેવા માગે છે?"

"ના. આપ મૂર્ખતા નથી કરતા; પરંતુ અમારી મહત્ત્વાકાંક્ષાઓને સમજી શકતા નથી. આપ શાન્ત મગજે વિચાર કરો, અમારી મહત્ત્વાકાંક્ષાઓ તરફ સહાનુભૂતિથી જુઓ. અમારૂં પગલું પ્રશંસનીય નહીં તો અનિંદ્ય જરૂર લાગશે."

"છોકરીઓને ભરમાવવામાં દીનેશ નિપુણ લાગે છે!"

"એ આપનો વહેમ છે."

"ઠીક છે. તું જા ને દીનેશને મોકલ. યાદ રાખજે કે તારો અને દીનેશનો ગમે તેટલો આગ્રહ હશે તોપણ મારા ભાઇની એક પાઇ પણ તમે કહો છો એ રસ્તે નહીં વાપરવા દઉં. જા, વિચાર કરજે."

ઉર્મિલા ચાલી ગઇ. બળવંતરાય તેની પીઠ ઉપર કાતીલ દૃષ્ટિ નાખી, નાદાન છોકરાંની નાદાન રમત ઉપર ક્રોધ વરસાવતા, ખુરશીની પીઠ ઉપર બંને હાથ મૂકી અને તે ઉપર માથું ગોઠવી પડયા રહ્યા. દીનેશ આવ્યો. એનાં પગલાં શાંત અને મક્કમ હતાં, એની આંખમાં નિશ્ચયનો જુસ્સો ચળકતો હતો. ખંડમાં દાખલ થઇ તે પાસે પડેલી ખુરશીમાં બેઠો ને અપૂર્વ શાન્તિથી બળવંતરાય તરફ જોઇ રહ્યો. બળવંતરાયે ઉંચું જોયું. અર્ધી મિનિટ દીનેશ તરફ તીવ્ર દૃષ્ટિથી જોયા કર્યા પછી વળી પાછું તેમણે નીચું જોઇ લીધું. આંખ મીંચી તો જાણે પચીસ લાખ રૂપિયાને પાંખો ફૂટી હોય ને તે આકાશમાં ઉડતા હોય તેવું અંધારામાં દેખાયું. બળવંતરાયથી આ દૃશ્ય જોવાયું નહીં.

"મેં તમને એટલા માટે બોલાવ્યા છે..." બળવંતરાય દુઃખી ચહેરે અને દયાજનક અવાજે કહેવા લાગ્યાઃ "કે ઉર્મિલાને સમજાવો. આવડી મોટી મિલ્કત ગુમાવી દીધા પછી પસ્તાશો. ઉર્મિલા નાદાન છે, એને પૈસાની જરૂરિયાત ન સમજાય તે સ્વાભાવિક છે પણ તમે પુરૂષ થઇ નથી સમજી શકતા? ઇશ્વરે ઉદાર હાથે દીધું તે શા માટે ગુમાવી દો છો?"

બળવંરાય દીનેશનો જવાબ સાંભળવા તેના તરફ જોઇ રહ્યા. દીનેશ બોલ્યો નહીં એટલે તેમણે કહ્યું, "શો જવાબ આપો છો?"

"અમે ખૂબ વિચાર કર્યો છે. આપ કલ્પી ન શકો તેટલો વખત વિચાર કર્યા પછી અને ઘણાંની સલાહ લીધા પછી આ નિર્ણય કર્યો છે. પોતાને અર્થે જીવવા કરતાં બીજાંને અર્થે જીવવામાં

અમે જીવનસાફલ્ય માનીએ છીએ. લક્ષ્મીનો ઉપયોગ પોતાના ભોગ-વિલાસ પાછળ કરવા કરતાં દુઃખી માનવીઓનાં દુઃખનું નિવારણ કરવા પાછળ થાય તેમાં જ અમે લક્ષ્મીનું ખરેખરૂં મહત્વ માનીએ છીએ. આ મોટી રકમ અમારા કબજામાં રહેતાં પાંચ-દશ કે કદાચ પચીસ માણસને સુખી કરશે પણ અમારા કબજામાંથી છૂટતાં હજારો અને લાખોનું કલ્યાણ કરશે."

"તમારાં બાળકોનો વિચાર કર્યો?"

"પચીસ હજાર રાખ્યા છે."

"કદાચ તે ગયા તો?"

"પૈસાની જરૂર હોય તો તેમણે પોતાને બળે પ્રાપ્ત કરવા જોઇએ.

"નથી લાગતું કે તમે તમારાં બાળકો તરફના ધર્મને બેવફા નીવડો છો?"

"નહીંજ."

"શું આ નિર્ણય નહીં જ ફેરવી શકો?"

"મને તો ઇચ્છા નથી."

"હું તમને ડાહ્યા અને વિચારવંત જાણતો હતો. ધારતો હતો કે તમે વ્યવહારકુશળ હશો ને અમારા કુળની કીર્તિ વધારી શકશો."

"મારૂં ડહાપણ, મારા વિચારો અને મારી કુશળતા આ નિર્ણયમાં સમાઇ જાય છે. આ નિર્ણયથી આપના કુળને કલંક લાગતું હોય તેમ હું માનતો નથી."

"તમે ન માનો કારણ કે એકજ બાજુ જોઇને કામ કરો છો; પરંતુ દુનિયા બહુ અજબ છે. ગમે તેમ હો. તમને જણાવી દેવા ઇચ્છું છું કે કોઇ પણ ઉપાયે હું તમને મનસ્વી પગલું ભરતાં અટકાવીશ, મારા કબજામાં જે મિલ્કત છે તે તમને નહીં સોંપું."

"જેવી આપની ઇચ્છા."

"તો પછી તમે શું કરશો?"

"તે વખતે જોઇ લેવાશે."

"એટલે કે કાયદેસર પગલાં લેશો?"

"હું ક્યાં એવું કહું છું?"

"ઠીક ત્યારે." બળવંતરાય મોં ચઢાવી ઉઠી ગયા ને ભારે પગલે ખંડ બહાર નીકળી ગયા તેમના ગયા. પછી દીનેશ પણ ઉઠયો ને ઉભી થયેલી પરિસ્થિતિ ઉપર વિચાર કરવા ઉર્મિલા પાસે જઇ બેઠો.

# પ્રકરણ ૧૨ મું

## તજાએલી

કુદરત કેટલી વિચિત્ર છે ! એણે સ્ત્રી અને પુરૂષના હૃદયમાં એવું કંઈક મૂક્યું છે જેથી સ્ત્રી વિના પુરૂષને અને પુરૂષ વિના સ્ત્રીને જીવન અટુલું, સ્મશાનસમું સૂનકાર ભાસે છે. એ લાગણી સ્ત્રી–પુરૂષને વિવશ બનાવી દઇ નચાવે છે તથા સારાં અને નરસાં કામ કરવા પ્રેરી જીવનને અજબ રંગ આપે છે.

બિચારી વિલાસ ! એ એકલી રહી રહી મુંઝાતી હતી. એના હૃદયમાં એક એવો દાવાનળ નિરંતર જળ્યા કરતો જે જગત દેખી શકતું નહીં તોપણ એની શક્તિઓ સળગાવી મૂકતો. મહેન્દ્ર સાથે પસંદગીનાં લગ્ન કર્યા પછી થોડા દિવસો એના જીવનમાં સુખની વિજળી ચમકી ગઈ ને તે પછી અસહ્ય થઈ પડે તેવો ઘોર અંધકાર છવાઇ ગયો. વિલાસ એ અંધકારમાં રોતી રોતી ભટકીને છેવટે બહાર નીકળી ગઇ. મહેન્દ્ર સાથે છૂટાછેડા કર્યા પછી તેને આનંદ તો થયો પણ તે બહુ દિવસ ન ટક્યો. અત્યાચારી, ક્રૂર અને પશુ હોવા છતાં મહેન્દ્ર વિલાસના હૃદયઆકાશનો ચંદ્ર હતો.

દિવસો પસાર થયા ને દરેક યુવતિ ઈચ્છે છે તેવું જીવન જીવવાના કોડ જાગી બળવાન થતા ગયા. વિલાસે ઘણાં તરફડીઆં માર્યાં પણ સફળતા દૂર–અતિ દૂર દેખાવા લાગી. એ અકળાઇ. એણે પોતાને લાયક પુરૂષ શોધવા જાણીતા યુવકો ઉપર નજર નાખી. સુરેશ પસંદ પડયો.

એક દિવસને સુરેશને મળી. ડરતાં સંકોચાતાં અને ધ્રૂજતાં પોતાની ઇચ્છા વ્યક્ત કરી. જવાબમાં સુરેશે જે કહ્યું તેણે તેનું હૃદય તોડી નાખ્યું. સુરેશે કહ્યું:

" તમારા જેવી સ્ત્રી સાથે લગ્ન કરી સુખની આશા રાખવી તે અંગારામાં હાથ નાખી શીતળતાની આશા રાખવા બરાબર છે. સૌંદર્ય અને સ્ત્રીશરીર સિવાય તમારામાં એવું શું છે ? કડક શબ્દોમાં કહું છું તે માટે માફ કરજો પણ તમે સ્ત્રીસમાજનું કલંક છો. તમારી સાથે લગ્ન કરવા ઇચ્છનાર મારી સલાહ લેવા આવે તો ના પાડું, તો પછી હું પોતે લગ્ન કરવા શી રીતે તૈયાર થાઉં ? જાઓ, પાછાં ચાલ્યાં જાઓ ને તમારા જેવા જ કોઇ ભટકેલને શોધી કાઢો. "

સુરેશના આટલા બધા કઠોર શબ્દો વિલાસ સાંભળી રહે તેમ નહોતું. તેમ આવે સ્થાને આટલું કઠોર બોલે તેવો સુરેશ નહોતો;

પણ દીનેશને દુ:ખી કરનાર વિલાસ ઉપર એટલો તિરસ્કાર ધરાવતો હતો કે તેની સાથે વાત કરવા ઇચ્છતો નહીં. આમ છતાં સંયોગવશાત્ વાત કરવી પડતી તો હંમેશાં સુરેશના મોંમાંથી અંગારા ઝરતા. વિલાસ આ જાણતી હતી છતાં લાચાર બની ગયેલી હોવાથી સુરેશ પાસે આવી હતી. હવે તેણે ભાવનાઓ અને આદર્શોને દેશવટો દીધો હતો. તે સુખ ઇચ્છતી અને તેની જ શોધમાં ફરતી.

સુરેશના શબ્દોએ વિલાસના હૈયામાં ઝાળ પ્રગટાવી. લાચાર હતી છતાં એ ઘવાઈ. આંખ લાલ થઇ ગઇ ને ક્રોધ સુસવાટા મારી બહાર નીકળી જતો હોય તેવું વ્યક્ત કરતી પોપચી ફફડવા લાગી; પરંતુ એણે ક્રોધને દબાવ્યો તોપણ કહેવાઇ ગયું:

"એટલે તમે કહેવા શું માગો છો ? હું તમારી ગુલામડી છું ? તમે મને જીવાડો છો તે આટલી ખરાબ રીતે, મગજનું સમતોલપણું ગુમાવીને બોલો છો ? 'ભટકેલને શોધી કાઢો' એનો અર્થ શો ? શું હું ભટકેલ છું ? બોલતાં કંઇ વિચાર કરો."

"તો પછી અહીં આવ્યાં શું કરવા ?"

"તમારા શબ્દો સાંભળવા નહીં."

"લગ્ન કરવા સુરેશને સમજાવવા !" તિરસ્કારથી અને વક્રતાથી સુરેશ બોલ્યો. બોલતાં બોલતાં તે હસ્યો પણ એ હાસ્યમાંથી તિરસ્કારની, ઘૃણાની અને ક્રૂર મશ્કરીની આગ વેરાતી હતી. સુરેશના તોપ જેવા મોઢામાંથી ધગધગતા ગોળા જેવા શબ્દો છૂટયા, "સુરેશ દીનેશ નથી અને દીનેશની દશા સગી આંખે જોયા છતાં સુરેશ તમારી માંગણી સ્વીકારે તો એ સુરેશ નથી પણ પથરો છે, એક મૂર્ખ જંતુ છે."

"સુરેશ પથરો જ છે." ક્રોધથી વિલાસે કહ્યું.

"વિલાસ જેવા માટીના ઢેફા આગળ–" સુરેશે સામો ઘા કર્યો.

કડક ડોકીએ, ફાટતે ડોળે ને ઉશ્કરાયેલા ચહેરે વિલાસ તીવ્ર દૃષ્ટિથી સુરેશ તરફ જોઇ રહી. જો એની પાસે સત્તા હોત તો જરૂર સુરેશને ઠોકરે ઉરાડત પણ એ લાચાર હતી, ગરજની મારી આવી હતી. આ વાર્તાલાપથી સુરેશ સાથે લગ્ન થવાની આશા નિર્મૂળ થઇ ગઇ એટલે વધુ વાતચીત ન કરતાં વિલાસ એકદમ જોસથી પાછી ફરી, બોલ્યા સિવાય ચાલતી થઈ.

"જાઓ છો ?" સુરેશે મશ્કરીમાં પૂછ્યું.

"હા." છણકો કરી વિલાસે જવાબ આપ્યો.

"આવજો."

બોલ્યા સિવાય વિલાસ ચાલી ગઇ. એનું હૈયું સળગી રહ્યું હતું. સુરેશના નિરંકુશ અને બેજવાબદાર શબ્દોએ તેના અંગે

અંગમાં ઝાળ પ્રગટાવી હતી પણ શું કરે? એ લાચાર હતી. એ લાચારી!

આ બનાવ બન્યા પછી લગ્ન કરી નાખવાની-પૂનર્લગ્ન કરવાની વિલાસની ઉત્સુકતા ખૂબ વધી ગઇ. એ વિલાસી હતી તેથી પુરૂષ સહવાસ સિવાય જીવી શકે તેમ નહોતું એટલે થોડા જ દિવસોમાં ફેંસલો લાવી નાખવાનો નિર્ણય કર્યો. એ આગે, એ નિર્ણયે એને આંધળી બનાવી દીધી. વિહ્વળ બની ફરવા લાગી. બીજા એક-બે લાયક યુવાનોનો આડકતરી રીતે અભિપ્રાય મેળવ્યો. એમાં એને માલુમ પડ્યું કે તેઓ વિલાસ સાથે લગ્ન કરવા નહોતા માગતા.

આ દશાએ વળી વિલાસને ઉશ્કેરી, મગજને ભ્રમિત કરી નાખ્યું. નીતિની, સદાચારની અને ઋજુતાની પ્રગટેલી લાગણીઓનો નાશ થઇ ગયો. એ દિવાની બની ગઈ. જગત આખા સામે આખરી યુદ્ધ માટે તૈયાર થઇ હોય તેવી થઇ ગઇ.

આ સ્થિતિમાં તેણે એક પુરૂષને શોધી કાઢયો. તેનું નામ હતું મદનરાય. મદનરાય મુંબઇમાં વકીલાત કરતો હતો. ધંધાને અને કામને અંગે વારંવાર અમદાવાદમાં આવવું પડતું. જ્યારે અમદાવાદમાં આવતો ત્યારે દુર્ગાપ્રસાદના સેક્રેટરીને ત્યાં ઉતરતો. સેક્રેટરી "ગ્રીન કોટેજ"ના કંપાઉન્ડમાંના એક મકાનમાં રહેતો હતો એટલે મદનરાય પણ "ગ્રીન કોટેજ"માં આવતો. વિલાસે તેને ઘણી વખત જોયો હતો પણ ધ્યાન ખેંચાયું નહોતું. એક વખત-વિલાસે મહેન્દ્ર સાથે છૂટાછેડા કર્યા હતા તે પછી થોડાક માસે-તે આવ્યો હતો. સેક્રેટરીની સ્ત્રી બહાર જતી હતી તે વખતે વિલાસ અને તે બંગલામાં જ ભેગાં થઇ ગયાં.

"આજતો તમારે ત્યાં મહેમાન છે ને કંઇ!" વિલાસે કહ્યું.

"હા. મહેમાન છે."

"ક્યાંના?"

"વડોદરાના. વકીલ છે."

"ઘણી વખત આવે છે પણ એમની વહુને કોઈ વખત નથી લાવતા."

"પરણેલા નથી."

"તો કુંવારા છે?"

"હા."

છેલ્લી પ્રશ્નોત્તરીએ વિલાસના સળગતા હૈયાને શીતળતાનો સ્પર્શ થયો હોય તેટલો આનંદ આપ્યો. કંઇ કંઈ ભાવ એના હૃદયમાં જાગ્યા ને બીજ રૂપે પડી રહ્યા. ત્યાર પછીનો દિવસ અને આખી

રત વિચારોમાં અને તેથી ઉદ્ભવતા આનંદના ઉપભોગમાં પસાર કરી. કંઈક આકર્ષણ ઉત્પન્ન થયું હતું, અલબત્ત. તે વિલાસને તે માટેના પ્રયત્નને પંથે ચઢાવી દે તેટલું બળવાન નહોતું જ અને એનું કારણ એ હતું કે વિલાસ કોઇ સારો પતિ શોધતી હતી. કેટલાક યુવકો ઉપર તેની નજર હતી; પણ તેમના તરફથી આશા ન જણાઈ એટલે મદનરાયને પસંદ કર્યો.

આ દરમ્યાન મદનરાય પાંચ–છ વખત આવી ગયો હતો. વિલાસે તેની સાથે સંબંધ શરૂ કર્યો હતો અને તે ખુલ્લા હૃદયથી વાતચીત કરવા જેટલો આગળ વધ્યો હતો. ઘણી વાતો કરી હતી. તોપણ પોતે લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે એવું વિલાસે મદનરાયને જાણવા નહોતું દીધું; પણ કંઇ મદનરાય અજ્ઞાત નહોતો રહ્યો. હા, વિલાસ તેની જ સાથે લગ્ન કરવા ઇચ્છે છે એ નહોતો જાણતો. શેઠ દુર્ગાપ્રસાદના સેક્રેટરી અને તેની સ્ત્રી એ બંને સાથેની વાતચીતથી એ એટલું જાણી શક્યો હતો કે વિલાસ લગ્ન કરવા ઇચ્છે છે. આ જાણ્યા પછી તે વિલાસ ઉપર વધારે વિચાર કરતો થયો. વિલાસના વાર્તાલાપના શબ્દો, તે મેળવવા ઇચ્છિતી હકિકતો અને તેના ચહેરા ઉપરના ભાવો એ બધાનું બારીક અવલોકન કરી મદનરાય વિલાસ સાથે મમતાથી વાતો કરવા લાગ્યો. અમદાવાદની છેલ્લી મુલાકાત વખતે તો તે વિલાસ માટે સુંદર ભેટ લાવ્યો હતો. આ ભેટે વિલાસના હૃદયને નરમ બનાવી દીધું. મદનરાય તેને પસંદ પડ્યો. ભેટ સ્વીકાર્યા પછી કેટલીક આડીઅવળી વાતો કરી વિલાસે મહત્ત્વનો વાર્તાલાપ શરૂ કર્યો.

"આપનું મૂળ વતન ?" વિલાસે પૂછ્યું.

"વડોદરા."

"મુંબઇમાં કેટલા વખતથી રહો છો ?"

"ચારેક વરસથી."

"તો તો નવા ગણાઓ. પ્રેકટીસ બરાબર નહીં ચાલતી હોય."

"તમારૂં કહેવું બરાબર છે. મુંબઇ જેવડા શહેરમાં ચાર વરસનો વસવાટ કરનાર નવો ગણાય."

"હું શહેરની વાત નથી કરતી, કોર્ટની કરૂં છું."

"હું પણ કોર્ટની વાત કરૂં છું. શહેરમાં જાણીતા હોઇએ તોજ કેસ મેળવી શકીએ ને ? છતાં હું અભિમાનથી નથી કહેતા પણ ઘણા વકીલો કરતાં મારો ધંધો ઠીક ચાલે છે એ ન કહું તો કદાચ દોષમાં પડું !"

"પરણ્યા છો ?"

"ના."

"શાથી કુંવારા રહી ગયા ! તમારી જ્ઞાતિમાં કન્યાઓની અછત છે ?"

"ના. કન્યાઓ તો ઘણી છે અને ધારૂં તો કાલે કન્યા મેળવી શકું તેમ છે; પરંતુ હું સુધરેલા વિચારનો છું. જ્યાં સુધી મનપસંદ સ્ત્રી ન મળે ત્યાં સુધી કુંવારા રહેવાનો મારો સંકલ્પ છે."

"તમને કેવીક સ્ત્રી પસંદ પડે ?" વિલાસે ધીમેથી પૂછ્યું.

"એ પ્રશ્ન તમને પોતાને વિચિત્ર નથી લાગતો ?" હસીને મદનરાયે કહ્યું.

"વિચિત્ર હશે, અનાવશ્યક તો નહીંજ."

મદનરાયે કંઇ જવાબ ન આપ્યો.

"મારા જેવી ગમે ?" વિલાસે પૂછ્યું.

વિલાસના શબ્દો એટલા અસ્પષ્ટ હતા કે બરાબર સમજી શકાય નહીં. તે શરમાતાં શરમાતાં બોલી હતી એટલે અવાજ પણ ઓછો હતો. મદનરાયે વિલાસના શબ્દો સાંભળ્યા એટલુંજ નહીં પણ તે બરાબર સમજી શક્યો હતો તોપણ ન સંભળાયું હોય તેવો ચહેરો કરી નાખ્યો.

"શું કહ્યું ?" મદનરાયે વિલાસને પૂછ્યું.

"તમને મારા જેવી સ્ત્રી ગમે છે ?"

વિલાસના આવા પ્રશ્ને વિલાસ પોતાની સાથે લગ્ન કરવાનો વિચાર કરી રહી છે તેવા મદનરાયના વહેમને વધારે પુષ્ટિ આપી. આખા વાર્તાલાપે તેમ કર્યું હતું પણ છેલ્લા પ્રશ્ને તો હદ વાળી નાખી, શંકાના નાના સરખા મૂળનેયે ઉખેડી નાખ્યું.

મદનરાયે જરા ધૃષ્ઠ બની પૂછ્યું, "તમે ?"

વિલાસ શરમાઇ ગઇ. મદનરાય આવું પૂછશે એવી તેને કલ્પના પણ નહોતી. જવાબ આપતાં મુંઝાઈ. લોચા વાળતી જીભે કહ્યું, "ના, ના, મારા જેવી."

"જરૂર." મદનરાયે કહ્યું: "તમારા જેવી સ્ત્રી મળે તો તે કહે તે દહાડે લગ્ન કરવા તૈયાર થાઉં. આજે કહે તો આજે; કાલે કહે તો કાલે."

મદનરાયના આ જવાબે વિલાસને સંતોષ આપ્યો. મદનરાયની સ્થિતિ સંબંધી તપાસ કરવાનું બાકી રહ્યું હતું એટલે તે વિષયને મધ્યબિંદુમાં રાખી હવે પછીનો વાર્તાલાપ થયો. આ વાર્તાલાપ પહેલાં કેટલીક વાતો થઇ હતી પણ તેમાં ઝાઝો જીવ નહોતો.

"આપનાં માતા-પિતા જીવે છે ?" વિલાસે પૂછ્યું.

"ના."

"ભાઇ છે?"

"ના."

"તો તો વડોદરાની મિલ્કત આપને જ મળી હશે."

"હા."

"કેટલી હશે?"

"પંદરેક હજાર જેટલી."

"મુંબઇ ક્યારે જવાના?"

"પરમ દિવસે."

"ઓહો! પરમ દિવસે? એ દિવસે તો હું પણ મુંબઇ જવાની છું." વિલાસના આ શબ્દો સાચા નહોતા. તે મદનરાયને ત્યાં જઇ, બે–ચાર દિવસ રહી, બધું અને ખાસ કરીને આર્થિક સ્થિતિ તપાસવા માગતી હતી એટલે આ રીતે ચાલાકીભર્યા વાર્તાલાપથી આમંત્રણ મળવવા માગતી હતી.

"કઇ ટ્રેનમાં?" મદનરાયે પૂછ્યું.

"તે નક્કી નથી."

"તો પછી મારી સાથે આવો તો? વાંધો ન હોય તો ઉતરજો પણ મારે ત્યાં." વિલાસ જે માગતી હતી તે મળ્યું.

"ભલે."

ત્રીજે દિવસે બંને મુંબઈ જવા નીકળ્યાં. ગાડીમાં અને ઘેર મદનરાયે વિલાસ પાછળ ખૂબ ખર્ચ કર્યું. ઘેર જઈ વિલાસે મદનરાયનું ભાડાનું મોટું ઘર જોયું, કિમતી ફરનીચર દીઠું. મદનરાયે વિલાસને નાટક, સિનેમાનાં દર્શન કરાવ્યાં, અને કેટલીક સંસ્થાઓમાં ફેરવી. મદનરાય મહેન્દ્ર જેવો નહોતો. એની પાસે પૈસો હતો, બુદ્ધિ પણ હતી. કંઇક રસિક પણ ખરો. આ બધાં કારણોથી તે સમાજમાં ઉચ્ચ દરજ્જો ભોગવતો હતો. વિલાસને આથી કંઇ વધુ નહોતું જોઇતું. એકાદ મોટર જોઇતી હતી પણ તે પાછળથી મેળવી શકાતી હતી.

ત્રણ દિવસ રહી વિલાસ અમદાવાદ રવાના થવા નીકળી. ટિકિટ લઈ ગાડીની રાહ જોતી વેઇટીંગ રૂમમાં બેઠી હતી તેવામાં ત્રણ વ્યક્તિઓ નજરે પડી. વિલાસ તેમાંની બે વ્યક્તિઓને ઓળખતી હતી પણ ત્રીજીને નહોતી ઓળખતી.

"ઉર્મિલા બહેન!" વિલાસે બૂમ મારી.

"ઓહો! તમે અહીં ક્યાંથી?" ઉર્મિલાએ કહ્યું. ત્રણે જણાં વેઇટીંગ રૂમમાં દાખલ થયાં.

"અહીં આવી હતી. જરા કામ હતું. તબિયત મઝામાં છે ને?"

"હા. મઝામાં છે."

"અને દીનેશભાઇ તમે?"

" હું પણ મઝામાં છું."

" આ કોણ છે ? ઓળખાણ કરાવી શકશો ? " બળવંતરાય તરફ જોઈ વિલાસે કહ્યું.

" એ મારા કાકા છે. " ઉર્મિલાએ ઓળખાણ કરાવવા માંડયું. " ન્યુયોર્કથી આવે છે. ત્યાં તેમની મોટી પેઢી હોવાની વાત એક દિવસ તમને કહી હતી. "

આ પછી કેટલીક પરચુરણ વાતો થઇ.

" ટિકિટ લીધી ? " દીનેશે વિલાસને પૂછ્યું.

" હા. ફર્સ્ટ કલાસની છે. "

" આપણે કયા કલાસની લઇશું ? " દીનેશે બળવંતરાયને પૂછ્યું.

" ફર્સ્ટની જ. તમે કયા કલાસમાં મુસાફરી કરો છો ? "

" થર્ડ. "

" મને એ નહીં ફાવે. ત્રીજા વર્ગમાં ગરબડાટ અને અસ્વચ્છતાનો પાર નથી હોતો. ઘણી વખત તો બેસવા માટે જગ્યા પણ નથી મળતી. "

" તો ફર્સ્ટ કલાસની ટિકિટો લાવું. "

" લાવો. "

દીનેશ ટિકિટો લેવા ચાલ્યો ગયો ને થોડીવારમાં પાછો ફર્યો. ગાડી આવી, ચારે જણ સાથે બેઠાં.

ગાડીમાં વિલાસ, દીનેશ અને ઉર્મિલાએ ખૂબ વાતો કરી. બળવંતરાય વિલાસને ઓળખતા નહોતા અને વાર્તાલાપની ઘણી ઘટનાઓ જાણતા નહોતા એટલે વાતચીતમાં ઉલ્લાસપૂર્વક ભાગ ન લઈ શકયા. છેવટે કંટાળ્યા એટલે ઉંઘી ગયા. જાગતાં રહેલાં ત્રણેને આથી વધુ અનુકુળતા મળી ને તેમણે તેનો સારામાં સારી રીતે લાભ લીધો. થાકતું તે આડું પડતું કે ઉંઘ લેતું. આમ નડિયાદ આવ્યું.

" બકુલાભાભીને, દુર્ગાપ્રસાદને અને અમને સંભારે તે બધાંને અમારા વંદન કહેજો " કહી ઉર્મિલા અને દીનેશ બળવંતરાય સાથે ગાડીમાંથી ઉતરી પડયાં. ગાડી વિલાસને લઇ ઉપડી.

વિલાસ અમદાવાદ પહોંચી ગઇ. જરા આરામ લઇ અને કેટલાંક આવશ્યક કાર્યો કરી બકુલાને મળવા ગઇ. હવે તે બકુલા પાસે ડરતાં ડરતાં જતી હતી અને જ્યારે લગ્ન સંબંધી વાત કરવાની હોય ત્યારે તો એની દશા બહુ ખરાબ થઇ જતી.

" આવી પહોંચ્યાં ? " વિલાસને જોઇ બકુલાએ સસ્મિત પૂછ્યું.

" હા. "

વિલાસ જોડેની ખુરશીમાં બેઠી. બકુલા તાજું દૈનિક વાંચતી હતી તે તેણે મૂકી દીધું. આજે બકુલાને ખુશ મિજાજમાં જોઈ

વિલાસનું હૈયું હળવું થયું. બીજા કોઇ દિવસે ન થાત એટલો આનંદ થયો. તેનું પણ કારણ હતું. બકુલા ના કહે કે ગમે તેવા વિચારો જણાવે તેથી વિલાસને વાંધો આવે તેમ નહોતું. એણે મદનરાય સાથે જોડાવાનો નિર્ણય કર્યો હતો અને તે મદનરાયના આગળ વ્યક્ત પણ કર્યો હતો. બકુલાભાભીને એ પસંદ નહીં પડે તો બહુમાં બહુ તેઓ લગ્ન ક્રિયામાં સહકાર નહીં આપે. એ સિવાય વધુ કશું કરી શકવાનાં નથી; એ વસ્તુસ્થિતિના ભાને વિલાસને ઓર બળ આપ્યું હતું.

"મુંબઇ શું કરવા ગયાં હતાં તે હવે કહી શકશો?" બકુલાએ કહ્યું.

"જરૂર. જતી વખતે તમે પૂછ્યું છતાં મેં ન જણાવ્યું તેનું કારણ એ હતું કે બીજો નિર્ણય કરવો પડે તો એ વાતને જ દબાવી દેવા મારો ઇરાદો હતો; પણ હવે હું સફળ થઇ છું એટલે તેમ કરવાની જરૂર નથી રહી. વળી તમને કહ્યા સિવાય ચાલે તેમ નથી. મુંબઈ જઇ લગ્નનું નક્કી કરી આવી." છેલ્લું વાક્ય વિલાસે સંકોચ સાથે કહ્યું.

"કોની સાથે?" બકુલાએ પૂછ્યું.

"મારા ભાઇના સેક્રેટરીના મિત્ર મી. મદનરાય સાથે. તેઓ મુંબઇમાં વકીલાત કરે છે. પૈસાદાર છે, સ્વભાવ પણ સારો છે."

"પૂરતી તપાસ કરી?"

"હા."

"પૂરતી?"

"હા."

"મહેન્દ્ર જેવું નહીં થાયને?"

"ના."

"હવે આગળ શું ઇચ્છો છો?"

"કઈ બાબતમાં?" વિલાસે પૂછ્યું.

"કોઈ પણ."

"એટલું જ કે મારૂં નાવડું વહેતું કરી આપો."

"જુઓ—"

બકુલા ટટાર થઇ કહેવા લાગી ને વિલાસના દિલમાં ચીરો પડયો. હવે બકુલા શું કહે છે તે સાંભળવા ધ્રૂજતા હૈયે તૈયાર થઈ રહી. એ ધારતી હતી કે બકુલા હવે તેના ઉપર ઉતરી પડશે.

બકુલા આગળ બોલી, "આ લગ્નમાં મારી અનુમતિ નથી કે વિરોધ નથી. એમાં હું જોખમદાર પણ નથી એટલે આગળ પડીને મારાથી કામ નહીં થાય. હું ઇચ્છું છું કે તમે બંને સુખી થાઓ. જરૂર પડયે કામ કરીશ પણ આગળ પડતો ભાગ નહીં લઉં."

" આગળ પડતો ભાગ નહીં લો ? "

" ના. "

" તો હું શું કરીશ ? "

" બધું તમારે કરવાનું છે. મારી સલાહ પૂછવી હોય ત્યારે પૂછજો, ખર્ચ માટે તમારા ભાઇ નહીં આપે તો અપાવીશ. આ સિવાય બીજી જે અનુકુળતાઓ જોઈતી હોય તે કરી આપવાનું માથે લઉં છું. "

" મારા ભાઇ આ લગ્નમાં વિરોધ ઉઠાવશે તો ? "

" નહીં ઉઠાવે. તે દિવસે નડિયાદથી આવતાં આપણી વચ્ચે જે વાતો થઇ તે ઉપરથી અમે બંનેએ તમે જેમ કરતાં હો તેમ કરવા દેવાનો અને માગો ત્યારે ઘટતી સહાય આપવાનો નિર્ણય કર્યો છે."

" પણ આગળ પડતો ભાગ લેવામાં તમને વાંધો શો છે ? "

" ના, એ મારાથી કે એમનાથી નહીં બની શકે. "

" તો પછી મારે લગ્ન કેવી રીતે કરવાં ? "

" લગ્નમાં પરણનાર સ્ત્રી-પુરૂષ અને થોડા પૈસાઃ આટલું ન હોય તો વાંધો આવે પણ અહીં તેવું નથી એટલે એ પ્રશ્નજ નથી ઉઠતો."

" શું તમે રીસાયાં છો ? "

" જે દિવસે મારા આગ્રહની અને ચેતવણીઓની દરકાર કર્યા સિવાય તમે મહેન્દ્ર સાથે જોડાયાં તે દિવસથી જ રીસાયાં છીએ. અમારી સલાહ નહીં માની તમે દુઃખી થયાં ને સાથે અમને પણ કર્યાં."

" પણ આ લગ્ન વખતે શું છે ? "

" એ મારે શા માટે કહેવું ? કહેવાનો કંઇ અર્થ હોય તો જુદી વાત છે. મારૂં કહ્યું માનશો ? "

" કહો. "

" લગ્ન ક્યારે કરવાનાં છે ? "

" જેમ બને તેમ જલ્દી. "

" થોભી નહીં શકો ? "

" ના હવે તે અશક્ય છે. આ પાર કે પેલી પાર. "

" તો પછી તમારે તમને સૂઝતું કરવાનું છે. "

\+ + + +

અને થોડા દિવસ પછી વિલાસ પરણી ગઇ. છૂટાછેડા પછીનું લગ્ન હોવાથી વધુ કશાની જરૂર નહોતી. લગ્ન સાદામાં સાદી રીતે થયાં ને વિલાસ મદનરાયને ત્યાં ઉપડી ગઇ.

---

# પ્રકરણ ૧૩ મું

## પથરો

બળવંતરાય પોતાના મહેમાન બને એવી વસંતરાયને ઇચ્છા હતી તેથી તેમણે આવવાની વિનંતી કરતો પત્ર લખ્યો હતો. વિનંતીનો સ્વીકાર પણ થયો હતો. બળવંતરાયને લેવા અમદાવાદ સ્ટેશન ઉપર એક મોટર તૈયાર હતી. વસંતરાય પ્લેટફૉર્મ ઉપર આંટા મારી રહ્યા હતા. થોડીવારમાં આગગાડી આવી ને ઉભી રહી. ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી પીસતાળીસથી પચાસ વરસની ઉંમરનો દેખાતો એક માણસ બહાર પડયો. મજૂરે ડબ્બામાં જઇ અંદરથી બેગ કાઢી. વસંતરાયે આ વ્યક્તિને જોઈ કે તરત તેઓ દોડીને પાસે આવ્યા. પોતાના તરફ દોડી આવતી વ્યક્તિને જોઇ બળવંતરાય સ્વસ્થ થયા ને શેકહેન્ડ માટે તૈયાર રહ્યા.

વસંતરાય બળવંતરાયને કે બળવંતરાય વસંતરાયને દીઠે ઓળખતા નહોતા. તેમની વચ્ચે વહેપારનો સંબંધ હતો અને એ લાંબા સંબંધે બંનેને મિત્રતાની તદ્દન નજીક લાવી મૂકયા હતા. વસંતરાયને પોતાના તરફ દોડી આવતા જોઈ બળવંતરાયે તે વસંતરાય હોવાનું અનુમાન કર્યું, કારણ કે અહીં તેમને લેવા માટે બીજું કોઇ આવવાનો સંભવ નહોતો. ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી આજે ત્રણ વ્યક્તિઓ ઉતરી હતી. એક યુરોપિયન હતો ને એક હિંદુ જુવાન હતો. બળવંતરાય ઉંમરે મોટા છે તે વસંતરાય જાણતા હતા અને બળવંતરાય જેવો માણસ ફર્સ્ટ કલાસ સિવાય મુસાફરી ન કરે તેવી ધારણા હોવાથી બળવંતરાયને બળવંતરાય તરીકે પીછાની ગયા.

"આપ વસંતરાય?" બળવંતરાયે હાથ લંબાવતાં પૂછ્યું.

"હા. આપ બળવંતરાયને?" વસંતરાયે પણ હાથ લંબાવતાં પૂછ્યું.

"હા." જવાબ મળ્યો.

પ્રિય મિત્રો હોય ને બહુ વખતે મિલનલહાવની પ્રાપ્તિ થતાં હ્રદય લળી જતું હોય, આનંદથી ઉભરાઇ જતું હોય તેવી ઢબે શેકહેન્ડ થયા. બંનેએ એકબીજાના દર્શન માટે આનંદ પ્રદર્શીત કરી લીધેલી તસ્દી માટે આભાર માની વિવેક કર્યો. એક કોટ–પાટલુન, કાલર–નેકટાઈમાં સજ્જ થયેલો હતો ત્યારે બીજો ધોતીઉં, કોટ અને લીલી પાઘડીથી વિભૂષિત હતો.

મજૂર બેગ હાથમાં લઈ ચાલવાની રાહ જોતો ઉભો થઇ રહ્યો હતો. બંને જણુ ચાલવા લાગ્યા એટલે તે પણુ ચાલ્યો. બહાર નીકળી મોટરમાં બેઠા. બળવંતરાયે મજૂરના હાથમાં એક આની મૂકી દીધી. મજૂર આલ્યો ગયો. મોટર પ્રેમ દરવાજા તરફ ઉપડી.

"મોટર ખરીદ્યે બહુ દહાડા થયા હોય તેવું લાગતું નથી." બળવંતરાયે કહ્યું.

"નવી છે; પરંતુ આ મોટર મારી નથી." વસંતરાયે જવાબ આપ્યો.

"તો ?"

"શેઠ દુર્ગાપ્રસાદની. તમારે માટેજ માગી આણી છે."

"ઓહો ! મારે માટે આટલી બધી તસ્દી લીધી ?"

વસંતરાયે જવાબ ન દીધો. વળી વાર્તાલાપ શરૂ થયો. મોટર પ્રેમ દરવાજામાં થઇ, અચરતલાલ ગીરધરલાલ ટાવર પાસેથી પસાર થઇ. દિલ્હી ચકલું વટાવી મિરજાપુર રોડ ઉપરના વસંતરાયના મકાન આગળ આવીને ઉભી રહી ત્યારે વાતો અટકી. એ તો તેમના વહેપાર સંબંધી હતી.

બળવંતરાયની સરભરા સારામાં સારી રીતે કરવામાં આવી. તેમની નાનામાં નાની સગવડ સાચવવા પણુ ખૂબ કાળજી રાખવામાં આવી હતી. એ અને પછીનો દિવસ વાતોમાં અને ફરવામાં વ્યતીત થઇ ગયો.

સાડા નવ થયા હતા. બળવંતરાય અને વસંતરાય દિવાનખાનામાં બેઠા હતા. વિજળીનો પ્રકાશ ધોળી ભીંતોને અજવાળી રમ્યતા રેલાવી રહ્યો હતો. બંનેની ખુરશીઓ કિંમતી હતી ને તેઓ વચ્ચે સીસમનું કળામય ટેબલ પડ્યું હતું. ટેબલ કળામય હતું પણુ બધી કળા ખુરશીઓએ અને ટેબલ કલોથના અસ્તિત્ત્વે છૂપાવી દીધી હતી. બહાર ફરવા ગયા હતા એટલે પાછા ફરતાં મોડું થવાથી તેઓ હમણાં જ જમી ઉઠયા હતા. ઉષા એક સુંદર રકાબીમાં મુખવાસની ચીજો મૂકી ચાલી ગઇ. તે સુંદર હતી નેવિજળિક પ્રકાશે અત્યારે એ સૌંદર્યને વધુ આકર્ષક બનાવી દીધું હતું. આ જાતનું સૌંદર્ય પ્રથમ દર્શને તો એથી યે વધુ આકર્ષક બને છે.

બળવંતરાય ઉષા તરફ જોઇ રહ્યા. છોકરી ચાલાક છે, બુદ્ધિશાળી છે અને સુંદર છે તે તો બે દિવસમાં તેઓ જાણી શકયા હતા; પણુ એ કોણુ છે તે નહોતા જાણુતા. અજાણ્યા મહેમાનને ઘરનાં સર્વ માણુસો સાથે ઓળખાણુ કરાવવાની જરૂર છે; પણુ હિંદુ કુટુંબોમાં એવું ક્યાં બને છે ? મહેમાન અને ખાસ કરીને અજાણ્યો

મહેમાન આવતાં સ્ત્રીવર્ગ કોઇ ઓરડામાં ભરાઇ બેસે છે, મહેમાન વાઘ હોય ને તેની બીક લાગતી હોય તેમ તેની નજરે પડતાં ડરે છે, ગુસપુસ ગુસપુસ વાતો કરે છે ને મહેમાન પાછો ફરતાં ભાગ્યે તેમને જોઈ શકે છે યા તેમની સાથે વાત કરી શકે છે. ઘરની દિકરી હોય તોજ આ દુર્દશામાંથી છૂટી શકે છે. મહેમાનનાં ઘણાં કામ તેને જ કરવાં પડે છે.

ઉષા મુખવાસની રકાબી ટેબલ ઉપર મૂકી ચાલી ગયા પછી કેટલીક વારે મુખવાસ મોઢમાં મૂકી બળવંતરાયે વસંતરાયને પૂછ્યું:

" આ કોણ છે ? "

" મારી પુત્રી. "

" મને એમ લાગ્યું જ હતું પણ કોઇક સગી અહીં રહેતી હશે એવી શંકા રહ્યા કરતી હતી. "

વસંતરાયે કૃત્રિમ હાસ્ય કર્યું. હસતાં હસતાં ફરી કહ્યું, " મારી પુત્રી જ છે. "

" ચાલાક છે. "

" બુદ્ધિશાળી પણ તેવી છે. "

" પરણાવ્યે કેટલો વખત થયો ? "

" કુંવારી છે. "

" કેમ આવડી મોટી કરી ? "

" બાળલગ્ન ફાયદાકારક છે ? પરણવા લાયક હવે જ થાય છે ને ! "

" વરની શોધમાં હશો જ. "

" છું. "

" કોઇ લાયક વર નજરમાં ઠર્યો છે ? "

" ના. " કહી વસંતરાય જરા અટકયા ને રકાબીમાં હાથ ફેરવતાં આગળ બોલ્યા, " અમારા ગોળમાં વર ઘણા છે પણ એક યા બીજા કારણથી મુશ્કેલી ઉભી થાય છે. રૂપાળો હોય તો ભણેલો નથી મળતો ને ભણેલો હોય તો રૂપાળો નથી મળતો. એ બંને હોય તો વળી કુળ હલકું હોય છે. "

" તો હવે ? "

" વધારે મહેનત કરીશું. " જરા દુઃખી અવાજે વસંતરાયે કહ્યું.

બળવંતરાય થોડીવાર શાન્ત બેઠા અને વસંતરાય પણ બોલ્યા વગર બેઠા. બળવંતરાયના મગજમાં વિચારો ઉત્પન્ન થયા છે એવું તેમના ચહેરા ઉપરથી વસંતરાયને પ્રતીત થયું; પણ એ બોલ્યા નહીં. ધીમે ધીમે તેમનું શરીર ટેબલ તરફ ખસી આવવા લાગ્યું અને છેવટે ગબડી પડવાની તૈયારી કરતું હતું તેવામાં ઉછળી, ખુર-

શીમાં બરાબર બેસતાં તે બોલ્યા, ' હં, પણ વાતોમાં એનું નામ પૂછવાનું ભૂલી ગયો. શું નામ ?"

"ઉષા."

ડોકી ધુણાવી "હાં ઉષા." કહી બળવંતરાય ખુરશીની પીઠને ભાર દઇ બેઠા. વળી પાછા વિચારમાં પડી ગયા.

"ત્યારે તમારા ગોળમાંથી લાયક વર તો નહીં મળવાનો કેમ ?"

"પણ કંઇ છૂટકો છે ?"

"શું કરશો ?"

"વધારે ને વધારે શોધ કરી છેવટે એકને પસંદ કરી લઇશું."

"પણ તે ઉષાને લાયક નહીં હોય તો ?"

"ચલાવી લઇશું."

"કેવા પુરૂષને તમે ઉષાને લાયક ગણો છો ?"

"ઓછામાં ઓછું બી. એ. સુધી ભણેલો હોય, રૂપાળો નહીં તો કદરૂપો તો ન જ હોવો જોઇએ, જરા સારો પૈસો હોય ને કુળ સારૂં હોવું જોઇએ."

"તમારા ગોળમાંથી આટલી લાયકાતો ધરાવનાર ભાગ્યે મળે એવું મારૂં માનવું છે."

"અને તે લગભગ સાચું છે."

"તો પછી શા માટે એને પસંદગીનાં લગ્ન કરવાની છૂટ નથી આપતા ?" બળવંતરાયે પોતાના સુધરેલા વિચારો જણાવ્યા.

"મને તે ઠીક નથી લાગતું."

"શાથી ?"

"છોકરાંને એવી છૂટ શી રીતે અપાય ? એ કોઈ મવાલીને પરણી બેસે તે આપણથી શી રીતે સહન થાય ?"

"હું ધારૂં છું કે ઉષા એટલી નાની અને મૂર્ખ નથી."

"મોટી અને ડાહી હોય તોયે શું ! તમે દીનેશની વાત તો જાણતા હશો."

"ના. હું નથી જાણતો."

"અહીંના લક્ષાધિપતિ શેઠ દુર્ગાપ્રસાદની બહેન વિલાસ સાથે તેમનાં લગ્ન થવાનાં હતાં. બંને એક બીજાને ચાહતાં પણ કોઇક કારણસર વિલાસના વિચાર બદલાયા ને મહેન્દ્ર સાથે પરણી. મહેન્દ્ર અમેરિકા ભણવા—"

"પેલો ભટકેલ ?" આશ્ચર્ય અને ક્રોધથી આંખ ચગાવી બળવંતરાય બોલી ઉઠયા.

"એને ઓળખો છો ?"

" સારી પેઠે. હિંદુસ્થાન માટે ન્યુર્યોર્કના કેટલાક માણસોના મનમાં ખરાબ છાપ પાડનાર એ બદમાસને કેમ ન ઓળખું ? એને લીધે તો અમારે શરમાવું પડે છે. એણે વિલાસને ફસાવી હશે. "

" હા, એવું જ થયું. વિલાસે મહેન્દ્ર સાથે લગ્ન કર્યું એટલે દીનેશે ઉર્મિલા સાથે લગ્ન કર્યું. ઉર્મિલાનું નશીબ સારૂં. "

" એમ શી રીતે કહો છો ? "

" દીનેશ જેવો માણસ—"

" અરે, એ તો મૂર્ખ શીરોમણી છે; પણ જવા દોને એ વાતો. હવે મૂળ વાત આગળ લંબાવીએ. ત્યારે તમે ઉષાને પસંદગીનાં લગ્નને પંથે નહીં જવા દેવાના, એમ જને ! "

" એમ જ. "

" ઉષાને તમારા ગોળ બહાર પરણાવવા તૈયાર થાઓ ખરા ? "

" હા. સારો વર મળે તો. "

" તો કહું ? અવિવેક થતો હોય તો માફ કરજો. "

" ના રે ના. કહોને ! "

" મારો પુત્ર રશ્મિકાન્ત મને લાગે છે કે તમે પસંદ કરી શકશો. એ એમ. એ. થયેલો છે અને તમે ઇચ્છો છો તે લાયકાતો ધરાવે છે. મારી સાથે ન્યુર્યોર્કમાં પાંચેક વરસ રહ્યો છે. ઉર્મિલાના લગ્ન વખતે અહીં આવ્યો છે ને નડિયાદમાં જ છે. ચાલાક, બુદ્ધિશાળી, રૂપાળો, પૈસાદાર, કુળવાન બધી યોગ્યતાઓ ધરાવે છે. પૈસા અને કુળ માટે તો તમે જાણો છો. "

" એક વખત જોયા પછી જવાબ આપું. "

" તેમાં મને વાંધો નથી. સવારે મારે જવું છે એટલે બપોરની ગાડીમાં એને અહીં મોકલીશ પણ વાતચીત થઇ જાય તો સુગમ પડે. ખામી જણાય તો ખુશીથી ના પાડજો ! " બળવંતરાયે કહ્યું.

" ભત્રિજીને પસંદગીનાં લગ્ન કરવાની રજા આપનાર પુત્રને તે હક ન આપે તે આશ્ચર્ય ખરૂં. "

" હું એવું માનું છું કે સ્ત્રી–પુરૂષને જોડી આપનારે ખુબ કાળજી રાખી પોતાના અધિકારોને અમલમાં મૂકવા જોઇએ. "

" એટલે કે માબાપોને પુત્ર–પુત્રીને પરણાવવાનો હક છે. "

" હક છે એવું નહીં. તે તેમની ફરજ છે. ઉર્મિલાને લાયક વર શોધી કાઢવા હું અશક્ત હતો એટલે તે કામ તેને જ સોંપી દીધું. રશ્મિકાન્ત માટે હું તેમ કરવા તૈયાર છું; પણ ઉષા જેવી કન્યા મળી જતી હોય તો મારા અધિકારોનો ઉપભોગ કરવો જ જોઇએ. "

" ઘરમાં પૂછીને જવાબ દઉં. "

" પૂછો. "

વસંતરાય પોતાની પત્નીની સલાહ લેવા ચાલ્યા ગયા. ઉષા અને તેની માતા પુરૂષવર્ગે જમી લીધા પછી જમવા બેઠાં હતાં અને હમણાં જ પરવાર્યાં હતાં. વસંતરાયે પત્નીને બોલાવી લઈ, બંનેએ એક ખંડ તરફ ચાલવા માંડયું. એક બાજુના ખંડમાં જઈ વસંતરાયે બધી વાત ધીમા અવાજે, ટુંકાણમાં છતાં મુદ્દાસર કહી સંભળાવી પૂછ્યું, “ આમાં તારો શો અભિપ્રાય છે ? ”

“ એવું હોય તો મારી ના નથી. ”

“ તો હા પાડું ? ”

“ પાડો. ? ”

બંને છૂટાં પડયાં. વસંતરાય ચાલ્યા ગયા. એ હિલચાલથી ઉષાને વહેમ પડયો. માતાપિતા પોતાને ન જણાવવા ઈચ્છતાં હોય તેવી વાતચીત ચાલી રહી છે એમ લાગ્યું ને એ વાત લગ્નસંબંધી છે એવો વહેમ આવ્યો. સુરેશ સાથેના પ્રણયસંબંધમાં આ પથરો આવી પડતાં તેના દિલમાં ધ્રાસ્કો પડયો, કુતુહલવૃત્તિ પ્રગટી. કંઈક બહાનું કાઢી તે માતા પાસેથી છટકી ગઈ ને બળવંતરાય તથા વસંતરામ વાતો કરતા હતા ત્યાં આવી, છૂપાઈને ઉભી ઉભી વાતો સાંભળવા લાગી. એના સંબંધી જ વાતો થતી હતી ને શબ્દે શબ્દે ઉષાના કોમળ હૃદયમાં ચીરા પડતા હતા. દિવાનખાનામાં ઘૂસી જઈ ખુલ્લી રીતે ના કહી દેવા ઇચ્છા થઈ પણ તે પગલું વ્યાવહારિક ન લાગવાથી તેમ ન કર્યું. જેમ જેમ વાતો આગળ વધતી રહી તેમ તેમ ઉષાનો ઉકળાટ વધતો ગયો. છેવટે મુંઝવણ સહન ન થઈ. આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. રૂદન રોકવા પ્રયત્ન કરતાં ડૂમો ભરાયો, તેને દબાવવા યત્ન કરતાં સફળતા પછી નિષ્ફળતા મળી.

એવામાં બળવંતરાયે કહ્યું, “ ઉર્મિલાની બ્હેનપણી હવે ઉર્મિલાની ભાભી થશે. ”

આ વાકયે ઉષાના હૃદય ઉપર સખત ઘા કર્યો. એના મોઢામાંથી એકાએક તીવ્ર ચીસ નીકળી ગઈ અને તે એવી રીતે કે એ અવાજ ઉષાનો છે એવું કોઈ પારખી ન શકે; પરંતુ આ સ્થાને ચીસ પડાઈ ગઈ તેથી ઉષા શરમાઈ. ત્યાં ઉભા રહેવામાં જોખમ જોયું એટલે ચીસ પડતાં જ નાસી ગઈ.

ચીસથી બળવંતરાય અને વસંતરાય ચમકયા. તેઓએ બહાર આવી તપાસ કરી પણ ત્યાં કોઈ નહોતું. વસંતરાયે શું હતું તે ચોક્કસ કરવા વધુ તપાસ ચલાવી પણ સત્ય વાત જણાઈ નહીં એટલે પાછા બળવંતરાય પાસે આવી બેઠા. સાડા અગિયાર સુધી તેમની વાતો ચાલી.

જ્યારે નિદ્રાદેવીની ઘેનભરી જાળ નીચે ને નીચે ઉતરતી જતી હતી ત્યારે આ દુનિયાના અનુભવીઓ તેમની અર્ધદગ્ધ વિચારશ્રેણીને જગતની શ્રેષ્ઠ વિચારસામગ્રી ગણી વાતો કરતા હતા !

# પ્રકરણ ૧૪ મું

## શું કરવું ?

નવા ઉપસ્થિત થયેલા પ્રસંગની ચિંતાથી ઉષા અસ્વસ્થ બની ગઇ. એના આખા શરીર ઉપર પરસેવો પરસેવો થઇ ગયો. અતિ પરસેવાને લીધે કપાળ ઠંડુગાર બની ગયું. એની માતાએ કેટલાય વખત સુધી પવન નાખ્યો, વીજળીનો પંખો ચાલુ કર્યો પણ ઉષાને ચેન ન પડયું.

" બેટા, તને આજે આમ કેમ થાય છે ? " ઉષાને માતાએ પૂછ્યું.

" એજ નથી સમજાતું. "

" તારી આવી દશા જોઇ મને તો એમ લાગે છે કે ચીસ પણ તેં પાડેલી. "

" ના, ના. હું ત્યાં ક્યાં હતી ? હું તો અગાસીમાં હતી અને ગરબડાટ થયો તેથી નીચે આવી. લે ચાલ, તું આવે તો અગાસીમાં જઇ બેસીએ. "

મા–દિકરી ઉઠયાં ને અગાસીમાં આવી પડેલી આરામ ખુરશીઓમાં બેઠાં. મંદ અને શીતળ પવને ઉષાને ચિંતાના રણમાંથી ઉપાડી પ્રફુલ્લતાની સુંદર વાડીમાં મૂકી દીધી. એનું હૈયું થયેલા જખમની વેદના ઘડીભર વિસરી ગયું.

" બા, " ઉષાએ કહ્યું: ' એ લોકો શી વાતો કરતા હતા ? તું અને મારા પિતાજી શી વાતો કરી આવ્યાં ? "

" વાતો કંઇ નહીં. તારા લગ્નનું નક્કી થતું હોય તેમ લાગે છે. "

ઉષા કંઇ બોલી નહીં. લગ્નનું નક્કી થાય છે–થઇ ગયું છે તો હવે શું કરવું તે વિચારવાનું રહે છે. એકલે હાથે લડવાનું હોત તો તે વિચારવા પણ ન બેસત ને લડત ચાલુ કરી દીધી હોત; પણ સુરેશની સલાહ લેવાની જરૂર હતી. તેમ કર્યા પહેલાં પોતાના અંતરની વાત બહાર પાડવામાં નુકસાન થવાનો સંભવ જણાયો. વિચાર કરવામાં કેટલોક સમય વ્યતીત કર્યો. સૂવાની વેળા થઇ ગઈ હતી પણ ઉપસ્થિત થયેલા પ્રસંગે નિદ્રાને પણ દબાવી દીધી.

" બા, હવે સૂઇ જઇશું ? " છેવટે ઉષાએ પૂછ્યું.

" હા, ચાલ. "

મા–દિકરી ઉઠયાં ને ચાલ્યાં.

ઉષા પથારીમાં પડી. એ ઉંઘવા ઇચ્છતી નહોતી એટલે ઉંઘ નજ આવે; પણ ઉંઘવા ઇચ્છ્યું હોત તો પણ તેની એ આશા સિદ્ધ

થવાનો સંભવ નહોતો. પલંગમાં પડી ખૂબ વિચાર કર્યા. એકલે હાથે માતાપિતાને સખત હાર આપવા અને પોતાના ફાટફાટ થતા યુવાન સ્રીત્વનો સાક્ષાત્કાર કરાવવા શક્તિમાન હતી એટલે વિચારપરંપરાના મૂળમાં ઘણી વખત હોય છે તેવો ભય નહોતો. ચિંતા હતી. માતાનું તો ઠીક પણ પિતા માનશે ? નહીં માને તો માનભંગ થશે અને એ કડવી ફરજ સમગ્ર શક્તિઓને એકત્રિત કરી બજાવવી પડશે. વહાલાં માતાપિતા જેમણે પોતાના લોહીથી પોતાને પોષી હતી તે માબાપ સામે લડવું પડશે એ બીકે તેના હૃદયને હચમચાવી નાખ્યું. કલાકો સુધી વિચાર કર્યો; પણ કંઈ પરિણામ ન આવ્યું. એકમાંથી બીજો વિચાર પ્રગટતો ને બીજે રસ્તે દોરી જતો. આવી નિરર્થક મગજમારીથી ઉષા કંટાળી. એણે ઉંઘવાનો સંકલ્પ કર્યો ને થોડીવારમાં એનું શરીર પ્રભુપિતા ઉપરના દૃઢ વિશ્વાસે, નિદ્રાદેવીના ધેનભર્યા પંઝા નીચે સ્વસ્થ થઇને પડયું.

મોડી સૂઇ ગઈ હતી છતાં ઉષા રોજના નિયમ કરતાં વહેલી ઉઠી, શૌચ–સ્નાનાદિથી નિવૃત્ત થવા લાગી. બીજી બાજુ બળવંતરાય નડિયાદ જવાના હોવાથી તેઓ પણ તૈયાર થઇ રહ્યા હતા. આગળથી નક્કી કરવામાં આવ્યું હતું તે પ્રમાણે શેઠ દુર્ગાપ્રસાદની મોટર હાજર થઇ એટલે બળવંતરાય અને વસંતરાય તેમાં બેસી સ્ટેશન તરફ ઉપડયા.

આઠેક વાગ્યે ઉષા પરવારી.

" બા, ફરવા જાઉં છું. "

" કઇ બાજુ જવું છે ? "

" નક્કી નથી. ચાલીશ. ચાલતાં ચાલતાં જ્યાં જવાનો વિચાર થશે ત્યાં જઇશ. " માતા સાથે ફરવા આવવાનું કહે તો ઘાણું બગડે એ બીકે ઉષાએ કહ્યું. બાકી કયાં જવું તે નક્કી કરી રાખેલું હતું.

" ભલે, વહેલી આવજે. " માતાએ રજા આપી.

ઉષા ચાલતી થઈ. ભદ્ર આગળ આવી, અત્યારના ગાંધી રોડ ઉપર ચાલી, માંડવીની પોળમાં દાખલ થઇ. સુરેશ એ પોળમાં રહેતો હતો.

સુરેશ સ્નાન કરી, બહાર જવા કપડાં પહેરતો હતો તેવામાં ઉષા તેની નજરે પડી. તેને ઓચિંતી જોઇ સુરેશને આશ્ચર્ય થયું.

" ઓહો ! અત્યારના પહોરમાં ક્યાંથી ? " સુરેશે પૂછ્યું. પૂછતી વખતે તેણે ઉષાના મોં ઉપર જોયું તો ચિંતાની કાલિમા પ્રસરી રહી હતી એટલે આગળ બોલ્યોઃ " ચિંતાતુર કેમ લાગો છો ? "

" રાત્રે એક બનાવ બન્યો. "

"અને તેણે તમને ચિંતાતુર બનાવી દીધાં ? કમળ જેવા મુખ ઉપર ચિંતાનો પડછાયો પાડયો ?" કહી સુરેશે સ્મિત કર્યું.

"તમે કેટલા બેદરકાર છો ?" ઉષાએ રોષથી પૂછ્યું.

"શાથી ?"

"શો બનાવ છે તે પૂછ્યું નહીં."

"પૂછવાની શી જરૂર ? તમે સવારના પહોરમાં દોડી આવ્યાં એજ બતાવે છે કે બનાવ ગંભીર છે."

"અને ગંભીર બનાવ પાછળ હાસ્ય ?"

"નહીં, તમારી માફક ક્રોધ."

ઉષાથી પરાણે હસી જવાયું. એ જ્યારે હસતી ત્યારે એનો ચહેરો ખીલી ઉઠતો ને નિર્દોષ હાસ્ય ગાજી ઉઠતું. આ હાસ્યમાં કરૂણા હતી.

"તમે બરાબર હસી પણ શકતાં નથી." સુરેશે ટાણો માર્યો.

"પ્રસંગ એવો છે તેથી."

"શો પ્રસંગ છે તે તો કહેતાં નથી."

"કહેવા આવી છું પણ સાંભળે છે કોણ ?"

"હું."

"મારા લગ્નનું નક્કી થઇ ગયું." રંક મુદ્રાએ ઉષાએ કહ્યું.

"તે તો આપણે નક્કી કરેલું છે."

"તમારી સાથે નહીં. ઉર્મિલાબ્હેનના કાકા બળવંતરાય અમારે ત્યાં મહેમાન હતા. મારા પિતાજીએ તેમની સાથે વાતચીત કરી કોઇની સાથે લગ્ન કરવાની ગોઠવણ કરી છે."

ઉષાના આ શબ્દો સાંભળી સુરેશની બેદરકારી અને ઉપહાસવૃત્તિ ઉડી ગયાં. તે ગંભીર બન્યો. હૃદયે ધડકીને એ પ્રસંગ કેટલો ગંભીર છે, તેનું પૂરૂં ભાન કરાવ્યું. તે ઘડીભર સ્થિર થઇ ગયો. રગેરગમાંથી અવાજ ઉઠયો: 'આ શું થયું ?' થોડીવાર વિચારમગ્ન થઇ ઉભો રહ્યો.

"કેટલીકવાર પછી બોલ્યો: "હવે શું કરવું છે ?"

"હું તમને પૂછવા આવી છું."

"તમારો શો વિચાર છે ?"

"અહીં દોડી આવી છું તે ઉપરથી તમને શું લાગે છે ?"

"તો પછી તમારા પિતા સાથે લડી લઇએ."

"મારો પણ એ વિચાર છે."

"બળ છે ?"

"તમારા કરતાં વધારે."

"તો વાંધો નહીં. તમારા પિતા તો શું પણ આખા જગતને પાણી પાઇશું. આપણે બંને એક હોવાં જોઇએ; પણ એ સંબંધી જેટલું જાણતાં હો તેટલું કહી દો."

ઉષાએ રાત્રે બનેલી બધી વાત કહી. સુરેશે તે ધ્યાનપૂર્વક સાંભળ્યું ને પૂછ્યું: "તમે તમારો અભિપ્રાય જાહેર નથી કર્યો ખરું?"

"એમજ."

"હવે શું કરવા ધારો છો ?"

"મારો વિચાર તો એવો છે કે તેમની યોજનાને અનુસરવા તૈયાર નથી તે મારા પિતાજીને જણાવી દઉં."

"પછી ?"

"સમજે તો ઠીક નહીં તો જાદવારથળી."

"ઠીક. પણ મને લાગે છે કે, હમણાં આ વાત જાણવામાં આવી ન હોય તેવી રીતે રહો તો ફાયદો થશે. વાગતું વાગતું તોરણે આવશે ત્યારે જોઇ લેવાશે. આ ઠીક લાગે છે ?"

"વિલંબ થતાં તેમની યોજના વધારે મજબુત થશે."

"તો આપણે એવી રીતે ઉકેલ લાવીશું કે એ મજબુતીનો કંઇ અર્થ ન રહે."

"પણ અત્યારથી ના કહી દેવામાં વાંધો શો છે ?"

"તમારી ઇચ્છાને તમારા પિતા સ્વીકારી લે ને અનુસરે તે અસંભવિત લાગે છે. વળી તેમનો નિર્ણય છેલ્લો નથી. આ તો પ્રાથમિક વાતચીત છે. એ વાતચિત કયું રૂપ પકડશે તે કેમ કહી શકાય ? આપણે ઇચ્છીએ છીએ તેવું પરિણામ આપોઆપ આવે તો ઉધમાત નકામો જાય."

"મને એ ઠીક નથી લાગતું."

"તો તમને ઠીક લાગે તેમ કરો." સુરેશે રજા આપી.

"દીનેશભાઇને પૂછીએ તો ?"

"પૂછી આવું ?"

"જાઓ તો સારૂં. એમની સલાહ ખૂબ ઉપયોગી થઇ પડશે."

"ઠીક ત્યારે. હવે મળતી પહેલી ટ્રેનમાં રવાના થાઉં છું. ચારેક વાગ્યે પાછો આવી જઇશ. મને મળી જશો ?"

"જરૂર."

"ત્યાં સુધી તમારો અભિપ્રાય વ્યક્ત નહીં કરોને ?"

"ના."

બીજી કેટલીક વાતચીત પછી ઉષા ઘેર જવા નીકળી. સુરેશે એકલા બેસી ખૂબ વિચાર કર્યો. ઉષા જશે તો ? એ બીકથી એનું

બધું લોહી ઉડી ગયું ને શરીર ફીક્કું પડી ગયું. રાંધવાનો વિચાર માંડી વાળ્યો. એક દિવસની રજા આપવા અધિકારીને લખી મોકલાવ્યું ને ગાડીના વખત પહેલાં લૉજમાં જમવા ગયો. જમવા બેઠો પણ ભાવ્યું નહીં એટલે જેવું તેવું ખાઇ સ્ટેશન તરફ ચાલ્યો.

ખરા બપોરે સુરેશ નડિયાદ પહોંચ્યો. દીનેશ ઘેર નહોતો. ઉર્મિલા એકલી હતી. દીનેશ બહાર ગયો હતો.

ઉર્મિલાએ સુરેશને જોતાં કહ્યું, "ઓહો! અચાનક આવી પહોંચ્યાને કંઇ? કહો, તમારી 'ખાનગી વાત' કેમ છે?"

"દીનેશ ક્યાં છે?"

"કાકાને ત્યાં ગયા છે."

"બોલાવોને! મારે પાછું ફરવું છે."

સુરેશને અગત્યનું કામ છે એમ જાણી ઉર્મિલાએ ઘર બહાર જઈ પાડોશીના એક છોકરાને દીનેશને બોલાવી લાવવા મોકલ્યો. પાણી પી થોડીવાર પછી સુરેશ ભોજન કરવા બેઠો એવામાં દીનેશ આવી પહોંચ્યો. સુરેશે જમતાં જમતાં બધું કહી સંભળાવ્યું. દીનેશ અને ઉર્મિલા બંને ચમકયાં, બંને આશ્ચર્ય પામ્યાં પણ ઉર્મિલાના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. શું કરવું તે વિચારવા જેવો પ્રશ્ન થઇ પડ્યો. ઉષાએ કંઇ પણ ન બોલતાં વાત આગળ લંબાવા દેવી એવી સુરેશની દલીલમાં તથ્ય લાગ્યું પણ તેમાં જોખમ હતું.

છેવટે દીનેશે કહ્યું, "ઉષાએ પોતાનો વિરોધ ખૂબ નમ્રતાથી જાહેર કરવો અને તે એવી રીતે કે તે ભવિષ્યમાં જરૂર જણાતાં બંડ જગાવવાની છે તે જાહેર ન થાય. 'હું તમે ઇચ્છો છો તે સંબંધ પસંદ નથી કરતી' એટલું જ ઉષા તેના પિતાને કહેશે તો પણ બસ થશે."

"જો વસંતરાયને જાહેર કરવાનું જ છે તો તોફાન થશે તે શા માટે ન જણાવવું? એ જાણીને ભયને લીધે આગળ વધતાં અટકે તેવો સંભવ નથી લાગતો?" સુરેશે દલીલ કરી.

"એક રીતે તે પણ ખરૂં છે પરંતુ પુરૂષો ઘણી વખત સંયોગો, મમત અને આબરૂને કારણે ભાવિ ભયને ન ગણકારી અગર તેનો ઉપહાસ કરી આગળ વધે છે."

"તો પછી હું કહું છું તેમ કશું જાહેર કરવાની જરૂર નથી."

"તેમ કરતાં ઉષા તેનો ધર્મ ચૂકે છે. ભાવિ યોજના ન જણાવવાનું જ મને તો ઠીક લાગે છે. જે પિતા પુત્રીના હિત સામું નહીં જુએ તે પિતા લડવા માટે પણ ભારે તૈયારીઓ કરી રાખશે. સંભવિત છે કે આપણે પરાજિત થઇએ. એટલે એ લોકોના હાથ નિર્બળ હોય તે વધારે સારૂં છે."

"જુઓ, મને તમારી માફક સીધા વ્યવહારથી ચાલવાનું નથી ફાવતું. વિરોધ જાહેર કરવો છે તો સંપૂર્ણ જાહેર કરવો. ઉષા આજે સાંજે તે કહી દે. પછીથી બિલકુલ ન બોલે. આમ થવાથી વસંતરાય વખત જતાં ભૂલાવમાં પડશે. આપણે એનો લાભ લઇશું."

"ન લેવાય તો ?"

"ઉષાને ઉપાડી જવાનું આ હાથમાં જોર છે." ઉશ્કેરાઇ જઇ સુરેશે કહ્યું.

"તો ભલે ઉષા બધું જાહેર કરી દે. પછીથી કશું ન બોલે. દિવાળી પછી લગ્ન થાય એમ છે. એટલા વખતમાં તો બધું થઇ જશે."

"અને હું પણ મારા ભાઇ રશ્મિકાન્તને સમજાવવા પ્રયત્ન કરીશ. તે સમજશે તો આપણો માર્ગ સરળ થઇ જશે." ઉર્મિલાએ વચ્ચે કહ્યું.

"બહુ સારૂં. આવી ચર્ચાઓથી શુક્રવાર થાય એવો મને વિશ્વાસ નથી. હું તો તડ અને ફડની વાત સમજું છું." સુરેશે કહ્યું.

"અત્યારે એવી વાતોની જરૂર નથી. પ્રસંગ આવ્યે બધું થઇ જશે. વખત વખતનું કામ કરશે. કેવા સંયોગો ઉપસ્થિત થાય છે તેના ઉપર આધાર રહે છે. જેવી પરિસ્થિતિ તેવો વ્યુહ."

"તો ઉષા વિરોધ જાહેર કરશે અને તેને માન નહીં આપવામાં આવે તો તોફાન થશે તે કહી દેશે."

"ઘણું સારૂં."

"વસંતરાય ન માને તો લગ્નનું મુહુર્ત જેમ બને તેમ મોડું નક્કી કરાવવાનું ઉષાએ ધ્યાનમાં રાખવું." ઉર્મિલાએ કહ્યું.

"ઠીક."

આ પછી ઉપર લખેલી વાતોને વધારે સ્પષ્ટતાથી છણવામાં આવી. કેવી રીતે કામ લેવાવાનું છે તે સુરેશને સારી રીતે સમજાયું. એને એટલું તો લાગ્યું કે અત્યારથી યોજનાઓ ઘડવાનું અને ભાવિને કાબુમાં લેવાની તૈયારીઓ કરવાનું અસ્થાને છે.

છેવટે ગાડીનો વખત થતાં સુરેશ ચાલતો થયો. ઘેર આવીને ઉષા રાહ જોઇ રહી હતી તેને મળ્યો ને શું કરવું તે સમજાવ્યું.

# પ્રકરણ ૧૫ મું

## ચેતવણી

બળવંતરાયના ગયા પછી ઉષાની ચિંતામાં સહેજ પણ ઘટાડો નહોતો થયો. તે સુરેશને મળવા ગઇ અને સુરેશ દીનેશને મળવા ગયો. સુરેશ પાછો ફર્યો. ઉષાએ દીનેશનો અભિપ્રાય જાણ્યો. ઘેર પાછી આવી ત્યારે એક મહેમાન આવી પહોંચેલા હતા. એમનું નામ રશ્મિકાન્ત.

રશ્મિકાન્ત ત્રણ દિવસ રહ્યો પણ ઉષા તેનાથી છૂપાતી ફરી. તેણે ઘણી વખત રશ્મિકાન્તને જોયો હતો પણ રશ્મિકાન્ત તેને એકજ વખત જોઇ ગયો હતો. છેવટે અનેક કડવા-મીઠા અનુભવો લઇ, વસંતરાયને સંતોષ પમાડી તે નડિયાદ ગયો. હવે ઉષાને યોગ્ય સંધી મળી. તેણે પિતાને બધું કહી સંભળાવવા પ્રયત્ન કર્યો. પણ કોણ જાણે શાથીયે એ બળવાન નારી નિર્બળ બની ગઇ. વાત કરવાને ઈરાદે પિતા પાસે જતી, બેસતી અને વાતો ચાલુ કરતી પણ તે જે ઇચ્છતી હતી તે કહી શકતી નહીં. ત્રણ-ચાર વખતના આવા લજ્જાસ્પદ પરાજય પછી તેણે દૃઢ નિશ્ચય કર્યો..

બપોરે દુકાનેથી આવી, જમીને વસંતરાય બેઠા હતા તે વખતે ઉષા તેમની પાસે ગઇ. જીંદગીમાં પહેલી વખત પિતા સામે થવું પડતું હોવાથી થતું દુઃખ એના મુખમંડળ ઉપર છવાઇ રહ્યું હતું. ઉરનું અબોલ દુઃખ એની આંખને માર્ગે પ્રત્યક્ષ થતું હતું; પણ શું કરવું? માનવ જીવનની સેંકડો પળોમાં એક પળ એવી આવી જાય છે જે જીવનને સંસારાકાશમાં મેઘધનુષ્યની જેમ ચમકાવી દે કે કાળીચૌદશની ઘોર અંધારીથી મઢી લે. એક જ પળ એવી હોય છે જેનો યથાયોગ્ય લાભ લેવામાં આવે તો જીવનમાં નવરંગો પૂરાય ને લાભ લેવાનું ચૂકાય તો એક અણગમતો રંગ છવાય. ઉષા જીવનને ગુંગળાવી દેવા નહોતી માગતી એટલે આવતી પળનો લાભ લેવા પ્રયત્ન કરી રહી હતી. તે ધીમે પગલે પિતા પાસે આવી.

"કેમ આવી?" વસંતરાયે જ વાર્તાલાપ શરૂ કર્યો તેથી ઉષાના હૃદય ઉપરનો ભાર ઓછો થઇ ગયો.

"મારે તમને કેટલુંક કહેવું છે."

"શું?"

"મારા લગ્ન માટે તમે જે યોજના કરી રહ્યા છો તે મને પસંદ નથી."

"કારણ ?" ડોળા તતડાવી વસંતરાયે મોટા અવાજે કહ્યું.

"મારી ઇચ્છા. હું યોગ્ય લાગશે, ત્યારે યોગ્ય પુરૂષ સાથે લગ્ન કરી લઇશ. તમે તેની ચિંતા ન રાખશો."

"ઉદ્ધતાઈ! નિર્લજતા ! મને સંતોષ હતો કે તને અંગ્રેજી ભણાવવામાં આવી છતાં મારી સામે બોલતી નથી; પણ આજે મારો એ સંતોષ ભ્રમણા તરીકે જણાય છે."

"તે બદલ દિલગીર છું પણ આ પ્રસંગ એવો છે."

"કેવો છે ?"

"જીંદગી સુખથી છલકાવવી કે દુઃખથી ખદબદાવવી તેને નિર્ણય કરવાનો."

"મેં નક્કી કરી દીધું છે."

"રદ કરો."

"તે કેવી રીતે બને ? તમને અંગ્રેજી ભણેલાં બેવકૂફ પ્રાણીઓને દુનિયાદારીનું ભાન નથી હોતું." તિરસ્કારથી વસંતરાયે કહ્યું.

"દુનિયાદારીનું જે ભાન જીવનને દુઃખ, અસંતોષ અને અણબનાવના કાદવમાં નાખી દે તે ભાન ન હોય તો શું ખોટું ? જે ભાન પોતે સળગી, પછીની કાર્યપરંપરાને સળગાવ્યા કરે તે ભાન પોતેજ સળગી જાય તે શું ખોટું ! અમને દુનિયાદારીનું ભાન નહીં હોય તે કબુલ કરવામાં વાંધો નથી પણ દુનિયાદારીનું ભાન દોઢડહાપણનો વેશબદલી ન કરવાનાં કામ કરે છે તેનાથી બચીએ છીએ તે શું ખોટું છે ?"

"એટલે તું કહેવા શું માગે છે ?"

"તમે ઇચ્છો છો તેની સાથે હું લગ્ન કરવા માગતી નથી."

"કારણ ?"

"હું તેને ઓળખતી નથી."

"નડિયાદના બળવંતરાય, જેમની ન્યુયોર્કમાં પેઢી છે, લાખ્ખો રૂપિયાની સાહ્યબી છે, અને કુળ ઉંચું છે. તેમના સુપુત્ર..."

"એ રીતે તો ઓળખું છું. પણ હૃદય નથી ઓળખતું."

"અરેરે...તમને તે શું કહેવું ? આ વાત કરતાં મને શરમ આવે છે એટલે જા."

"જતા પહેલા જવાબ જોઇએ છીએ."

"આપી દીધેલો છે."

"એટલે કે મારી ઇચ્છાને ઠોકરે ઉડાવી તમે તમારૂં કહેલુંજ કાયમ રાખો છો ?" ગુસ્સાથી ઉષાએ કહ્યું.

" હા:

" તે નહીં બને."

" કેવી રીતે બનશે તે તારી સગી આંખે જોવાનું છે."

" અને તેમ ન થતાં તમારે રોવાનું છે."

" બંધ કરી દે–બોલવાનું બંધ કરી દે. યોગ્યાયોગનું ભાન રાખ્યા સિવાય ગમે તેમ બોલ્યે જવામાં ડહાપણ માનતી હોઈશ પણ તેવું નથી."

" ડહાપણની મને જરૂર નથી."

" હવે ચાલી જા. તારી જોડે નકામી ડાચાકૂટ કરવાથી ફાયદો નથી."

" નકામી ડાચાકૂટ ? કેટલું વિચિત્ર ! મારે પરણવાનું છે, મારે આખી જીંદગીનો ભોગ આપવાનો છે અને તે માટે બોલું તે ડાચાકૂટ ? નકામી ડાચાકૂટ ?"

" અમને બધી કાળજી છે."

" ફક્ત પુત્રીના હિતની નથી."

" તેની પણ છે."

" એ કેવળ ઢોંગ છે. પિતાજી, શું તમે પુત્રીના હિત સામું નહીં જુઓ ? હું તમને વિનંતી કરૂં છું–છેલ્લી વખત વિનંતી કરૂં છું કે જે કર્યું હોય તે રદ કરજો ને આગળ ન વધશો. નહીં તો યાદ રાખજો કે અત્યાર સુધી શાન્ત અને નરમ જણાયેલી પુત્રી ઉગ્ર બની જ્વાળામુખીની જેમ ભભૂકી ઉઠશે. ફરજનાં બંધન સ્વીકારી વર્તનને મર્યાદામાં રાખતી ઉષા ફરજનાં બંધન તોડી આગળ વધશે ને પિતાના છુંદાતા કચરાતા માનની દરકાર નહીં રાખે. ફરીથી અત્યંત નમ્રતાથી વિનંતી કરૂં છું. વિનંતી સ્વીકારવાનું ઠીક ન લાગે તો નોંધી રાખજો કે ખળભળાટ મચાવનાર વાવાઝોડું પ્રગટશે. પછીથી મને દોષ ન દેશો." ગુસ્સાથી બોલી ઉષા ચાલી ગઇ.

માબાપોને સંતાન માટે કેટલાક હક હોય છે એમ માનવામાં આવે છે. ખરૂં જોતાં એ હક નથી પણ ફરજ છે. આપખુદ માબાપો-એ એ ફરજોને બેવફા નીવડી હકનું રૂપ આપ્યું છે અને તેને જોરે વડીલશાહીનો કાતીલ કોરડો ફેરવવામાં આવે છે. નમાલાં બાળકો કોરડાની બીકે કંપે છે, ધ્રુજે છે પણ તેજસ્વી બાળકો એ કોરડાનેજ તોડી નાખે છે. સંતાનની શક્તિઓ પીછાની માબાપોએ પોતાનું વર્તન રાખવું જોઇએ પણ વડીલશાહીના દમામ ઉપર કૂદતાં તુમાખી પ્રાણીઓ સંતાનને પોતાને અનુસરતું બનાવવા મથે છે. તે વખતે તેઓ એ ભૂલી જાય છે કે સંતાનને પણ માનસ હોય છે, લાગ-

ણીઓ હોય છે અને આશાઓ હોય છે. આ ભયંકર ઉપહાસનું પરિણામ પણ ભયંકર આવે છે. માબાપો કાંતો વ્યક્તિત્ત્વ ગુમાવી બેસે છે, કાંતો દુઃખની હોળી સળગાવે છે.

વસંતરાય ડાહ્યો અને સમજુ હોવા છતાં એક એવા મેલા બળને વશ થઇ ગયો હતો જે તેને બેવકૂફ બનાવી દેતું હતું.

---

## પ્રકરણ ૧૬ મું

## ભાઇ-બહેન

રશ્મિકાન્ત એના ઓરડામાં આવીને હમણાંજ બેઠો હતો. એને કંઇ ચેન પડતું નહોતું. મગજમાં શા વિચારો ઘોળાતા હતા તે કહેવું મુશ્કેલ છે પણ એની દશા એટલું સમજાવી દે તેમ છે કે જે વિચારો ઘોળાય છે તે ગંભીર છે. ટેબલ ઉપર કોણી મૂકી અને કોણી ઉપર માથું ગોઠવી કેટલાક વખત સુધી વિચાર કર્યા. બેસી બેસીને થાકયો એટલે ઉઠીને ઈઝીચેરમાં પડયો.

ઉર્મિલા આવી. રશ્મિકાન્તને એક પણ બહેન નહોતી એટલે તે ઉર્મિલા ઉપર ખૂબ હેત રાખતો હતો. ન્યુયોર્કમાં ભાઇ-બહેનનાં હેત વધારે દઢ થયાં. બહેને ભાઇને બરાબર ઓળખ્યો ને ભાઇએ બહેનને ઓળખી. હૃદયના ઓળખાણે એકમેક પ્રત્યે માનવૃત્તિના બીજ રોપ્યાં.

ઉર્મિલાએ ખંડમાં દાખલ થતાં, ઉદાસ બની પડી રહેલા ભાઇને જોયો. એણે આવું દશ્ય જોવાની આશા નહોતી રાખી. રશ્મિકાન્ત હંમેશાં હસતા મોંએ ફરતો. એના મોં ઉપર ચિંતા કે ગમગીની ભાગ્યે દેખાતાં એટલે આજની દશાએ ઉર્મિલાને વિચારમાં નાખી દીધી.

“ભાઇ ઉદાસ કેમ છો ?” કહી ઉર્મિલા આગળ વધી.

મ્લાન વદન ઉંચું કરી, માથાના વિખરાઇ ગયેલા વાળ ઉપર હાથ ફેરવતાં રશ્મિકાન્તે ઘેનભરેલી આંખથી ઉર્મિલા તરફ જોયું. એક ક્ષણ એ રીતે જોઈ રહ્યો.

“આવો. કેમ ચારેક દિવસે ભૂલાં પડયાં ?” રશ્મિકાન્તે પૂછ્યું.

જવાબ દીધા સિવાય ઉર્મિલા આગળ વધી. રશ્મિકાન્તે તેને ખુરશી બતાવી ને ઉર્મિલા તે ખુરશીને રશ્મિકાન્તની ખુરશી નજીક ખેંચી લાવી બેઠી. રશ્મિકાન્ત વળી નરમ થઇને પડયો રહ્યો.

"આજે આમ કેમ છો ? ઉદાસ કેમ છો ?" ઉર્મિલાએ ફરીથી પૂછ્યું.

"બ્હેન, મારૂં મગજ ઠેકાણે નથી. દિવસોથી એક એવી વેદના મારા દિલને પીડી રહી છે જે મને બેભાન જેવો બનાવી દે છે. આનંદ માટે તરફડિયાં મારૂં છું ને કંઇક સફળતા મેળવું છું તેવામાં વેદનાનો ભડકો ઉછળીને આખા શરીરમાં લાહ્ય પ્રગટાવે છે." દુઃખી અવાજે રશ્મિકાન્તે કહ્યું અને તે લાચાર આંખે ઉર્મિલા તરફ જોઈ રહ્યો.

"એવું શું છે ?"

"કહેતાં મારી જીભ ઉપડી શકે તેમ નથી."

"તો પછી પ્રતિકાર અસંભવિત છે."

"હું ધારૂં છું કે કહીશ તોપણ પ્રતિકાર અસંભવિત છે."

"એમ હશે તોપણ અંતરમાંનાં દુઃખ અન્ય આગળ ઠાલવતાં હૃદય હળવું થાય છે તે પ્રમાણે તમારૂં હૃદય હળવું થશે એટલો લાભ થશે."

"તો કહું ?"

"કહો."

"હું અમદાવાદ શા માટે ગયો હતો તે તમે નહીં જાણતાં હો. મારા પિતાએ એક કન્યા મારે માટે પસંદ કરી છે. હું મારા સસરા આગળ પરીક્ષા આપવા ગયો હતો." રશ્મિકાન્તે દુઃખની કથની કહેવા માંડી.

"તેમાં દુઃખ શું ?"

"દુઃખ કંઇ નહીં ? કન્યા અને તેનો બાપ મારી પરીક્ષા કરે પણ મને તેવો અધિકાર નહીં! મારે બદલે પિતાજી કન્યા જુએ એ પૂરતું ગણાય છે !"

"કન્યાએ તમારી પરીક્ષા કરી ?"

"ના, ના, એવું કંઇ બન્યું નથી. એ તો મારી પાસે જ આવી નથી. મેં બરાબર દીઠી પણ નથી. એક વખત આઘેથી જોઇ હતી."

"પસંદ પડી ?"

"પસંદ પડે કે ન પડે. જ્યાં મારા અભિપ્રાયની આવશ્યક્તા નથી ત્યાં પરીક્ષાનું પ્રયોજન શું ? અને વગર માગ્યે અભિપ્રાય આપું તોપણ તેની કિંમત કંઇ નથી. અર્થાત્ મારે પિતાજી નચાવે તેમ નાચવાનું છે."

"વિરોધ ઉઠાવો."

"એ શી રીતે બને ? આપણા કુળની આબરૂ સાચવવાની મારી ફરજ છે, પિતાજીના પૈસાની અને તેમની મહેરબાનીની અપેક્ષા છે, શાન્ત અને સુખી જીવનની મહત્ત્વાકાંક્ષા મારા શરીરમાંના લોહીના પ્રત્યેક બુંદમાં સળવળી રહી છે. આવી સ્થિતિમાં પિતાજીની વિરૂદ્ધ જઈ શું કરૂં ?"

"આ વિચારો દમ વિનાના છે."

"છતાં મારે માટે અત્યાજ્ય છે."

"આ શું બોલો છો ? ન્યુયોર્કના સ્વતંત્ર અને પ્રફુલ્લ વાતાવરણનો આસ્વાદ લઇ ચૂકેલો, એમ. એ. થયેલો યુવાન આ બોલે છે ?"

"હા, એમ. એ. થયેલો યુવાન બોલે છે. અમેરિકાના પ્રફુલ્લ વાતાવરણમાં રમી, મહાન આશાઓનો કોટ રચનાર અને ઉગ્ર વિચારોને અમલમાં મૂકતાં ગમે તેનાથી નહીં ડરવાનું કહેનાર રશ્મિકાન્ત બોલે છે. બહેન, તમે મારા વિચારો જાણો છો, ન્યુયૉર્કમાં થયેલા અપમાનને સહન નહીં કરનાર તરીકે મને પીછાનો છો: પણ આજે વખત પલટાયો છે. યુવાન રશ્મિકાન્ત બાયલો બન્યો છે, નમાલો બન્યો છે. હિંદુસ્થાનના આદર્શહિણુ, નિર્બળ અને કલુષિત વાતાવરણે મને બદલી નાખ્યો છે."

"હિંદુસ્થાનને શા માટે દોષ દો છો ?"

"તો કોને દઉં ? બહેન, અમેરિકામાં હતો ત્યારે મારા મગજમાં જે વિજળીઓ ચમકી રહી હતી, સારા જગત સામે ઝઝૂમવાની શકિત હતી, અદમ્ય ઉત્સાહનો ધોધ ઉછળતો હતો તે સત્ર અલોપ થઇ ગયું છે. અલોપ થવાને કારણ તો હશે ને ? પ્રાણવાન વાતાવરણનો અભાવ મને આમાં કારણભૂત લાગે છે. બાકી, અમેરિકામાં હોત તો પિતાજીની આવી વડિલશાહી એક ક્ષણ માટે પણ ન ચાલી શકત. અહીં તો કોણ જાણે શાથીયે હું શિથિલ બની ગયો છું, નિર્બળતાને વશ થઇ ગયો છું."

"એ પણ આશ્ચર્યની વાત છે. શુધ્ધ વાતાવરણ સાથે લઇને ફરી શકાતું નથી. આવી સ્થિતિમાં, એ શુધ્ધ વાતાવરણે જન્માવેલી ભાવનાઓને ન ગુમાવવી અને તે સિદ્ધ કરવી તેમાં જ પુરુષાર્થ છે."

"તે કબુલ કરૂં છું ને મારી નિર્બળતાથી શરમાઉં છું."

"આમાં એવડું મોટું શું છે તે ડરી જાઓ છો ?"

"કશું નથી. હું ડરતો નથી પણ વિચારોના મંથનથી વિહ્વળ બની ગયો છું. ઉષાને એકજ વખત જોયેલી હોવા છતાં તેને ઓળખી શકયો છું. એ સારી સ્ત્રી છે."

"અજબ! ભાઈ, તમે અજબ છો."

"હવે મહેરબાની કરીને એ વાત જવા દેશો? દુનિયામાં કોઇ માણસ બીજા માણસને સમજી શકતું નથી. આવી સ્થિતિમાં તે બીજાને પોતાના મત પ્રમાણે દોરવા મથે છે." રશ્મિકાન્તે ટટ્ટાર થઇ, કપાળ ઉપર હાથ મૂકતાં કહ્યું.

"ભલે ત્યારે એ વાત જવા દઉં."

"ઉપકાર."

"થોડાક પ્રશ્નો પૂછું?"

"મારી દશાને સ્પર્શ કરતા નહીં."

"તેવા નથી."

"તો પૂછો."

"તમે ઉષા સાથે લગ્ન કરવા તૈયાર છો?" ઉર્મિલાએ શરૂઆત કરી.

"હા."

"પિતાએ મેળવેલું જોડું સુખી થશે?"

"મને એવું લાગે છે."

"તો પછી અકળાઓ છો શા માટે?"

"મને પૂછ્યા પહેલાં પિતાજીએ નક્કી કરી નાખ્યું તે માટે."

"હવે જેટલું કહું તેટલું વચ્ચે બોલ્યા સિવાય સાંભળ્યા કરજો. તમે મને નમાલા, સ્વાર્થી અને પાગલ જેવા લાગ્યાં છો. મગજમાં શુભ ભાવનાઓ ભરેલી હોવા છતાં નિર્બળતાને વશ થઇ જાઓ છો ને તેના કારણમાં દેશના વાતાવરણની ક્ષુદ્ર દલીલ રજુ કરો છો. સાચી વાત તો એ છે કે તમે પોતે અસ્થિર માનસ ધરાવો છો. બીજાનો વાંક આગળ કરી તમારી નિર્બળતા અને લોલુપતાને અદૃશ્ય રાખો છો. મને લાગે છે કે તમે ઉષા સાથે પરણી શકવાના નથી. ઉષા એક જ જણને ચાહે છે. તમારી સાથે પરણવા નથી માગતી. એ તો પોતે જેને ચાહે છે તેને જ સ્વીકારશે અને તમે માનભંગ થશો. ન જાણતા હો તો કહી દઉં કે તમે જે ટ્રેનમાં અમદાવાદ ગયા તેજ ટ્રેનમાં તમારો વિજયી થવા નિર્માએલો હરિફ હતો. તમે ફર્સ્ટ ક્લાસમાં હતા, એ થર્ડ ક્લાસમાં હતો એટલોજ ફેર છે."

"મારા અને પિતાજીના એકત્ર બળ આગળ ગમે તેવો હશે તેને નમવું પડશે."

"ભૂલો છો. એની પાછળ સ્થિર પડી રહેલાં ઘણાં બળો છે. એ જ્યારે ગતિમાન થશે ત્યારે તમારે પરાજિત થવું પડશે."

ઉર્મિલાના શબ્દે શબ્દે રશ્મિકાન્ત ચમકી રહ્યો. ગુંચવાયેલા કોકડાએ એને મુશીબતમાં મૂકી દીધો. બીજી ક્ષણે મિથ્યા સ્વાભિમાન સ્ફુરતાં તે ખુરશીમાંથી ઉઠયો. ખમીસની બાંયો ચઢાવી લાલઘૂમ ચહેરે ઓરડામાં આંટા મારવા લાગ્યો. ઉપહાસ કરતી દષ્ટિએ ઉર્મિલા તેને જોઇ રહી.

"લઇશ–ઉષાને હાથમાં લઇશ." હવામાં મુક્કી ઉગામી ઉર્મિલા સામે જોઇ રશ્મિકાન્ત કહેવા લાગ્યો. તે આગળ બોલ્યો, "પિતાજી ના કહેશે તોપણ હું ઉષાને નહીં જવા દઉં. તમામ બળો સામે એકલે હાથે ઝૂઝીશ."

"તરંગી માણસ, એ મિથ્યાવાદ છે."

"એને હું સિદ્ધ કરીશ."

"ઉષાના દિલને તોડવું તમને ઠીક લાગે છે?" ઉર્મિલાએ નરમ અવાજે પૂછ્યું.

"હા...."

"નિષ્ઠુર–રાક્ષસ." ઉર્મિલાથી બોલી જવાયું.

"ગમે તેમ હો. જીવનમાં આ એકજ મહાયુદ્ધ કરવું છે ને જીતવું છે."

"હું તમને ચેતવણી આપું છું."

"હું તમને પડકાર કરૂં છું."

"મને શા માટે?"

"તમે અહીં વાત ઉપાડી છે તે માટે."

"અમેરિકાના સ્વતંત્ર વાતાવરણમાં પાંચ પાંચ વરસો રહેલો યુવાન આવો હલકટ હશે તે હું નહોતી ધારતી. ભલે, કરો ને ભોગવો. તમારાં પાપ તમને ખાશે, તમારી નિર્બળતા તમને ઉથલાવી નાખશે. તમારી સાથે પરણી ઉષા શું સુખ મેળવવાની છે?" ક્રોધથી બોલી ઉર્મિલા ઉભી થઇ.

'તેમાં તમે શા માટે આટલું બધું બોલો છો?"

"ઉષા મારી બહેનપણી છે."

"હવે સમજવામાં આવ્યું." કહી રશ્મિકાન્ત ખડખડાટ હસી પડયો. એના અટ્ટહાસ્યનો પડઘો પડયો ને આખો ઓરડો એ વિચિત્ર હાસ્યથી ભરાઇ ગયો. ઉર્મિલા ચાલી ગઇ. ઉપહાસથી, તિરસ્કારથી અને બેપરવાઇથી રશ્મિકાન્ત તેના તરફ જોઇ રહ્યો ને ખુરશીમાં પડયો.

---

# પ્રકરણ ૧૭ મું

## મોટર જોઇએ

માનવસ્વભાવ અનેક દાખલાઓમાં બદલાયેલો ભાગ્યે જોવાય છે. કોઇ મહાપુરૂષજ તેમ કરી શકે છે બાકી સામાન્ય માણસો પ્રયત્ન કરે છે ને લથડી જાય છે. વળી પાછો પ્રયત્ન થાય છે ને વેરણ થઇ લાગેલી નિષ્ફળતા સખત થાપોટ લગાવે છે. આવી થાપોટોથી દુ:ખી થઇ, કંટાળી જઇ કે ઉદાસીન બની ઘણા પ્રયત્નો છોડી દે છે. તેઓ આ વસ્તુને નિર્બળતા તરીકે સ્વીકારે છે ને બધા માણસો સબળ નથી હોતા અગર બધા માણસો ઇચ્છા હોવા છતાં સબળ બની નથી શકતા એ દલીલોથી આનંદમાં રહી ખરાબ સ્વભાવના પરિણામોથી છટકવા પ્રયત્ન કરે છે. તેઓ નુકસાનકારક તત્ત્વોને આગળ વધતાં અટકાવે છે.

માણસોનો સ્વભાવ ખરાબ હોય તે ઘણી વખત અનિવાર્ય હોય છે, પ્રયત્ન કરવા છતાં સ્વભાવ ન બદલાય તે ક્ષમ્ય છે, ન બદલાયેલા સ્વભાવથી થતું નુકસાન અટકાવવા સાવચેતી રાખવી તે સારૂં છે પણ નિરંકુશ બનવા દઇ ગમે તેમ વિહરવા દેવી અને અટકાવવા પ્રયત્ન ન કરવો તે નાદાનિયત છે એટલુંજ નહિ પણ પોતાની જાતને પોતાનેજ ન ગમતી પરિસ્થિતિના અગ્નિકુંડમાં હોમી દેવાની મૂર્ખતા છે. આ મૂર્ખતા બે કારણોથી પ્રગટે છે. પોતાનામાંનાં ખરાબ તત્ત્વોનાં કટુ પરિણામોની વેદનાનો અનુભવ ન હોય તે એક કારણ અને અનુભવ હોવા છતાં એ દશામાં જ આનંદ માનવાની વૃત્તિ એ બીજું કારણ. પહેલા કરતાં બીજું ભયંકર છે.

મહેન્દ્ર સાથેના જીવને વિલાસને સીધીદોર કરી નાખી હતી. મહેન્દ્રની ક્રૂરતાએ વિલાસના વિલાસપ્રિય હૃદયમાં નવી ભાવનાનાં બીજ નાખ્યાં હતાં. અંકુરો ઉઘડતા હતા ત્યાં તો મહેન્દ્ર સાથે છૂટા છેડા કરી શેઠ દુર્ગાપ્રસાદ સાથે રહેવાનું થયું. ફૂટેલા અંકુરો ચીમળાવા લાગ્યા.

એવામાં વિલાસ મદનરાય સાથે જોડાઈ.

દુ:ખોના અગ્નિએ વિલાસની આકાંક્ષાઓને પીગળાવી જે મૃદુ અને આત્મભોગ પ્રતિ પ્રેરતી ભાવનાઓ પ્રગટાવી હતી તે પલટાએલા સમયમાં માર્ગદર્શક થવાને બદલે, સુખી જીવનમાં અદૃશ્ય થઇ ગઇ

ને વિલાસના અંતરમાં વળી પાછી વિલાસની મહત્ત્વાકાંક્ષાઓ પ્રદિપ્ત થઈ. તે જાણી શકી હતી કે વિલાસ અમૃત નથી પણ ઝેર છે, વિલાસથી આત્મા સંતુષ્ટ નથી થતો પણ વધારે ને વધારે અસંતુષ્ટ બની કુટિલતાના કાદવવાળી ભૂમિ તરફ ચાલ્યેજ જાય છે. પણ એનું એ જ્ઞાન ક્ષણિક હતું, સ્મશાન વૈરાગ્ય સમું પોકળ હતું. એના ઉપર બાળપણથી જ એવા સંસ્કાર પડયા હતા કે તપમય જીવન અસ્વીકાર્ય અગર કષ્ટસાધ્ય મનાઈ અશક્ય લાગે. આ વસ્તુસ્થિતિએ વિલાસના અત્યાર સુધીના સ્વાવલંબી જીવનમાં અસંતોષ અને વેદના ભર્યા હતાં.

વિલાસ બહુ સરસ આદર્શો સાથે મુંબઈમાં આવી હતી. દુઃખી જીવનના અનુભવે અને તે ઉપરથી કરેલા વિચારોએ તેને ગૃહજીવનની અટપટી બાબતોનું ભાન કરાવ્યું હતું. સારી રીતે ઘર ચલાવવાનું, વિલાસી નહીં કે અરસિક નહીં એવું રસિક જીવન બનાવવાનું, પત્નીની ફરજો અદા કરવાનું એવું એવું ઘણું તેણે વિચાર્યું હતું. મુંબઈમાં આવી તેવામાં એ વિચારોએ તેને ઠીક રાખી પણ જીવન રસિકતાની વ્યાખ્યાએ ધીમે ધીમે આગળ વધારી.

મદનરાય સાધુ પુરૂષ નહોતો તેમ રાક્ષસ નહોતો, વંદ્ય નહોતો ગણાતો તેમ સમાજ તરફથી તિરસ્કૃત થયેલો નહોતો. એ સમાજમાં સારૂં સ્થાન ધરાવતો હતો. આદર્શ પતિ થવા નહીં તો સારા પતિ તરીકે ગણાવા ઇચ્છતો હતો. આવાં અનેક કારણોથી તે વિલાસ તરફ માયાળુ હતો. પત્નીને સુખી કરવા અને ખુશ રાખવા ઘણું કરતો, તેને ઘણા મિત્રો હતા. તેઓ ઘેર આવતા. વિલાસ તેમની સાથે મળતી ને આનંદ કરી બધાં છૂટાં પડતાં. ઉપરાંત વિલાસને વધુ આનંદની જરૂર પડતી. ઘરનાં બધાં કામ નોકરો મારફત થતાં છતાં વિલાસને થાક લાગતો ને કંટાળો આવતો! તે અનેક કલબોમાં જતી, રમતી ને જમતી. આ બધા પાછળ થતો ખર્ચ મદનરાય હસતે મોંએ ઉપાડી લેતો. એની પ્રેક્ટીસ ઠીક ચાલતી અને ખર્ચ પણ તેવું હતું. બે—ચાર સંસ્થાઓને નિયમિત મદદ આપતો હતો એટલે હાથ મુશ્કેલીમાં રહેતો છતાં વિલાસ માટે કદિ મુશ્કેલીનો વિચાર કરતો નહીં. પ્રયત્નો પછી સુંદર, ભણેલી અને ખાનદાન કુટુંબની પત્ની મળી હતી અને માનતો કે આવી પત્ની મળવી તે પરમાત્માની અનંત કરૂણા સિવાય બીજું કંઇ નથી. આ માન્યતાથી એણે વિલાસને ગૃહદેવી માની હતી.

કોર્ટમાંથી મદનરાય અનાથાશ્રમમાં ગયો હતો; કારણ કે તે એ અનાથાશ્રમનો એક કાર્યવાહક હતો અને આજે કાર્યવાહકોની સભા હતી. અનાથાશ્રમના વ્યવસ્થાપકે મોટી રકમ ઉચાપત કરી હતી તે સંબંધી શાં પગલાં લેવાં તે વિચારવાનું હતું. આ ગોટાળો મદનરાયે ખુલ્લો કર્યો હતો એટલે સભામાં તેને મહત્ત્વનો ભાગ ભજવવાનો હતો અને કામ માથાકુટિયું હતું.

વિલાસ 'યંગ લેડીઝ કલબ'માં ગઇ હતી. અમદાવાદમાં વિલાસની પુતળી બની ગયેલી વિલાસને મુંબઇ જેવી અલબેલી નગરી વધારે પસંદ પડે ને વધારે બહેકાવી દે તેમાં શું આશ્ચર્ય? એ કલબમાં સારા કુટુંબોની પરણેલી અને કુંવારી યુવતિઓ આવતી. ન્યાત જાતનો પણ ભેદ નહોતો. પારસી યુવતિઓની મોટી સંખ્યા, તેથી થોડી વધારે હિંદુ અને બે-ચાર મુસલમાન યુવતિઓ આ કલબનો લાભ લેતી. આનંદ કરવા સિવાય બીજો કોઇ ઉદ્દેશ નહોતો. એટલે ટેનીસ અને બેડમીંગ્ટન જેવી રમતો રમાતી, નાસ્તાપાણી થતાં ને હાહાહીહી કરી વિદાય લેવાતી. આજે તો પૈસાદાર કુટુંબ, 'સારા કુટુંબ'માં ગણાય છે એટલે આ કલબમાં ઘણી-લગભગ બધી સ્ત્રીઓ 'પૈસાદાર કુટુંબ'ની હતી. ત્રણેક પારસણો સાયકલ ઉપર આવતી અને ચારેક સ્ત્રીઓ ચાલીને આવતી. બાકીની મોટરમાં કે વિકટોરીઆમાં. ચાલીને આવનાર સ્ત્રીઓ 'સારા કુટુંબની' હતી પણ એટલી બધી પૈસાદાર નહોતી કે વાહન ખરીદી પાલવી શકે. વિલાસ આ સ્ત્રીઓમાંની એક હતી. તેને ત્યાં મોટર નહોતી. વિલાસને બહુ લાગી આવતું. પોતે આ કલબમાં મહત્વનું સ્થાન ભોગવતી હોવા છતાં બીજી સ્ત્રીઓ વાહનમાં આવે ને પોતાને ચાલીને આવવું પડે તેથી તે શરમાતી. ટ્રામનો ઉપયોગ કરતી પણ ટ્રામ કલબના દરવાજા સુધી ઓછી આવી શકે છે? અને ધારો કે આવે તો પણ ભાડુતી તો ખરીને! કલબના સેક્રેટરીને માટે આવી સ્થિતિ લજ્જાસ્પદ છે! આથી વિલાસ એક મોટર માટે મૂઝાતી. મદનરાય મૂર્ખ હતો કે વિલાસના અંતરમાંની આ આકાંક્ષા પારખી શકતો નહોતો!

કર્મસંયોગે મદનરાય અને વિલાસ સાથેજ ઘેર આવ્યાં. સખત કામ કર્યું હતું એટલે મદનરાય થાકી ગયો હતો ને એકાદ માઇલ જેટલું ચાલવું પડયું હતું તેથી વિલાસ થાકી ગઇ હતી. ચીડાયેલો મદનરાય ઘેર આવ્યો; ટોપું ખીટીએ લટકાવી દીધું, સોટું ફેંકી દીધું ને કોટ પેન્ટ તથા કોલર નેકટાઇ કાઢી નાખ્યાં. બફારો થતો હતો એટલે લાલ લુગડાથી બાંધેલી કિનારવાળો ખજુરીનો ગોળ પંખો હાથમાં લઇ, ખમીસની બાંહ્યો ચઢાવવા લાગ્યો.

બાંયો ચઢાવતાં ચઢાવતાં મદનરાયે વિલાસને કહ્યું, "આજે તો મોડું થઇ ગયું. ખૂબ માથાકૂટ અને ડાચાકૂટ કરવી પડી. અને બફારો કેટલો થાય છે? પરસેવાથી પલળી જવાય છે."

"શું કરીએ! આવી સ્થિતિમાંય મારે ચાલવું પડ્યું." વિલાસે કહ્યું.

વિલાસનો જવાબ, શબ્દોનો રણકાર અને ચહેરાના ભાવ જોઇ મદનરાયને લાગ્યું કે શ્રીમતીને બહુ વસમું લાગ્યું છે એમનો મિજાજ ગયો છે ને સાચવવામાં નહીં આવે તો કંઇક નવાજુની થશે.

"દિલગીર છું કે તમને બહુ વિત્યું છે." મદનરાય નમ્રતાથી અને વિલાસના દુઃખ તરફ સહાનુભૂતિ બતાવતો હોય તેમ બોલ્યો.

જવાબમાં વિલાસે કટાણું મોં કરી ઉગ્ર દૃષ્ટિ ફેંકી.

મદનરાયને ખાત્રી થઈ કે આ બૉઇલર હવે ફાટવાનું. એ દશા અટકાવવા, વિલાસને છીંડુ ન પડે તેવી વાત કરવી જોઇએ. મૂગા રહેવામાંયે ભય આગળ આવવાનો સંભવ હતો.

"હવે વરસાદ આવે તો સારૂં" મદનરાયે માન્યું હતું કે આ વાક્યથી વિલાસ પાસેથી વિચિત્ર જવાબ નહીં સાંભળવો પડે, પણ આજે એના નસીબમાં કજીઓ લખાયો હતો.

વિલાસ બોલી, "હા, વરસાદ આવે! તમારે શું? વરસાદ આવે એટલે મારે ભીંજાતાં ભીંજાતાં કલબમાં જવું પડે."

આ તોછડા અને ઘૃણાજનક શબ્દોએ મદનરાયને થથરાવ્યો; છતાં તેણે દેવીને મનાવવા કહ્યું, "છત્રી રાખજો."

"છત્રીથી શું થાય!"

"ન પલળાય." કહી બળાત્કારે હસતો હસતો મદનરાય પોતાની 'ઓફિસ'માં જતો રહ્યો.

વિલાસે રેશમી સાડી બદલી નાખી. ભટ્ટને કોફી બનાવવાનો હુકમ કર્યો ને મદનરાયની 'ઓફિસ' તરફ ચાલવા માંડ્યું.

મદનરાય બેઠો બેઠો સીગારેટ ફુંકી રહ્યો હતો ને બીજા હાથે પંખો હલાવ્યા કરતો હતો. શ્રીમતીના આગમનની તેને ખાત્રી હતીજ. બન્યું પણ તેવું. નહોતું ધાર્યું તેટલા ઓછા વખતમાં વિલાસ આવી. મદનરાય ટેબલના એક ખૂણા આગળ બારી તરફ મોં રાખી, ટેબલ ઉપર કોણી રાખી બેઠો હતો. વિલાસ બારી તરફ પીઠ રાખી, મદનરાયની સામે બેઠી. એનો તોબરો ચઢેલો હતો. બિચારો મદનરાય ધડકતે હૃદયે વિલાસની હિલચાલ જોઇ રહ્યો. બૉયલર ફાટવાની તૈયારી હતી.

"આજે કલબમાં કંઇ થયું?" બોલે તોય અને ન બોલે તોય મદનરાયના ભોગ હતા. ન બોલવાનું જોખમ ખુલ્લું હતું એટલે બિચારો બોલ્યો.

"હા." છણુકો કરીને બોલી, વિલાસ મદનરાય તરફ તાકી રહી.

"શું?" ડરતાં ડરતાં મદનરાયે આગળ ચલાવ્યું.

"શીરીને મશ્કરી કરી."

"શું કર્યું?"

"મશ્કરી શી રીતે થાય?"

"શબ્દથી અને કર્મથી. શીરીને કર્મથી મશ્કરી કરી હોય તો તે ગંભીર છે. શબ્દથી કરી હોય તો તે કંઇ બહુ ન કહેવાય."

"બહુ ન કહેવાય! વાહ! તમારૂં મગજ જડ થઇ ગયું લાગે છે. હા, હા, પણ તમારે શું? કોર્ટમાં જઇને કેસ ચલાવવા, ઘેર આવીને કાગળિયાં ફેંદવાં. કોઈ તમારી મશ્કરી કરે શાનું તે મશ્કરીનું દુઃખ સમજાય!"

"ખરૂં જોતાં મશ્કરીનું દુઃખ જ ન હોવું જોઇએ!"

"આનું નામ વકીલાત. કોર્ટમાં આવી રીતે કામ કરતા હો તો પચીસ મોટરો ઘેર વસાવી શકાય, પાછળ દરમહિને સો-દોઢસો રૂપિયા વાપરી શકાય......" વિલાસે ચલાવ્યું.

"અને પછી?" નહોતું હસવું છતાં વિલાસની મનોદશાથી વસં ારાયથી હસી જવાયું અને હસતાં હસતાં તેણે કહ્યું.

વિલાસ ભમૂકી ઉઠી. એનાં નસ્કોરાં ફૂલ્યાં, કપાળ ઉપર ક્રોધ દર્શક કરચલીઓ પડી ગઈ. તે ખુરશીમાં ટટાર થઈ. ટેબલની કોર ઉપર હાથ મૂકી કંઇક કહેવા જતી હતી તેવામાં જ કોફી આવી. નોકરના દેખતાં ઉન્માદ ન થાય એના ભાને વિલાસનું જોસ અટકી ગયું.

"અત્યારે?" ટેબલ ઉપર પડેલા કોફીના પ્યાલા સામું જોઇ મદનરાયે કહ્યું. "વાળુનો વખત થયો છે ને!"

"મારે પીવી હતી." વિલાસે કહ્યું ને પ્યાલામાંથી રકાબીમાં કોફી રેડવા માંડી.

મદનરાયે બોલ્યા સિવાય કોફી પીવાનો આરંભ કર્યો. એક ઘુંટડો પેટમાં ઉતારી તેણે પૂછ્યું, "શી મશ્કરી કરી?"

"શા માટે તમને કહેવું? હા, તેને માટે કંઈક કરી શકાય તેવું હોય તો કહેવું યોગ્ય છે; પણ તમે તો કંજુસ છો."

મદનરાય ચમક્યો. આજ સુધીમાં કોઇએ તેને 'કંજુસ' કહ્યો નહોતો તેમ પોતે કંજુસ છે એવું તેને પોતાને લાગ્યું નહોતું.

વિલાસનું મગજ ઠેકાણે નહોતું એટલે 'કંજુસ' શબ્દ વજનદાર નહોતો એ તે જાણતો હતો. તે એટલો બધો મૂર્ખ નહોતો કે વિલાસના સઘળા વર્તાલાપનું કોઇ એક મધ્યબિંદુ છે તે સમજી ન શકે. આથી, મધ્યબિંદુ કયું છે તે વિલાસને મોંએ જ જાણવા તેણે વાર્તાલાપનો પ્રવાહ તે દિશા તરફ વહેવા દીધો.

"તમને મેં શું ન લાવી આપ્યું કે જેથી હું 'કંજુસ' ગણાઉં છું?"

"શું લાવી આપ્યું છે તે પહેલું કહેશો?"

'આશ્ચર્ય! જબરૂં આશ્ચર્ય!' મદનરાય મનમાં પુકારી ઉઠયો. તેણે વિલાસને કહ્યું, "તમારી પાછળ આટલું આટલું ખર્ચ કરૂં છું, માગો છો તે લાવી આપું છું, છતાં કશું લાવી આપ્યું નથી એમ કહો છો તે મારૂં કમભાગ્ય છે." આ શબ્દો બોલતાં મદનરાયને દુઃખ થતું હતું ને તે અવાજમાં સ્પષ્ટ દેખાતું હતું.

વિલાસ મૂર્ખ નહોતી. તે સમજી ગઈ. એક ભારે માગણી કરવાની છે એ વખતે મદનરાય દુભાયેલો હોય તે તેને નુકસાનકારક લાગ્યું. મદનરાય વિલાસની આંખ તરફ તાકી રહ્યો. ઉંડી વેદના એ આંખમાં વસી હતી. બેકદરદાનીનો અણુલખ્યો રોમાંચક ઇતિહાસ એ નાનકડી કીકીમાં હતો. વિલાસ પણ બોલ્યા સિવાય બેસી રહી-એ વેદનાને ઢોંગ માનતી હોય તેમ એકાદ મિનિટ પછી મદનરાય ઉઠયો. હાથમાંના પંખા વડે જોરથી પવન નાખવા લાગ્યો.

"બહુ ધામ થાય છે?"

"થાય જ ને!"

"તો ચાલો મારા ઓરડામાં.

વિજળીનો પંખો વિલાસના ઓરડામાં હતો. કામ કરતા મદનરાય કરતાં સ્પ્રીંગવાળા પલંગમાં નરમ ગાદલું નાખી પડી પડી અંગ્રેજી નવલકથા વાંચતી વિલાસને એ પંખાની વધારે જરૂર હતી! પરસેવો નીતરે ને ખજુરીના પંખાનો ખૂબ ઉપયોગ કરવા છતાં ન રહેવાય ત્યારે કામ પડતું મૂકી મદનરાય વિલાસના ઓરડામાં બેસતો. વિલાસના આગ્રહથી તેના ખંડમાં પંખો ગોઠવવામાં આવ્યો હતો. કોઈ કોઇ વખત પોતાના ખંડમાં બેસી કામ કરતો મદનરાય પરસેવો નીતરતો હોય ને કાગળો પલળતા હોય છતાં લખી રહ્યો હોય ત્યારે પલંગમાં લાંબીછટ ઘડેલી વિલાસના શરીર ઉપર, છતમાં જડેલા પંખામાંથી સખત પવન છૂટતો હોય ને એ મહારાણીનાં ઝીણાં કપડાં ઉડતાં હોય-ફરફરતાં હોય. પંખો ખરીદતી વખતે, વિલાસના આગ્રહને વશ થઇ કરેલી ભૂલ માટે મદનરાય પસ્તાતો. બધે ફેરવી શકાય તેવો પંખો ખરીદ્યો હોત તો સારૂં થાત એમ તે સ્વગત કહેતો ને

બીજીજ ક્ષણે વિલાસનો આગ્રહ જવાબ રૂપે હાજર થતો. ખેર, થવાનું હતું તે થઇ ગયું એમ વિચારી બીજો પંખો લાવવા પ્રેરાતો પણ તેની સ્થિતિને છાજતું નહોતું.

વિલાસ અને મદનરાય ઉઠીને વિલાસના ખંડમાં આવ્યાં. પંખો ચાલુ થયો ને મદનરાયનો વ્યાકુળ આત્મા ઠરતાં મોંમાંથી 'હાશ.' નીકળી ગઇ. મદનરાય પલંગમાં આડો થયો. વિલાસ જોડે ખુરશી નાખી બેઠી. કેટલાક વખત સુધી શી રીતે વાત ઉપાડવી તેનો વિલાસે વિચાર કર્યો.

તેને વિચારમાં પડેલી જોઇ મદનરાયે પૂછ્યું, " શા વિચારમાં પડી ગયાં છો ?

" કહું ? "

" જાણવા માટે તો પૂછું છું. "

" અકળાશો તો–"

" તો રહેવા દો. "

વિલાસ ભોંઠી પડી ગઇ. મદનરાયના જવાબે તેને નિર્વાચ બનાવી દીધી. લાચાર મોંએ અને હળેલી આંખે બેસી રહી.

" આપણે એક મોટર લાવીએ તો ? " છેવટે વિલાસે કહ્યું.

મદનરાય ભડકયો. વિલાસના વાર્તાલાપનું મધ્યબિંદુ હાથમાં આવી ગયું પણ તે આટલું બધું ભારે હશે એમ નહોતો ધારતો.

વિલાસ આગળ બોલી, " તમને કૉર્ટમાં જતાં આવતાં સુગમ પડે ને જયાં જવું હોય ત્યાં મારાથી જવાય. "

" હું જાણું છું કે તમે મોટરોમાં ફર્યા છો પણ દિલગીર છું કે મારી એ સ્થિતિ નથી." દુઃખી અવાજે મદનરાયે કહ્યું.

" શીરીને હું ચાલીને કલબમાં જાઉં છું તેની મશ્કરી કરી હતી."

મદનરાયે જવાબ ન આપ્યો.

" મોટરમાં જાઉં તો કોઇ મશ્કરી કરે ? અને મને પણ કેટલો બધો સંતોષ થાય ? " વિલાસે કહ્યું.

" તે સમજયો પણ કલબમાં જવા મોટર ન ખરીદાય. "

" તમારા કામમાં પણ આવેને ! "

" મારી તો વાતજ ન કરશો. "

" તો મારી સગવડ જુઓ. "

" જરૂર જોઉં. પત્નીને સુખી કરવામાં પુરૂષને અનહદ રસ પડે છે. તે માટે તે અગવડો વેઠી લે છે. તમને મોટર મળે તે હું ઇચ્છું છું પણ એટલું બધું ખર્ચ કરવા જેટલો પૈસો ઈશ્વરે આપ્યો નથી."

" આપશે. "

" તો તે વખતે જોઈ લઇશું. "

"પણ નવી સારી મોટરના બહુ તો ત્રણ હજાર થશે. શું ત્રણ હજાર રૂપિયા તમારી પાસે નથી?"

"છે. તેથી યે વધારે છે. ત્રણ હજારે પતતું હોય તો હમણાં લાવી આપું; પણ આ તો ચાલુ ખર્ચ ઉભું થાય છે અને તે પણ સવાસો–દોઢસો રૂપિયા! મારાથી એટલું ખર્ચ કરી શકાય તેમ નથી."

"હું બીજી રીતે ખર્ચ ઘટાડીશ."

"કઈ રીતે?"

વિલાસ જવાબ ન દઈ શકી. તેને હાથે થતાં બધાં ખર્ચ વ્યાજબી અને ઓછાં હતાં તેમ તે માનતી હતી. બીજાંને એ ખર્ચ અસ્થાને અને વધુ લાગે તે જુદી વાત છે. આમ હોવાથી તે એક પણ ખર્ચ ઘટાડી શકે તેમ નહોતું; પણ જવાબ દીધા સિવાય ચાલે?

"કોઇપણ રીતે ખર્ચ ઘટાડીશું. હું મારૂં ખર્ચ ઓછું કરીશ. તમે અનાથાશ્રમને, વિધવાશ્રમને, અંધશાળાને અને બેકારોને કામે લગાડનાર પેલી સંસ્થાને દર મહિને પૈસા આપો છો તે બંધ કરજો."

"તે નહીં બને."

નમ્રતાએ અને વિનંતીએ કંઇ ન ધોળ્યું એટલે વિલાસ કડક થઇ. તે ઉંચી થઇ, છાતી કાઢી બોલી, "શું એ ભટકતા અને શાપિત માનવીઓ કરતાં મારી કિંમત ઓછી ગણો છો? પત્ની કરતાં પરાયાં તમને વહાલાં લાગે છે?"

વિલાસે ધાર્યું હતું છે તેનું ઉગ્ર સ્વરૂપ જોઈ મદનરાય દબાઇ જશે. પણ એ આશા નિરર્થક હતી. વિલાસને ઉશ્કેરાયેલી જોઇ મદનરાય કડક થયો ને દબાવી દે તેવા અવાજે કહેવા લાગ્યો, "ત્યારે શું મદદને યોગ્ય દુઃખી માણસો કરતાં તમને તમારો સ્વાર્થજ વધારે સ્વીકાર્ય લાગે છે? મારા જીવનનું ધ્યેય પત્નીનેજ સુખી કરવાનું નથી પણ મારાં માનવભાંડુઓને બની શકે તેટલા વધારે મદદગાર થવાનું છે. હા, તમને દુઃખી કરતો હોઉં તો હું પાપી છું, નીચ છું પણ ગરીબ નિરાધાર દુઃખીયાંના પેટ ઉપર લાત લગાવી તમારા વિલાસને પોષવામાં ધર્મ માનતો નથી."

"તો પછી આ ઘર શા માટે રાખ્યું છે? આ ભટ્ટ અને ઘાટીને શા માટે રાખ્યા છે? પલંગમાં સૂવાનું ને સારાં કપડાં પહેરવાનું શા માટે છોડી દેતા નથી?"

"તમારે અંગે થતા ખર્ચ કરતાં મારે માટે થતું ખર્ચ ઓછું છે. ભટ્ટ અને ઘાટી મારે માટે છે. કહો તો આ ક્ષણે રજા આપી

હડે અને પલંગ સંભારો છો ? હું પલંગમાં સૂઉં છું પણ તમારા પલંગ ઉપર પંખો ફરે છે. હું સારાં કપડાં પહેરૂં છું પણ તેનું ખર્ચ તમારી એકજ સાડી કરતાં સહેજ વધારે છે."

"અને તે તમારી આંખમાં આવે છે ?"

"ના, હું માનું છું કે તેમાં કંઇ વધારે કરતો નથી; પણ સારાં છતાં તમારા કરતાં સોંઘાં કપડાં પહેરૂં છું તે બતાવવા માગું છું."

"એટલે હવે હું નાગી ફરૂં ?"

"એ તમારી ઇચ્છાની વાત છે."

"તમે કહોને !"

"હું શા માટે કહું ? હજી પણ તમારા ઘણા શોખ પૂરા કરવાની ઇચ્છા ધરાવું છું, હજી પણ તમને સંતુષ્ઠ જોવાને તલસું છું."

"પણ તે ભભૂતિ લગાવીને—"

"એટલે ?"

"ઓછે ખરચે મને સંતોષત્રી છે. ટાયલેટ સાબુ માગું તો લાવી આપો, બે થોથાં વાંચવાં હોય તો તે ખરીદી લાવો, બહુ તો બસો-અઢીસો રૂપિયાની જણુસ કરાવી આપો."

"હા. એમજ."

"અને મોટર ?"

"અશકય."

"મોટર માટે રૂપિયા લેવા જવું પડે તેવું નથી. બેંકમાં જમે છે છતાં મોટર અશકય; કારણકે તે હું માગું છું. તમને ઇચ્છા થાય તો ટેલીફોનથી ખરીદ કરો. હું ઇચ્છું ને નમ્રતાથી કહું તો નકારનો પાવાગઢ જેવડો પથરો !"

"કારણ કે તમારી ઇચ્છા હાથી જેટલી ભારે છે."

"તો પછી મારી સાથે લગ્ન કર્યું શા માટે ?"

"ભિખારી થવા." મદનરાયે તિરસ્કારથી કહ્યું.

"પત્ની પાછળ ભિખારી થનાર પતિને ધન્ય છે. શીરીં પાછળ મરી જનારો ફરહાદ, કોમરાસ્કી પાછળ લૂંટાએલો ગોમ્પાજી..."

"એ બધું ખરૂં પણ શીરીં અને કોમરાસ્કી એકેક જણને ચાહતી હતી, તેઓ માનેલા એક પ્રિયતમ સિવાય અન્ય તરફ નહોતી જોતી."

એટલે શું હું બીજાઓ તરફ નજર નાખું છું ?"

"ના."

"એક પ્રિયતમને નથી ચાહતી ?"

"ચાહે છે પણ બીજા નંબરના એકને."

ક્રોધથી સળગી રહેલા મદનરાયને પોતે શું બોલે છે તેનું ભાન ન રહ્યું. ક્રોધાવેશમાં તેણે વિલાસને એવા શબ્દો સંભળાવ્યા જે ભડભડાટ સળગતા અગ્નિમાં ઘીના મોટા જથ્થા સમા થઈ પડયા. આ કાતીલ ટાણે વિલાસને કોચી નાખી. એના ક્રોધની આગ સહસ્ર જ્વાળાઓએ ભભૂકી ઉઠી. બંને ક્રોધના શયતાનના હાથમાં જઈ પડયાં હતાં. ભાન ભૂલીને બોલ્યાં, ભાન ભૂલીને લડયાં—ન શરમ રાખી, ન પરિણામનો વિચાર કર્યો.

આ તડાતડીનું પરિણામ એ આવ્યું કે અત્યંત ક્રોધને વશ થઇ મદનરાય બહાર ચાલ્યો ગયો. રાંધેલું પડયું રહ્યું, ઘાટી અને ભદ્રને વાતોનો વિષય મળ્યો. વિલાસ અને મદનરાયે એકમેકની ગેરહાજરીથી પીડાતા હૃદયે રાત વીતાવી.

બીજે દિવસે મદનરાય આવ્યો પણ કેટલાંક જરૂરનાં કાગળિયાં લઇ ચાલ્યો ગયો. ન રોકાયો કે ન વિલાસને મળ્યો. એ દિવસે વિલાસે ન નવલકથા વાંચી કે ન તે કલબમાં ગઈ. રોઇ રોઇને આખો દહાડો કાઢયો. નાની સરખી ચિનગારીએ એવો દાવાનળ પ્રગટાવ્યો કે લડાઈને ત્રણ ત્રણ દિવસ થયા પણ મદનરાય ઘેર ન ડોકાયો ને વિલાસે માર્ગપ્રતીક્ષા કરી કરી અજંપો વહોરી લીધો.

---

# પ્રકરણ ૧૮ મું

## એક વરસ

કાળનું ચક્ર નિરંતર એક સરખું ફર્યા કરે છે. માનવ બુદબુદો પ્રગટે છે ને ફૂટી જાય છે. કોઇ વધારે જીવે છે કોઈ ઓછું. કોઇ ઓછું જીવી વધારે કામ કરે છે. કોઇ વધારે જીવી ઓછું કામ કરે છે; કોઈ ઓછું જીવી ઓછું કામ કરે છે, કોઇ વધારે જીવી વધારે કામ કરે છે. માણસો જન્મે, મોટાં થાય ને મરી જાય, આદરેલાં અધૂરાં રહે ને ધારેલાં મનમાં જ રહે; છતાં કાળનું ચક્ર એક જ ગતિથી ફર્યા કરે છે.

સેકંડ, મિનિટ અને કલાક, દિવસ, માસ ને વરસ એક પછી એક ચાલ્યાં જાય છે. દરેક મિનિટ કે દરેક માસ માનવ જીવનનો

મહત્વનો ઇતિહાસ પૂરો નથી પાડતાં. કેટલીક મિનિટો કે કેટલાક દિવસો એવા આવે છે જે જીવનને ઉજાળે છે. માનવ જીવનમાં સારૂં નરસું મહત્ત્વ ધરાવતા બનાવો બને છે. તેમનો આવરદા ઓછોવત્તો હોય છે, તેમનું વહેણુ સળંગ કે તૂટક હોય છે.

આપણી નવલકથાનું આ પ્રકરણુ એક વરસની વાતો કહેવા ઉઘડે છે. કાળ નિરર્થક નથી વહેતો. માણુસમાં કંઇ ને કંઈ ફેરફાર કરે છે. કેટલાક ફેરફારો એટલા સૂક્ષ્મ હોય છે કે આપણે જોઈ શકતા નથી તેથી કંઇજ નહીં બનેલું માનીએ છીએ. કેટલાંક પાત્રો તેમની લાયકાત પ્રમાણે આગળ વધ્યાં છે તે ઉડતી નજર નાખી જવાથી જ્ઞાત થશે.

બકુલા અને દુર્ગાપ્રસાદનું આદર્શ યુગલ સુખ અને સેવાની બેનીએ જ મધુર બંસરી બજાવે છે. દીનેશ અને ઉર્મિલાનાં કાર્યો ઉપર આદરભીની દૃષ્ટિ નાખે છે. આ વરસમાં મિલોએ સારો નફો કરેલો હોવાથી મોટા ચોપડાના જમે પાસામાં મોટી રકમ ઉમેરાઇ છે.

× × × ×

બળવંતરાય કાકાનો બહુએ આગ્રહ હોવા છતાં દીનેશ અને ઉર્મિલાએ પોતાના વિચાર ન ફેરવ્યા. તેમણે અનેક રીતે પ્રયત્ન કર્યા, બીજાઓ પાસે કહેવરાવ્યું, પોતે તપી જઇને કહ્યું પણ એ બધું નિરર્થક નીવડયું. છેવટે તેઓ ખૂબ અકળાયા ને 'ભોગ તમારા' કહી પોતાના હવાલામાંની મિલ્કત સોંપી દીધી.

બાર લાખ રૂપિયા ખર્ચી દવાખાનું તૈયાર કરવાની પ્રાથમિક તૈયારીઓ થઇ ગઇ છે. બીજા પાંચેક લાખ રૂપિયા એકત્ર કરી દવાખાનાને સારામાં સારી રીતે કાયમ ચાલુ રાખવાની યોજના ઘડાઇ ચૂકી છે. ભેગા કરવાના પાંચ લાખ રૂપિયામાં શેઠ દુર્ગાપ્રસાદે એક લાખ રૂપિયા આપ્યા છે. બીજા ચાર શેઠીઆને ખાનગીમાં મળી દીનેશે અને દુર્ગાપ્રસાદે દવાખાના માટે એક લાખ રૂપિયા મેળવ્યા છે. હવે ત્રણ લાખ બાકી રહે છે અને તેને માટે થોડા જ દિવસમાં એક જાહેર વિનંતી બહાર પડનાર છે. દવાખાનાનો વહિવટ કરવા ઉર્મિલા, દુર્ગાપ્રસાદ અને અમદાવાદના પ્રતિષ્ઠિત નાગરિક સર પુરૂષોત્તમદાસની કમિટિ નીમવામાં આવી છે. કમિટિએ દવાખાના માટે સ્થળ નક્કી કરવા પાંચ-સાત સ્થળો જોયાં છે ને વિનંતીપત્ર બહાર પડતા પહેલાં નક્કી કરવાનું ઠરાવ્યું છે.

હવે દીનેશ અને ઉર્મિલા નડિયાદમાં નથી રહેતાં પણ અમદાવાદમાં 'ગ્રીન કોટેજ'માં રહે છે. દવાખાનાના કામ માટે અને બીજા કેટલાક સંજોગોને લીધે અમદાવાદમાં રહેવાની તેમને ફરજ પડી છે.

દીનેશ અને ઉર્મિલાના આનંદનો પાર નથી. ઇશ્વરની કરૂણાથી અને પોતાના નિમિત્તથી હજારો વેડફાઇ જતી જીંદગીઓ બચાવનાર સંસ્થા ચાલુ થાય છે તેથી તેમનાં હૈયાં કોઇ અપૂર્વ તાનમાં આવી નૃત્ય કરી રહ્યાં છે. સદાયે કરૂણાથી છવાઇ રહેલું દીનેશનું મોં હસું-હસું થઇ રહ્યું છે. ઉર્મિલાનો આત્મસંતોષ એના રણકારભર્યા શબ્દો દ્વારા મૂર્તિમંત થાય છે. ફકીરીની મઝા કેટલી અપૂર્વ હોય છે તે આજ સુધી તેમણે કલ્પનાથી જાણ્યું હતું અને હવે તેનો ઉપભોગ કરે છે. એમાં જે મસ્તાની છે, જે આત્મસંતોષ છે અને જે અણુ-નમબલ પ્રગટ થાય છે તે માનવીને જે ઉચ્ચતમ ભૂમિકા તરફ લઈ જાય છે તે ભૂમિ તરફ જવા માટે પગલીઓ માંડી રહ્યાં છે. એમની નજર સામે દવાખાનાનું ભવ્ય મકાન ઉપસ્થિત થાય છે, ભાત ભાતનાં હથિયારો અને સેવાભાવી કાર્ય કરનારાંઓ દવાખાનાના પ્રત્યેક ખંડને શોભાવે છે. સેંકડો દુ:ખી-દરદીઓ રોતાંરોતાં આવે છે. કિંમતી દવાઓ, કુશળ દાક્તરો અને સેવાભાવી સેવકો તેમની સેવામાં હાજર થાય છે ને રોતાં આવેલાં હસતાંહસતાં વહાલાંને મળવા ઘર તરફ સંચરે છે. એ હાસ્ય દીનેશ-ઉર્મિલાને પાગલ બનાવે છે.

× × × ×

સુરેશ અને ઉષા માટે કંઇ ખાસ કહેવાનું નથી. પ્રણય-માર્ગનાં એ પ્રવાસીઓ તેમને માર્ગે આગળ વધી રહ્યાં છે. ઉષા ઘેલી ઘેલી થઇ સુરેશને ઘેર આવે છે, સુરેશ એની રોજની રીતે વાતો કરે છે ને ઉષા ગરીબ સુરેશ તરફ વધારે ને વધારે ખેંચાતી જાય છે. વસંતરાય, રશ્મિકાન્ત સાથે ઉષાને પરણાવવાની તૈયારીઓ કરી રહ્યા છે, તે બંને જાણે છે છતાં બેદરકાર છે. સુરેશ ઉષાના હૃદયના મુગ્ધ ભાવોથી રંગાઇ આનંદના આકાશમાં ગરૂડરાજની જેમ મહાલે છે. ઉષાની મનોહર મૂર્તિ ઘણી વખત અદૃષ્ઠ દેહે હવામાં તરવરતી દેખાય છે. એનો પ્રેમ સુરેશના હૃદયાકાશમાં મેઘધનુષ્યની જેમ સપ્તરંગે ઝળકી ઉઠે છે. એ અને એવાં બીજાં અનેક પ્રેમસ્ર સ્મરણો એને આનંદ અર્પે છે. સુરેશ એ સ્મરણોને લાડ લડાવે છે ને રશ્મિકાન્તને પરાજિત કરવા તૈયાર કરે છે. લગ્નનું મુહૂર્ત પૂછા-વામાં આવ્યું, એ દિવસે સુરેશને ઘેર ઉષા ગઇ. બંને વચ્ચે થયેલો વાર્તાલાપ જાણવા જેવો છે.

"મુહૂર્ત પૂછાવ્યું." ઉષાએ કહ્યું.

"કોના લગ્નનું ?"

"મારા."

"કોની સાથે ?"

ઉષા શરમાઇ ગઇ.

"શરમાઓ છો શા માટે ? કહી દોને કે 'તમારી સાથે'. આ સમાચાર રશ્મિકાન્તને ખુશ કરશે ને મારા દિલમાં આગ પ્રગટાવવાને બદલે ગરમી ફેલાવતો નાનકડો દીવો પ્રગટાવે છે. પણ લગ્નને દિવસે એ બધું પલટાઇ જશે. રશ્મિકાન્તને બદલે સુરેશ પરણશે." સુરેશે કહ્યું.

"એવું શી રીતે થશે ?"

"જોયા કરજો ને ! તમને કહેવામાં આવશે."

"ક્યારે ?"

"લગ્નને દિવસે કે આગલે દિવસે."

"આજે કહોને !"

"આજે કહેવાનો કંઇ અર્થ નથી, તેમ મારી યોજના પરિપૂર્ણ નથી. માત્ર ખોખું તૈયાર થયું છે ને તેમાં રંગો પૂરવાના છે. એ કામ અનેક જણના વિચારો લીધા પછી કરવાનું છે. સંભવ છે કે તદ્દન નવું ચિત્ર ચીતરવું પડે, આથી ઠેકાણા વગરની વાત જાણવાની શી જરૂર છે ?"

"ભલેને, હું તો નિશ્ચિંત છું. તમે કહેશો તેમ કરવા તૈયાર થઇને બેઠી છું."

"મારે પણ એટલું જ જોઈએ છીએ. આપણે બંને ભેગાં થઇને એ રૂઢીવાદી આબરૂના ઇજારદારોની સાન ઠેકાણે લાવીશું. મઝા પડશે." કહી સુરેશ હસ્યો.

સુરેશના એ હાસ્યે ઉષાને ગાંડી ગાંડી બનાવી દીધી. પ્રેમના પૂરથી એની હૃદયસરિતા છલકાવા લાગી. એક છોળ આવી ને પ્રેમ વ્યાકુળ ઉષા ઉછાળો મારીને સુરેશને વળગી પડવા તૈયાર થઇ પણ હજી લગ્ન નથી થયાં તેનું ભાન થતાં પાછી પડી. એનું મોં લાલ લાલ થઇ ગયું.

સુરેશે આ જોયું. આવી પ્રેમાળ સુંદરીના કોડ પૂરા કરવામાં નિર્ધનતા આડી આવશે એ દુઃખે દુઃખી દેખાયો. ઉષા ઉપર દયા આવી. તે ઉષા તરફ અમી-ઝરતી આંખ ફેરવી બોલ્યો, "માઠું લાગે તેવું હોય તો માઠું ન લગાડશો. ફરજ મને પ્રેરણા કરે છે એટલે કહ્યા સિવાય નથી રહી શકતો."

"કહોને શું કહેવું છે ?" ચીપી ચીપીને બોલતા સુરેશના શબ્દોથી ચમકી, પડી ગયેલા મોંએ ઉષાએ કહ્યું: "વાર શા માટે લગાડો છો ?"

"મારા જેવા નિર્ધનને પરણી મને લાગે છે કે તમે સંપૂર્ણ સુખ નહીં ભોગવી શકો." સુરેશે ધીમેથી કહ્યું.

"ઉર્મિલા અને દીનેશે હતું તે ધન પણ તજી દીધું."

સુરેશનું મોં બંધ થઇ ગયું. હવે શું બોલવું તે તેને ન સમજાયું. ઉષા આ મુઝવણુ સમજી ગઇ એટલે આગળ બોલી, "હું પૈસાની પ્યાસી નથી, પ્રેમની છું. પ્રેમ હશે ને પૈસો નહીં હોય તો ચા લશે. મને વસ્ત્રાભૂષણુનો શોખ નથી, શહેરની સુંદરીઓને આંજી નાખવાના કોડ નથી. હું એક વસ્તુ માગું છું અને તે પ્રેમ."

"આવાં પ્રેમ શૃંખલાથી બધ્ધ થયેલાં પ્રણયપંખીડાને કોની બીક હોય ?

× × × ×

વિલાસની વાતો તો બહુ ભારે છે. હજી તેને મોટર નથી મળી. મોટરની લાલસા એના દિલમાં નિરંતર જળ્યા કરી એને તપાવે છે, તે સાથે એક વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થઇ છે. મદનરાય અને વિલાસના હ્રદયખેંચાણુના તાર તૂટી ગયા છે. દિવસ ઉગ્યે તેઓ એક બીજાથી દૂર ને દૂર જઇ રહ્યાં છે. એક બીજા પ્રત્યે માન વૃત્તિ હતી તેનો નાશ થઇ ગયો છે. મદનરાય વિલાસને વ્યભિચારીણી અને વિલાસાસક્ત ઘેલી માને છે. પોતાના મતને નહીં અનુસરનાર મદનરાય ઉપર વિલાસને તિરસ્કાર આવે છે. એ માને છે કે આવાં ઢોર જેવાં માણુસો ગોળીથી વીંધી નાખવાને લાયક છે. બધા પુરૂષો નિષ્ઠુર, સ્વાર્થી અને કપટી હોય છે એ તેની નવી શોધ છે. બિચારી પોતાનો વાંક નથી દેખી શકતી. તેણે 'યંગ લેડીઝ ક્લબ' ના સભ્યો સમક્ષ આ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું ને ખોટા થર્મોમિટરથી માપેલા પરિણુામોની દલીલો ગોઠવી હતી. એના વ્યાખ્યાનને ક્લબની બધી સ્ત્રીઓએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધું હતું ને એક સુધારાપ્રિય ગણુાવા મંથન કરતા દૈનિકે ખૂબ અગત્ય આપી, પ્રશંસાથી ભરપૂર અગ્રલેખ લખ્યો હતો.

મદનરાયને અને વિલાસને બનતું નહીં. જાણી જોઇને આ લપ વળગાડી તે માટે બિચારો મદનરાય પશ્ચાતાપ કરતો ને મોટે ભાગે ઘરબહાર રહેતો. ના છૂટકે ઘેર આવતો. એકમેક પ્રત્યે જન્મેલા તિરસ્કારથી ભરપુર વાતચીત ઉંચા દિલે થતી. બંને સમસમી ઉઠતાં, બંને દુઃખના ઉના નિસાસા નાખતાં.

× × × ×

બળવંતરાય અમેરિકા જવા તૈયાર થઇ રહ્યા હતા. ત્યાં એમની જરૂર હતી; પણુ પુત્રને પરણુાવ્યા સિવાય જવાનું ઠીક નહોતું લાગતું. આથી જેમ બને તેમ વહેલું લગ્ન લેવા તેઓ વસંતરાય ઉપર દબાણુ કરી રહ્યા. તેમના દબાણુને વસંતરાય વશ પણુ થયા હતા.

રશ્મિકાન્ત આનંદમાં હતો. લગ્નના દિવસની ચાતકદૃષ્ટિએ રાહ જોતો દિવસો વ્યતીત કરી રહ્યો હતો.

× × × ×

મહેન્દ્ર એની બદમાસીમાં ફાવ્યો હતો. 'મજૂર સંઘ' ધમધોકાર ચાલતો હતો. હજારો મેમ્બરો થયા હતા ને પચાસ હજાર રૂપિયાની આવક ચાલુ થઇ હતી. લગભગ ત્રીસ હજાર રૂપિયા મજૂરોની ઉન્નતિ પાછળ ખર્ચાયા હતા ને વીસ હજાર તેના મંડળના સભાસદોમાં વહેંચાયા હતા, પણ તે છૂપી રીતે ખોટો હિસાબ બતાવીને.

હવે તે એક વિશાળ અને સગવડવાળા બંગલામાં સદ્‌ગૃહસ્થના ઠાઠમાઠથી રહેતો હતો. મોટા મોટા માણસોને મળતો હતો. તેમની સાથે સેવાભાવથી છલકાતી વાતો કરતો હતો ને જગતની આંખમાં ધુળ નાંખી રહ્યો હતો. બદમાસની બદમાસીથી અજાણ્યા મજૂરો મહેન્દ્ર ઉપર વારી જતા, મહેન્દ્રની જય બોલાવતા ને તેને માન આપતા. મહેન્દ્ર મજૂર ઉન્નતિને નામે પૈસા મેળવવાની જુદી જુદી રીતો અજમાવતો, પૈસા મેળવતો ને વાપરતો. મુંબઇમાં બદમાસ તંત્રીના તંત્ર નીચે ચાલતું, 'મજૂર હિતેચ્છુ' પત્ર મહેન્દ્રની વહારે ચઢ્યું હતું. તે વારંવાર મહેન્દ્રની મહાનુભવતાનું દર્શન કરાવવા, પ્રશંસાના પ્રત્યેક શબ્દથી ભરપુર લેખો બહાર પાડતું. કારણ? મહેન્દ્રે તેને એક હજાર રૂપિયાનો ચેક આપ્યો હતો. પ્રચારકાર્યના ખર્ચ ખાતામાં એ રૂપિયા નાખવામાં આવ્યા હતા. અને તે પ્રચાર ઉપર જણાવ્યું તેવા પ્રકારનો હતો. મહેન્દ્ર આટલો ઉપકાર કરીને અટક્યો નહોતો. પોતાના કાબુ તળેના હજારો મજૂરોને ગ્રાહક કર્યા હતા. છાપું ખૂબ નફો કરતું થયું હતું ને મહેન્દ્રનો તેમાં ભાગ હતો!

એકંદરે દોઢ વરસમાં 'મજૂર સંઘ હેરત પામાડે તેવી સ્થિતિમાં આવ્યો હતો અને તે મહેન્દ્રની ચાલાકી તથા સહકારીઓના તનતોડ સહકારને આભારી હતું.

# પ્રકરણ ૧૯ મું

## મીઠો અકસ્માત

ઉષાનાં લગ્ન નિરધાર્યાં હતાં. આવતી કાલે જાન આવવાની છે, બે દિવસ અગાઉ સુરેશે રશ્મિકાન્તને નીચે પ્રમાણેનો તાર કર્યો હતો.

"ઉષા મને ચાહે છે ને મારી સાથે લગ્ન કરવાની ઉત્સુકતા ધરાવે છે. તમારા પોતાના વ્યક્તિત્વના રક્ષણ માટે અને તમારા કુળની આબરૂના કાંકરા ન થાય તે માટે પરણવા આવવાનો વિચાર માંડી વાળજો. આવશો તો કાળા વાવટા તમારૂં સ્વાગત કરશે, નવયુવાનોની સેના તમારા મનોરથને છિન્નભિન્ન કરી નાખશે, —સુરેશ."

આ તાર વાંચી રશ્મિકાન્ત ડર્યો હતો છતાં હસ્યો હતો. વિફરેલી યૌવનશક્તિના સામર્થ્યનું બિચારાને ભાન નહોતું. તેણે બળવંતરાયને તાર વંચાવ્યો. સુરેશ નામના ક્ષુદ્ર જંતુએ બતાવેલા મોઢાના જોરથી, તાર વાંચીને તરતજ તેઓ ખૂબ હસ્યા. "પરણવા નહીં આવવામાં તારા કુળને કલંક લાગે તેવું છે તે પણ એ અલ્પ માણસ સમજી શકતો નથી ને ઉષા જેવી અપ્સરા મેળવવાનો મનસુબો રાખે છે." તેમણે રશ્મિકાન્ત તરફ જોઈ કહ્યું.

"પણ પિતાજી. એ લોકો લગ્નમાં અડચણ ઉભી કરશે તો?" રશ્મિકાન્તે પૂછ્યું.

"શી અડચણો ઉભી કરશે?"

"કન્યાને ઉઠાવી જશે તો—"

"હજારો માણસો વચ્ચેથી કન્યાને ઉઠાવી જશે? શી ગાંડી વાત કરે છે?"

"ઉષા પોતે ચાલી જશે તો?"

"એનાં માબાપ જવા કેમ દેશે?"

"છતાં ચાલી જશે તો?"

"પાતાળમાંથી શોધી લાવીશું. કન્યાના ઘરની આસપાસ પોલીસનો પહેરો બેસાડીશું. ભયંકરમાં ભયંકર ચોરોને સાચવી શકાય છે તો એક છોકરી નહીં સચવાય?"

"યુવકો કૉર્ડન કરી આપણને અટકાવશે તો?"

" બળજબરીથી આગળ વધીશું. છેવટે પોલીસની મદદ માગીશું. એક-બેને પકડી અંધારી કોટડીમાં ધકકેલી દીધા એટલે બધા સીધા દોર."

લક્ષ્મી અને આપખુદી ઉપર મુસ્તાક રહેલા બળવંતરાયને યુવકોના બળની ખબર નહોતી. કુળની આબરૂ અને મિથ્યા મમતની પાછળ મૂર્ખશીરોમણીઓની જમાતમાં દાખલ થવાની તૈયારીઓ તેઓ કરી રહ્યા હતા. જેમ બળવંતરાયની આંખ સુરેશના તારથી ન ઉઘડી તેમ વસંતરાયની આંખ ઉષાની બીજી વખતની અને છેલ્લી ચેતવણીથી ન ઉઘડી, બંને વેવાઈઓ કુળકીર્તિની મદિરાથી ઉન્મત્ત બન્યા હતા. ધસીને કાપી નાખવા, છરી લઇ ઉભેલા માણસ સામે નાક ધરીને ઉભા હતા. લગ્નને દિવસે બનનારા બનાવની તેમને કલ્પના પણ નહોતી. તેમને ઉથલાવી નાખવા એક પ્રચંડ શક્તિ આગળ ધસી આવે છે તેનું ભાન નહોતું.

લગ્નને આગલ્યે દિવસે સંધ્યાકાળે વિકટોરીઆ ગાર્ડનના એક ખુણામાં કેટલાક યુવકોની મંડળી ભેગી થઈ હતી. બધા યુવકો કોઇની રાહ જોઈ રહ્યા હતા. તેઓ અંદરો અંદર વાતો કરતા ને અટકતા હતા. કેટલીકવાર પછી સુરેશ, દીનેશ અને ઉર્મિલા ત્યાં આવ્યાં. મીઠા મધુર ગણગણાટથી યુવકોએ તેમને વધાવી લીધાં. ત્રણેએ બેઠક લીધી. યુવકોની નજર તેમના ઉપર ચોંટી રહી. તેઓ શું કહે છે તે જાણવા ઉત્સુકતા છવાઇ રહી.

ઉર્મિલાએ બેઠાં બેઠાં વાત કરતી હોય તેવી ઢબે કહેવા માંડયું, " મિત્રો, આપણી આ સભા શા માટે બોલાવવામાં આવી છે તે મારે કહેવું ન પડયું હોત તો ઠીક થાત; પણ કહેવાની જરૂર લાગે છે. ઉષા રશ્મિકાન્ત સાથે પરણવા નથી ઇચ્છતી તે તમે જાણો છો. તે તો આ સુરેશને ચાહે છે. બાળકો લગ્ન જેવા ગંભીર વિષયમાં ભૂલ કરતાં હોય તો તેમને અટકાવવાની માબાપની ફરજ છે; પણ અહીં તો ઉષા જેવી સંસ્કારી બાળાનું તેના પિતાની સ્વાર્થવૃત્તિ ઉપર બલિદાન દેવાય છે. તે સુરેશને ચાહે છે, તેના હૃદયને બરાબર ઓળખી ગઈ છે અને એ બેને છૂટાં પાડવાનું એક પણ કારણ નથી; તોપણ્રી વસંતરાયને ઉષાને અણગમતી જગ્યાએ પરણાવવાનો હક નથી. કાયદેસર ઉષા સ્વતંત્ર છે, એ તકનો લાભ લઇ અમે અમારી મેળેજ લગ્ન અટકાવત. વળી સુરેશે એક એવી સરસ રીત બતાવી હતી કે જરાયે ધમાલ સિવાય સ્વાર્થીઓની બાજી ઉંધી વળી જાય; પણ અનેક કારણોસર અમે આ રસ્તો

લેવાનો નિર્ણય કર્યો છે. અમે તમારા સહકારની આશા રાખીએ છીએ. તમે સહકાર આપશો તો આવી રીતનાં થતાં કેટલાંયે લગ્નો અટકશે. ”

“ પણ ઉષા રશ્મિકાન્ત સાથે શા માટે પરણતી નથી ? ” એક અવાજ આવ્યો.

“ કારણ કે તે ઇચ્છતી નથી. ”

“ રશ્મિકાન્ત કરતાં સુરેશમાં એવું કંઇ વધારે નથી...”

“ એવું ન બોલો. જેનું દિલ જ્યાં લાગે ત્યાં બધું છે. ”

“ આવી બાબતમાં યુવકોની મોટી સંખ્યાને સંડોવવી તે ઠીક છે ? ”

“ આ પ્રશ્નથી મને માઠું લાગે છે. હું બે બાજુઓએથી આ પ્રશ્નને જોઉં છું. એક તો આ પ્રસંગમાં બળવાની તમને જરૂર નથી લાગતી. બીજી બાજુ ‘ સંડોવવી ’ શબ્દની પાછળ સમાઇ રહેલી છે. પહેલીનો જવાબ પહેલો આપીશ. જો તમને સેવાની-એક પણ માણસનું ભલું કરવાની ધગશ હોય તો આવો શબ્દ ભૂલેચુકે ન વાપરવો ઘટે. આ શબ્દપ્રયોગ ધગશના અભાવનો નિદર્શક છે. યુવકોએ કયા કાર્ય માટે સંડોવાવું જોઇએ તે નક્કી કરવા જેવું છે ? યુવકોનું ક્ષેત્ર આકાશ જેટલું વિસ્તૃત છે, પાતાળ જેટલું ઉંડું છે. જ્યાં સેવાની જરૂર પડે ત્યાં તેને દોડી જવાનું છે, પછી ભલે એ કામ નાનું હોય. મોટાં કુકર્મો અટકાવવાનું ધ્યેય રાખીએ ને નાનાંને તજી દઇએ તો ભારે અનર્થ થવાનો સંભવ છે. મોટાં કરતાં નાનાં નિંદ્ય કાર્યોની સંખ્યા મોટી હોય છે એટલે એકંદર થતું નુકશાન નાનાં નિંદ્ય કાર્યોથી વધારે થાય છે. હવે આ કાર્ય નાનું છે કે મોટું તે બતાવવા પ્રયત્ન કરૂં છું. એક વખત કબુલ કરી લઉં કે તે નાનું છે પણ બીજી અનેક રીતે મોટું છે. આ પ્રસંગનો લાભ લઇ અમે બળવો સળગાવવા માગીએ છીએ; બહેરા કાનોને સંભળાવવા માગીએ છીએ કે આપખુદીનો અમરપટો નાશ પામ્યો છે, માબાપોની આપખુદી ન નિભાવવાનો સમજુ યુવાનવર્ગે દઢ સંકલ્પ કર્યો છે. તે સંકલ્પ ઉપર વિજયની મહોર લગાવવા બળવાનો આશરો લીધો છે. બળવાથી મેળવેલા નાના સરખા વિજયથી મહાવિજયની આકાંક્ષા પ્રદિપ્ત થશે, નાની સરખા ચિનગારી મહાનલ પ્રગટાવવાનો આદેશ આપશે. આ વસ્તુ સ્વીકારી અમે આ માર્ગ લીધો છે અને જો તે તમને ઠીક લાગતું હોય તો સામેલ થાઓ.

ઉષા જેવી સમજુ બાળાએ પોતાની જાતે સંકલ્પ કર્યો છે અને કેટલાંક બુદ્ધિશાળીઓની અનુમતિ મેળવી છે તેજ કારણુ આ બળવામાં સામેલ થવા તમારે માટે પૂરતું છે. હું પોતે આ પ્રસંગને બળવાથી સામનો કરવાને યોગ્ય માનું છું. જે માનતા હોય તે સહકાર આપે, ન માનતા હોય તે દૂર રહે. એક કે બીજે રસ્તે અમે જીત મેળવવાનાં છીએ તે ચોક્કસ છે."

"બળવો ન કરવો પડે તે માટે તમે કંઇ પગલાં લીધાં છે?" બીજો એક અવાજ આવ્યો.

"ઉષાના પિતાને અને રશ્મિકાન્તને સમજાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. શરૂઆતમાંજ ચેતવણીઓ અપાયેલી ને હમણાં થોડા વખત પહેલાં પણુ તેમ થયેલું. અમે જાણીએ છીએ કે બળવો અટકાવવા પ્રયત્ન કર્યા સિવાય કરવામાં આવેલો બળવો અધર્મ છે. આથી અમે બન્યા તેટલા પ્રયત્નો કર્યા છે પણુ બંને મક્કમ છે."

"ઉષા શું કહે છે?"

"બળવો."

"તો અહીં આવી કેમ નથી?"

"જીત મેળવવા અને એ રીતે પોતાના વણુસી જતા જીવનને બચાવવા તે બધી સાવચેતીઓ લઇ રહી છે. એક યોજના નિષ્ફળ જતાં બીજીનો આશરો લેવા તૈયાર છે. એટલે યોજનાઓને અંગે જે સાવચેતીઓ રાખવી જોઇએ તે રાખવા આવી નથી. આવી હોત તો સારૂં થાત એમ હું માનું છું પણુ નથી આવી તેથી તેને સહકાર ન આપવો એમ માનતી નથી." ઉષાએ બધાને જીતતા સ્વરે કહ્યું.

કોઇપણુ કાર્યમાં ઝંપલાવતા પહેલાં કરવી જોઇએ તેવી ચોકસી કરવા થયેલા આ વાર્તાલાપે યુવકો ઉપર સુંદર અસર કરી. તેઓ આ સામાજિક બળવામાં ભાગ લેવાનો સંકલ્પ કરીને જ આવેલા હતા. આ વાર્તાલાપે તેમના સંકલ્પને વધારે દૃઢ કર્યો.

આ પછી યુવકોની ટુકડીઓ પાડવામાં આવી અને આગેવાનોની નિમણુક કરવામાં આવી. જુદી જુદી ટુકડીઓને જુદા જુદા સ્થળે કામ કરવાનું સોંપાયું. એક ટુકડીને કાળા વાવટા લઇ સ્ટેશન ઉપર, જાન આવે ત્યારે હાજર રહેવાનું ઠર્યું, એકને જાન આવતા સુધી ઉષાને મકાને રહેવાનું નક્કી થયું. બીજી ટુકડીઓને જુદાં જુદાં કામ

સોંપવામાં આવ્યાં. એ કામ પુરૂં થતાં વરની પાસે જે ટુકડી હોય તેને મદદ કરવા ઉપડી જવાના હુકમ અપાયા. પચાસ–સાઠ યુવકોની નાની મંડળી ઉપર ઉત્સાહ અને હર્ષનું પ્રબળ વાતાવરણ છવાઈ ગયું, દરેકના હૈયામાં યૌવનનું બળ ઉછાળા મારવા લાગ્યું. છૂટા પડતી વખતે એક પ્રચંડ સૂર આકાશને ગજાવતો ગાજી ઉઠયોઃ

ઇન્કિલાબ ઝીંદાબાદ.

× × × ×

બીજે દિવસે સવારે વસંતરાયના મકાનમાં ભારે ચળવળ ચાલી રહી હતી. ઉર્મિલાની આગેવાની નીચે યુવકોએ ઉપાડી લીધેલા કાર્યના સમાચાર તેઓ ઉઠયા કે તરત મળ્યા ને મોં પડી ગયું. હવે શું થશે તેની ચિંતાએ વિહ્વળ બની ગયા. ઝટપટ દાતણપાણી કરી સ્નાન કરી લીધું. ચા–નાસ્તાનું ભાન રહ્યું નહીં. દાતણ કરતાં ને નહાતાં તેઓ મૂઢની જેમ વારંવાર બેસી રહેતા. ભાન થતાં ચમકીને કામ શરૂ કરતા ને વળી પાછા ઠરી જતા. તેમણે ઉષાને પાસે બોલાવી. ઉષા આવી. પિતાના દીન બની ગયેલા મોંએ તેને દુઃખી કરી.

પાતાળમાંથી આવતો હોય તેવા અવાજે, ધડ ઉપરનું ડોકું બળાત્કારે સ્થિર રાખતા હોય તેવો પ્રયત્ન કરતાં વસંતરાયે કહ્યું, "ઉષા, બેટા, રશ્મિકાન્ત સાથે લગ્ન કરવા નથી ઇચ્છતી ?" અને તે આશાભરી આંખે પુત્રી તરફ જોઇ રહ્યા.

"પિતાજી, મેં તમને અગાઉથી કહી દીધેલું છે ને !"

"શું કહ્યું હતું ?"

"ભૂલી ગયા ?"

"ના, ભૂલ્યો નથી પણ તારે મોંએથી ફરીથી સાંભળવા માગુ છું. કહે, ઝટ કહે, રશ્મિકાન્ત સાથે લગ્ન કરવા નથી ઇચ્છતી ?'

"ના."

"શું ?" સ્વર લંબાવી નરમાશથી વસંતરાય બોલ્યા.

"ના."

"શાથી ?"

"હું તેને નથી ચાહતી."

"ધિક્કારે છે ?"

"ના, ધિક્કારતી પણ નથી."

"આ તોફાન તેં કર્યું ?"

"કયું ?"

"યુવાનોનું ટોળું તોફાન કરવા ઉભું થયું છે..."

" તે હું નથી જાણતી."

" ગમે તેમ હો. બેટા, તારા બાપની આબરૂ બચાવવા એ લોકોને હઠ છોડવા સમજાવ. તારૂં કહ્યું માનશે."

" પિતાજી, એ મારા અધિકારની વાત નથી."

" તો કોના અધિકારની છે."

" ઉર્મિલાના."

" ઠીક, બેસ. ટેલીફોન કરીને ઉર્મિલાને બોલાવું છું. થોડા વખતમાં જ આવી પહોંચશે. કામ હોય તો જા. ઉર્મિલા આવશે ત્યારે જરૂર પડશે તો બોલાવીશ."

ઉષા ગઈ. વસંતરાયે 'ગ્રીન કૉટેજ' માં ટેલીફોન કર્યો ને એકદમ, મિનિટ પણ ગુમાવ્યા સિવાય આવવાની ઉર્મિલાને વિનંતી કરી. કારણ પૂછવામાં આવ્યું પણ જણાવ્યું નહીં. ઉષાને કંઇ થયું હશે એવી બીકે મારતી મોટરે ઉર્મિલા આવી પહોંચી. વસંતરાય તેની રાહ જોતા બારણા આગળ ઉભા હતા. ઉર્મિલાને લઇ તેઓ પોતાના ખંડમાં આવ્યા. બંનેએ બેઠક લીધી.

" યુવકોનું ટોળું તમે તૈયાર કર્યું છે ?" વસંતરાયે પૂછ્યું.

" હા."

" એ શું કરશે ?"

" વરરાજાને પાછા કાઢવાના શક્ય તેટલા બધા પ્રયત્નો કરશે."

" મારા ઉપર દયા લાવી આ ધમાલ પડતી મૂકો. તમને વિનંતી કરૂં છું, તમારે પગે પડું છું. મારી આબરૂના કાંકરા કરી જીવતરને રદ ન કરી નાખો."

વસંતરાયના શબ્દોએ અને ચહેરાએ ઉર્મિલાનું હૃદય પીગળાવ્યું. આબરૂના મૃગજળ માટે પાગલ બની ભટકનાર પુરૂષની દયા આવી. ઉર્મિલાએ જોયું કે આ શબ્દો બોલતી વખતે વસંતરાયની આંખમાં ઝળઝળિયાં ભરાઈ ગયાં હતાં, સાદ ધ્રૂજતો હતો અને પગ થરથરતા હતા.

" પૂજ્યશ્રી ! ઉષા મારી બહેનપણી છે અને તેના આપ પિતા છો એટલે હું તો આપની પુત્રી છું. વળી આપે મારા ઉપર કેટલા ઉપકાર કર્યા છે ? મારા કાકાની ચિઠ્ઠી બતાવતાં જ આપે મને માગ્યા તેટલા રૂપિયા આપ્યા છે ને કેટલાય દહાડા ઘેર રાખી ખવરાવ્યું છે. એ ઉપકારોને હું ભૂલી નથી ગઇ. મને દિલગીરી થાય છે કે એ ઉપકારોને એક બાજુએ મૂકી આપની સાથે લડવું પડે

છે; પણ જો આપ ઉષાને રશ્મિકાન્ત સાથે પરણાવવાનું માંડી વાળો તો કશું નહીં થાય."

"તો કોની સાથે પરણાવું ?"

"ઉષા જેને ચાહે છે તેની સાથે."

"કોને ચાહે છે ?"

"તે ઉષા કહેશે."

ઉષા કોઇને ચાહે છે તે વસંતરાય જાણતા હતા પણ કોને ચાહે છે તે પ્રયત્ન કરવા છતાં જાણી નહોતા શકયા. ઉષાને પૂછ્યું તો તેણે પણ કહ્યું નહીં અને ઉર્મિલા આવો જવાબ આપે છે તેથી તે મુઝાયા.

"હવે મારાથી તે બની શકે તેવું નથી." વસંતરાય દુઃખી અવાજે કહેવા લાગ્યા. "અગાઉથી તમારૂં અને ઉષાનું કહેવું ન માન્યું. હવે પસ્તાઉં છું. મારી આબરૂ સાચવવા તમને વિનંતી કરૂં છું. મારી આબરૂ તમારા હાથમાં છે."

"તમારા હાથમાં છે. એક 'ના' સર્વ વિષમ સંયોગોને દૂર કરશે."

"તે સમજું છું પણ હવે વખત નથી રહ્યો."

"હું માનું છું કે હજી કશું બગડી નથી ગયું."

"ભૂલો છો."

"તો વરરાજાને પાછા કાઢવાના પ્રયત્નો થશે."

"મારી વિનંતી સ્વીકારો."

"મારો જવાબ એક જ છે. ખૂબ કામ છે એટલે જાઉં છું. માફ કરજો." કહી ઉર્મિલા ઉઠીને ચાલતી થઇ. દયાજનક નજરે વસંતરાય તેને જોઇ રહ્યા. દુઃખની અસહ્યતા દર્શાવતી ઢબે ડોકું હલાવ્યું ને શિથિલ થઇ પડયા.

× × × ×

ટ્રેન આવી.

વરરાજા બહાર આવતાં જ છૂપાઇ રહેલા કાળા વાવટાઓ બહાર નીકળ્યા, ઉંચા થયા ને હવામાં ફરફરી ઉઠયા. જાનમાં આવનારાંનાં હૈયાં ધડકયાં, ત્યાં તો ઉપરા ઉપરી અવાજ સંભળાયા:

"ઇન્કિલાબ ઝીંદાબાદ."
"વરરાજા પાછો જા."
"કળીને છુંદનાર ચાલ્યો જા."
"ઇન્કિલાબ ઝીંદાબાદ."

એક કાર્ડબોર્ડ ઉંચું થયું. તેમાં ભમરડા જેવડા અક્ષરે લખ્યું હતું;

" આત્મલગ્ન સિવાય દેહલગ્ન માટે તરફડિયાં મારનાર પ્રેમના ઓ ભિખારી અને લગ્નના નાલાયક ઉમેદવાર, આગળ ન વધ. તારે પગલે પગલે પાપની છાપો પડે છે, તારે શ્વાસેશ્વાસે વાતાવરણ કલુષિત થાય છે."

યુવકોના આ ધસારાએ અને કલશોરે જાનૈયાઓને હચમચાવી નાખ્યા. પૈસાના મદથી મગરૂબ બની ફરતા બળવંતરાય ટોળા તરફ ધસી આવ્યા ને સૌથી આગળ ઉભેલી સ્ત્રીની સામે આવી ઉભા રહી, ક્રોધના અંગારા વેરતી નજરે ટગર ટગર જોઇ રહ્યા.

" ઉર્મિલા, તું ?" બળવંતરાય બરાડયા.

" હા, કાકા."

" તને ઉછેરીને મોટી કરનાર કાકાની સામે લડવા આવવા જેટલી નિમકહરામ નીવડે છે ? ભણાવી તેનું આ ફળ ?"

" ભણતરે જ મને આ કામ કરવા પ્રેરી છે. કાકા, સંબંધ કરતાં ફરજ મહાન છે. એ ફરજ આ કામ કરવાનો સાદ દે છે. આમાંથી બચવા આપને અને રશ્મિને બહુયે કહ્યું હતું, બહુયે વિનંતીઓ કરી હતી પણ તે સ્વીકારવાનું આપને ઠીક ન લાગ્યું. મેં મારી ફરજ બજાવી હતી. હવે મારો શો વાંક ?"

" તને અને આખા ટોળાને કહું છું કે જાઓ."

" અમે નથી જવાનાં." ઉર્મિલાએ જવાબ આપ્યો.

" પરિણામ ખરાબ આવશે."

" તે વેઠી લેવા અમે તૈયાર થઇને આવેલાં છીએ."

આ તડાતડી ચાલતી હતી તે વખતે યુવકસેના હાથમાંના કાળા વાવટા જોરથી હલાવી રહી હતી ને પોકારો પાડતી હતી. વરરાજાની મૂઝવણનો પાર નહોતો. તે કંઇક બોલત પણ બળવંતરાય એ કામ કરી રહેલા હોવાથી થોડીવાર શાન્ત ઉભા રહ્યા ને પછી પોતાને માટે આવેલી મોટરમાં બેસી રંગ જોવા માંડયો. યુવકોમાં તાન વધતું જતું હતું. તેઓ ઉપરાઉપરી પોકારો કરતા હતા. બળવંતરાય વધારે ને વધારે ઉશ્કેરાતા હતા. જાનૈયાઓની સ્થિતિ અવર્ણનીય બની ગઇ. હવે શું થશે, ચઢી આવેલું આ તોફાની વાદળું કઇ રીતે વિખરાશે તેની ચિંતા કરતા કેટલાક આજુબાજુ જગ્યા શોધી બેસી ગયા ને કેટલાક ઉભા ઉભા તમાશો જોવા લાગ્યા. બે-ચાર જણા બળવંતરાયની મદદે આવી ઉર્મિલા અને યુવકોને સમજાવવા ફાંફાં મારવા લાગ્યા; પણ કાનના પડદા ફોડી નાખે તેવા

અવાજો વચ્ચે તેમનું બોલવું સાંભળાતું નહોતું. ગરબડાટ સાંભળી આજુબાજુથી કેટલાંયે માણસો ચાલી આવ્યાં હતાં ને આવ્યે જતાં હતાં.

"સાંભળશો ?" હાથ ઉંચા કરી, બૂમ પાડી બળવંતરાયે ટોળાને કહેવા માંડયું પણ તેમના શબ્દો સંભળાયા નહીં. તેમણે ફરીથી બૂમ પાડી. એકવાર, બેવાર ને ત્રણવાર. ત્રીજી બૂમે પોકારો બંધ રહ્યા ને યુવાનો બળવંતરાય શું કહે છે તે સાંભળવા તૈયાર થઇ ઉભા.

"તમને વિનંતી કરીને કહું છું કે પાછા જાઓ..." બળવંતરાય ટોળાને કહેવા લાગ્યા. પોતાની વિનંતી સ્વીકારાશે એવી તેમને ખાતરી હતી.

પણ ટોળાએ જવાબ દીધોઃ "તમે પાછા જાઓ."

"અમે પાછા જવા આવ્યા નથી."

"અમારે માટે પણ તેવું છે."

સ્ટેશન ઉપર તોફાન ચાલી રહ્યાના સમાચાર મળતાંજ વસંતરાય મારતી મોટરે હાંફળાફાંફળાં આવ્યા. તોફાન ન થાય તે સાચવવા–ટોળાને કાબુમાં રાખવા છ સિપાઇદાદાઓની પણ પધરામણી થઇ હતી. ખરેખરો રંગ જામ્યો હતો. જાનૈયાઓનાં હૈયાં ધડકતાં હતાં ત્યારે જોવા આવેલા લોકોમાં કુતુહલે આનંદ પ્રગટાવ્યો હતો.

લથડતે પગે મોટરમાંથી ઉતરતાં વસંતરાયના માથામાં છુંદ વાગ્યું પણ તેની દરકાર ન કરતાં તેઓ સીધા ઉર્મિલા પાસે આવ્યા. તેમના કપાળ ઉપર પરસેવાનાં બિંદુઓ જામી ગયાં હતાં, બેભાન જેવા બની ગયા હતા.

હાથ જોડી વસંતરાય ઉર્મિલાને કહેવા લાગ્યા, "મારૂં કહ્યું માનો ને મહેરબાની કરીને પાછાં જાઓ."

"અમારો એકજ નિર્ણય છે."

"પાઘડી ઉતારૂં છું."

"છતાં પણ નિર્ણય અચળ છે."

"અરે રામ, આ શું થવા બેઠું છે!" કહી બધાના દેખતાં વસંતરાયે બે હાથ વડે માથું કૂટયું ને નીચે બેસી જઇ તેઓ મોટા અવાજે રડવા લાગ્યા.

ઉર્મિલા અને યુવાનોનાં દિલ દ્રવ્યાં પણ તેઓ જાણતાં હતાં કે સામાજિક બળવામાં આવાં દૃશ્યોની પરંપરા ચાલુ રહેવાનીજ. સાચા બળવાખોરોએ હૃદયને વજ્રથીયે કઠોર ને પુષ્પથીયે કોમળ રાખવું જોઇએ. કરૂણ પ્રસંગથી કંપી જનાર કે ઉશ્કેરનાર બનાવથી

ઉશ્કેરાઈ જનાર સાચો બળવાખોર નથી. તે શુભાશયોથી યોજાએલા પવિત્ર બળવાને નિષ્ફળ નીવડાવે છે; એટલુંજ નહીં પણ કદાચ આખા સમાજને નુકસાનકારક થઇ પડે છે.

બળવંતરાયે નીચા નમી વેવાઇનો હાથ પકડી કહ્યું: "ઉભા થાઓ. રડો છો શું? આ લોકોને હમણાંજ સીધા કરી નાખું છું."

પોકારો બંધ રહ્યા હતા એટલે બળવંતરાયના આ શબ્દો ચારે બાજુ સારી રીતે સંભળાયા ને જોવા આવનાર વર્ગનાં સેંકડો મોંમાંથી વેધક અટ્ટહાસ્ય સરી પડ્યું. યુવાનો વધારે દૃઢ નિશ્ચયી બન્યા.

"બેસી જાઓ, મોટરોમાં બેસી જાઓ." જાનૈયાઓના એક ટોળા ઉપર નજર રાખી બળવંતરાયે ઉભેલી મોટરો તરફ આંગળી કરી કહ્યું.

જાનને તેડી લાવવા વસંતરાયે મોટરો માગી આણી હતી.

જાનૈયાઓ ધક્કામૂક્કી ખાતા ટોળામાંથી બહાર નીકળી મોટરોમાં ગોઠવાઈ ગયા. યુવક-સૈન્ય આગળ વધ્યું. આભના પડદા ચીરી નાખતા પોકારો ગગનમાં ઘૂમવા લાગ્યા. દરેક મોટર આગળ એક એક યુવાન ખડો થઇ ગયો. ઉર્મિલા જરા છેટે ઉભી ઉભી આ બધું જોતી હતી ને હુકમો આપતી હતી. બદલાયેલા વ્યૂહથી બળવંતરાય ગભરાયા. તે મોટરમાં નહોતા બેઠા. વેવાઇની જોડે ઉભા હતા.

"મોટરો ચલાવો." બળવંતરાયે હુકમ આપ્યો.

—પણ મોટરનાં આગળનાં વ્હીલ આગળ એકએક યુવાન ઉભેલો હોવાથી મોટર ચલાવનારા શી રીતે ચલાવે! બળવંતરાયની બુદ્ધિ બહેર મારી ગઇ હતી, શૉફરોની નહીં. તેઓ બળવંતરાયના શબ્દો ન સાંભળ્યા હોય તેમ પૂર્વવત બેસી રહ્યા.

"નથી સાંભળતા? મોટરો ચાલુ કરો." બળવંતરાય ફરીથી બરાડ્યા.

કશો ફેરફાર ન દેખાયો. પ્રેક્ષકવર્ગે બળવંતરાયની મશ્કરીમાં તાળીઓ પાડી ને કીકીઆરીઓ કરી. બળવંતરાય લાલ-લાલ થઇ ગયા. દબાવી દે, બીક લાગે તેવી નજર ચારે બાજુ ફેરવી.

"ચલાવ. મોટર ચલાવ." બળવંતરાયે એક શૉફર તરફ કેટલીકવાર સુધી તાકી રહ્યા પછી હુકમ કર્યો.

શૉફર ખીજાયો. વિના હકકે પોતાને હુકમ કરનાર બળવંતરાયને સંભળાવી દીધું: "શી રીતે ચલાવે? આગળ ઉભા રહ્યા છે તે નથી દેખતા?"

"ઉપર થઇને ચલાવ."

"તમારા બાપનું રાજ્ય નથી."

"વિચાર કરીને બોલજે. વસંતરાયની શરમે જવા દઉં છું. તારાથી મોટર ન ચલાવાય તો ખસ હું ચલાવું છું." કહી બળવંતરાય મોટર તરફ આગળ વધ્યા.

શૉફર ઉતરીને એક બાજુએ ઉભો. બળવંતરાય તેની જગ્યાએ જુસ્સાથી બેઠા. ન્યુયૉર્કમાં ચલાવેલી મોટરનો અનુભવ અહીં કામમાં આવ્યો. બળવંતરાયે ઉપરાઉપરી હૉર્નના અવાજ કર્યાં પણ હિમાલય જેટલી સ્થિરતાથી ઉભેલો યુવાન હાલ્યો નહીં. અભિમાનથી અંધ બનેલા બળવંતરાયે સેલ્ફસ્ટાર્ટરથી મોટર ઉપાડી. હજારો આંખો આ ભિષણ કાર્ય ઉપર દૃષ્ટિ લંબાવી રહી હતી. સેંકડો માનવહૃદયો આ કારમી ઘડીએ ધડકી રહ્યાં હતાં. મોટર ઉપડી. બળવંતરાય મોટર ચલાવવામાં કુશળ હતા એટલે યુવાનને ચગદી ન નાખ્યો પણ ઉછાળીને એક બાજુએ નાખી દીધો. સેંકડો મોંમાંથી ભયનો અવાજ નીકળી પડયો. લોકોનું ટોળું એ યુવાન તરફ ધસ્યું, ઉર્મિલા ત્યાં દોડી ગઈ. યુવાનને વાગ્યું નહોતું. તે તો ઉભો ઉભો હસતો હતો. આ બનાવને કેટલાકે ઈશ્વરી ચમત્કાર માન્યો.

બળવંતરાયની મોટર આગળ વધી પણ પાછળ કોણ? એક પણ મોટરને પાછળ આવતી ન દેખાયાથી જરા આગળ જઈ તેઓ મોટર પાછી લાવ્યા.

હજી અવાજ ઉઠતા હતા.

"ઇન્કિલાબ ઝીંદાબાદ."

"બળવંતરાય પાછો જા–ગોઝારા પાછો જા–"

બળવંતરાયની મોટર પાછી આવી એટલે વિશાળ માનવમેદનીએ 'શેઇમ' 'શેઇમ'ના પોકારોથી તેમને વધાવી લીધા. તેઓ નીચે ઉતર્યા. પોતાને હસતી ને તિરસ્કારતી માનવમેદની ઉપર નજર નાંખી. હવે શું કરવું તે સમજાયું નહીં. બળવંતરાયના આ કાર્યને ગુનો ગણી શું કરવું તેનો પોલિસનાં આવેલાં માણુસો વિચાર કરી રહ્યાં હતાં તેવામાં જોડેની હૉટેલવાળો દોડતો આવી પહોંચ્યો.

"વસંતરાય, વસંતરાય કોનું નામ છે? એ કયાં છે?" ચારે બાજુ નજર ફેરવતાં હૉટેલવાળો બૂમ પાડવા લાગ્યો.

"આ રહ્યો. શું છે?" કહી વસંતરાય આગળ આવ્યા.

"તમારે ઘેરથી ટેલીફોન છે. ઉષા ખુબ બિમાર છે."

સાંભળીને વસંતરાયના સાંધા ઢીલા થઇ ગયા. આજે એમને માથે દુઃખની ઝડીઓ વરસી રહી હતી. પેટ ભરીને ખાધું નહોતું, ચિંતાએ અને ધમાલે નરમ બનાવી દીધા હતા અને અધૂરામાં પૂરૂં કરવા આ સમાચાર આવ્યા. તેઓ બળવંતરાયે ચલાવી હતી

તે મોટરમાં બેઠા. જાનૈયા ઉતરી ગયા. શૉફર કૂદીને પોતાની જગ્યાએ બેસી ગયો ને તરત મોટર ચાલુ કરી. પૂર વેગમાં મોટર આગળ વધી.

કંઇ બનાવટ છે કે કેમ તે જોવાની ઉર્મિલાને જરૂર જણાઇ. ટુકડીમાંથી એક જણને આગેવાન નીમી, જાનને અટકાવવાની સૂચના કરી એક મોટર પાસે જઇ ઉભી. શૉફર સમજી ગયો. તેણે અંદર બેસી જવાની ઇશારત કરી એટલે ઉર્મિલા બેસી ગઇ ને તે મોટર પણ ઝપાટાબંધ ચાલતી થઇ.

ઘેર આવી વસંતરાયે જોયું તો ઉષાને ભાન નથી. તે મડદાની જેમ પડી રહી છે. દીનેશ અને બીજાં પાસે બેઠાં છે. દીનેશ પવન નાખે છે. વસંતરાય માંદી દિકરીની પથારી આગળ ધ્રુસકે ને ધ્રુસકે રોયા.

એવામાં સુરેશ અને ડૉકટર આવી પહોંચ્યા. ડૉકટરે કાળજીપૂર્વક ઉષાનું શરીર તપાસ્યું ને અભિપ્રાય આપ્યો, "દરદીના દિલને સખત આઘાત પહોંચ્યો છે. કેસ ડેન્જરસ છે પણ હું કહું તે પ્રમાણે કરશો તો બચી જવાનો સંભવ છે. એને એકાંત અને શાન્તિમાં રાખવાની જરૂર છે."

"કેટલા દિવસમાં મટી જશે?" ઉષાની માતાએ પૂછ્યું.

"હું કહું તે પ્રમાણે ચાકરી તો કરો."

"એ તો કરીશું જ." વસંતરાયે કહ્યું.

"તો પંદર દિવસ."

"ડૉકટરે જાતે કેટલાક ઉપચાર કર્યા પણ ઉષા ભાનમાં ન આવી એટલે દવા આપી, કેટલીક સૂચનાઓ ભાર દઇને કહી ચાલ્યો ગયો. ઉર્મિલા અને સુરેશ ઉષાની સારવાર કરવા લાગ્યાં.

વસંતરાયે દીનેશને કહ્યું. "તમે સ્ટેશન ઉપર જાઓ ને બળવંતરાયને કહો કે ઉષાની સ્થિતિ અત્યંત નાજુક હોવાથી એક પખવાડિયા સુધી લગ્ન થઈ શકશે નહીં. ન માને તો મારી પાસે તેડી લાવજો"

ઉષાએ કહ્યું, "અને બધા યુવકોને ખબર આપી દો કે ઉષાની બિમારીને લીધે લગ્ન બંધ રહ્યાં છે એટલે જવું."

બળવંતરાયને અને યુવકોને ખબર આપવામાં આવી. 'ઇન્કિલાબ ઝીંદાબાદ' અને બીજા વિજયસૂચક પોકારો કરતા યુવાનો વિખરાવા લાગ્યા.

—અને પરિણામ?

જાન પાછી ગઇ.

# પ્રકરણ ૨૦ મું

## એની એ

હજી મદનરાય ઘેર આવ્યો નહોતો.

સંધ્યાકાળ થયો હતો. મુંબઈને ઓવારે ઉતરેલા અંધકારને પરિહારવા ઇલેકટ્રિકના દીવા પ્રગટયા હતા ને ઝાંખા તેજે પોતાનું અસ્તિત્ત્વ બતાવી રહ્યા હતા. ઠંડી પડતી હતી એટલે લોકો ગરમ કપડાં પહેરી કે શાલ વગેરે ઓઢી ઝપાટાબંધ માર્ગ કાપી રહ્યા હતા. ધીમે ધીમે રજનીદેવીનું સામ્રાજ્ય વિસ્તરતું જતું હતું ને દિવસની ધમાલ ઓસરતી હતી.

વિલાસ મદનરાયની રાહ જોઇ રહી હતી. તે વારંવાર બારીએ આવતી, જતાં આવતાં માણુસો અને વાહનોને જોતી, મદનરાય ન દેખાતાં દૂર દૂર લંબાયેલા, ધમાલથી ભરપુર રસ્તા ઉપર નજર નાખતી, થાકીને બારીએથી આઘી ખસી જઇ ગુંથવાનું શરૂ કરતી અને વળી પાછી એની એ દશા. મદનરાય ચાલીને જ આવતો પણ કોઇ વખત ઓળખીતાની મોટર મળી જતી ને તે ઘેર મૂકવા આવી શકે તેમ હોતું તો મોટરમાં આવતો. વિલાસે બારીએથી ખસી ગુંથવાનાં સાધન હાથમાં લીધાં ન લીધાં ત્યાં તો હૉર્ન વાગ્યું. 'એ આવ્યા.' વિલાસના આખા શરીરમાં સંદેશો પ્રસરી ગયો.

પતિ તરફ પ્રેમ ન હોય છતાં સ્ત્રી તેના તરફ ખેંચાઇ રહેલી હોય છે. વિલાસ મદનરાય માટે બહુ સારી લાગણી નહોતી ધરાવતી, તેની સાથે સારી રીતે વાતચીત નહોતી થઈ શકતી છતાં મદનરાયને મળવા ઇચ્છતી હતી.

હૉર્ન સાંભળી ગુંથવાનાં સાધનો પાછાં નીચે મૂકી દઇ વિલાસે બારી પાસે જઇ ડોકિયું કર્યું. મદનરાયનો મિત્ર યશવંતરાય મોટરમાંથી ઉતરી મકાનમાં દાખલ થતો જોવામાં આવ્યો. તેને મૂકી મોટર ચાલી ગઇ. વિલાસ પાછી ફરીને બેઠી બેઠી ગુંથવા લાગી—જાણે યશવંતના આગમનની તેને ખબર જ ન હોય !

થોડી વારમાં એક સુંદર નવજુવાન વિલાસ સામે આવી ઉભો.

"ઓહો ! યશવંતરાય ?" યશવંતરાયના આગમનનું હમણાંજ ભાન થયું હોય તેવું બતાવતા અવાજે વિલાસ બોલી.

"મદનરાય કયાં ?"

"હજી આવ્યા નથી."

જવાબ સાંભળી યશવંત વિચારમાં પડી ગયો હોય તેવો લાગ્યો. તે આગળ વધતો અટક્યો ને ઉમરા ઉપર એક પગ મૂકી નીચું જોઇ ઉભો.

"કેમ વિચારમાં પડી ગયા? આવોને!" વિલાસે કહ્યું.

"મદનરાય મળશે ને અર્ધો કલાક રોકાવું પડશે એમ માની મેં તો મોટર પાછી મોકલી દીધી." યશવંત ખંડમાં દાખલ થતાં બોલ્યો.

"એમાં શું બગડી ગયું? એ નથી, કંઈ ઘર પણ નથી? બેસો." વિલાસે પલંગમાંથી ઉઠી ખુરશી ગોઠવી આપતાં કહ્યું.

યશવંત બેઠો. વિલાસ હાથમાં સોય દોરા રાખી સામે પલંગમાં બેઠી ને ગુંથવા લાગી.

"ભટ્ટ!" વિલાસે બૂમ પાડી.

"આવ્યો." આઘેથી જવાબ મળ્યો ને થોડી વારમાં મોટી ફાંદ અને તે ઉપર ઉગેલા વાળથી શોભિતો ભટ્ટ હાજર થયો.

"કેમ?" તમાકુ ભરેલા હોઠથી બરાબર હિલચાલ નહોતી થતી એટલે દાંતમાંથી બોલતો હોય તેમ ભટ્ટ બોલ્યો.

"ચા પીશો કે કૉફી?" વિલાસે યશવંતને પૂછ્યું.

"ચા."

"બે કપ ચા બનાવી લાવો." વિલાસે ભટ્ટને કહ્યું.

ખભા ઉપરના મેલા લુગડાના કકડાને હાથમાં લઈ વીંઝતો વીંઝતો ભટ્ટ ચાલતો થયો. વિલાસે ગુંથવાનું શરૂ કર્યું.

નીચું જોઇ કામ કર્યા કરતી વિલાસ તરફ યશવંત જોઇ રહ્યો. વિલાસ સુંદર હતી ને અંગના કળામય વળકાથી અત્યારે વધારે સુંદર દેખાતી હતી. વિજળીના દીવાનો પ્રકાશ એ સૌંદર્યને મોહક–આકર્ષક બનાવતો હતો. યશવંત એ પ્રફુલ્લ સૌંદર્યને આકર્ષણ ભરી મલિન દૃષ્ટિએ જોઇ રહ્યો. એવામાં વિલાસ હાલતાં; પહેરેલી વાદળી સાડી ઉપરની રૂપેરી કોર ચમકી. આ ઝગઝગતા સૌંદર્યે યશવંતને ઘાયલ કર્યો. એની દૃષ્ટિમાં જોર આવ્યું. નજર ન ઉઘડી. યશવંતની મલિન વૃત્તિઓનો પડઘો પાડતું વિલાસનું હૃદય હોવાથી કે દૃષ્ટિના ખેંચાણથી વિલાસે ત્રાંસી આંખે યશવંત તરફ જોયું. દૃષ્ટિના તાર સંધાઇ જતાં બંને હૃદયોએ થડકો અનુભવ્યો, બન્ને હૃદયોમાં ઝણઝણાટ થવા લાગ્યો, બંને હૃદય એકજ સંગીત સાંભળવા લાગ્યાં!

એવામાં ચા આવી. બંનેએ કપ હાથમાં લઇ ચા પીવા માંડી. યશવંતને આવ્યે ઓછો વખત નહોતો થયો પણ વાર્તાલાપ નહોતો થયો. વિલાસ બોલે એમ યશવંત ઇચ્છતો હતો પણ વિલાસની જીભ કરતાં આંખ વધુ કામ કરતી હતી.

"હું ક્યારનો આવ્યો છું પણ તમે એક અક્ષર પણ બોલ્યાં નથી. કેટલો અવિવેક!" યશવંતે વિલાસને વાતે વળગાડવાની તૈયારી કરી.

"હા, નથી બોલી."

"બહુ શરમાળ!"

"ના, ના, એવું કંઇ નથી; પણ શું બોલું?"

"શું બોલવા માટે કશું નથી? વાત કરવી હોય તો વાતના વિષયોનો શો તોટો? દુનિયા વાતોથી ભરપૂર છે."

"કેટલાક માટે વાતો કરવી હોય છતાં વિષયનો અભાવ હોય છે."

"એવું તમારે માટે?"

મંદ સ્મિત કરતાં વિલાસે ડોકું હલાવ્યું. એ ક્રિયાએ યશવંતને વીંધી નાખ્યો. ઘાયલ હૃદય વધારે ઘાયલ થયું ને નિર્લજ્જ બનવા લાગ્યું. બંનેએ કપ રકાબી મૂકી દીધાં. યશવંતે ખિસ્સામાંથી સોનાની ચકચકીત ડબ્બી કાઢી, ઉઘાડી તેમાંથી એક સીગરેટ લઈ સળગાવી. ધૂમાડાના ગોટેગોટ કાઢતો તે ખુરશીમાં આરામથી બેઠો ને વિલાસના સૌંદર્યની મદિરાનું પાન કરવા લાગ્યો. વિલાસ પણ યશવંતના સામું તાકી રહી. યશવંત તેને રૂપાળો ને સ્વીકાર્ય લાગ્યો.

"તમારૂં સૌંદર્ય અનુપમ લાગે છે." યશવંતે ધૃષ્ટતા કરી.

"અને તમારૂં?" શરમાતાં અને વિકાર અનુભવતાં વિલાસે પૂછ્યું.

વિલાસને જવાબ ન આપતાં યશવંત આગળ બોલ્યો, "સૌંદર્ય ઇશ્વરની અમોલી બક્ષીસ છે. એ બક્ષીસનો ઉપભોગ કરવાનું પણ નસીબમાં હોવું જોઇએ છીએ. ઈશ્વરે મદનરાયને તમારૂં સૌંદર્ય આપ્યું છે પણ હું નથી ધારતો કે તેનું નસીબ જોઈએ તેવું સારૂં હોય. તમારે બેને બનતું હોય તેવું મને લાગતું નથી."

"બરાબર છે. તેઓ મને તિરસ્કારે છે તેથી કરીને મારી અનેક ઉર્મિઓને નિર્દયતાથી કચડી નાખે છે. મારા હૃદયમાં કંઇ કંઇ આશાઓ અને આકાંક્ષાઓ ભરેલી છે, કંઇ કંઇ ભાવનાઓ અંતરને ખળભળાવે છે પણ શું કરૂં? સહકાર સારો મળ્યો નથી."

"તમે દુઃખી છો!"

"જેવી તેવી નહીં. સભ્ય સમાજમાં ફરવું હોય તો યોગ્ય સભ્યતા જાળવવા ખર્ચ પણ કરવું જોઇએ."

"જોઇએ જ."

"અને તે ન મળે ત્યારે મારે શરમાવું પડે. એમની પાસે માગું તો લડાઈ થાય."

"મદનરાયે શું ન આપ્યું."

"એક મોટર ખરીદવા આજે વરસ દહાડાથી કહ્યા કરું છું. એક વખત તો સખત લડવાડ થઈ પણ ખરીદતા નથી."

"શું કહે છે?"

"મોટર પાલવે તેવી સ્થિતિ નથી."

"તદ્દન નિષ્ઠુર પુરૂષ! પત્નીના સુખ માટે ગમે તેવી વિષમ સ્થિતિમાંથી પસાર થવું પડે, ગમે તેટલાં દુઃખ વેઠવાં પડે, દેવું પણ કરવું પડે. તેમાંયે સુંદર અને રસિક સ્ત્રી માટે તો ખાસ. મારી પત્ની તમારા જેટલી રૂપાળી કે બુદ્ધિમાન નથી તોપણ પાણીની માફક પૈસા વાપરે છે. હું જરાયે વિરોધ કરતો નથી. તમારા જેવી સ્ત્રી મને મળે તો............"

વિલાસ યશવંતના આગળના શબ્દો સાંભળવા ઉત્સુક નજર ઠેરવી, કાન માંડી, તૈયાર થઇ રહી. તેનાથી બોલી જવાયું, "તો... હાં, તો.. ..."

"તો......શું કહું? તેનો ગુલામ બની જાઉં."

"હું તમને પસંદ પડું છું?" નીચ અને બેશરમ નારી વિલાસની જીભે કાંટા પણ ન વાગ્યા!

"તમે કોને પસંદ ન પડો?" વિલાસના જેટલા જ નીચ યશવંતે કહ્યું.

"મારી સાથે લગ્ન કરો ખરા?"

"જરૂર."

"પણ તમે પરણેલા છોને?"

"બીજી."

વિલાસ કંઇ ન બોલી. તે મનમાં વિચારવા લાગી, "આહા! આવો પુરૂષ મળે તે સ્ત્રીનાં પણ ભાગ્ય! મદનરાયને પરણતા પહેલાં યશવંત મળ્યો હોત તો વસંતરાયના મોં ઉપર થુંકત પણ નહીં; પણ મારા નસીબમાં એવું હશે."

"શા વિચારમાં પડી ગયાં?" યશવંતે પૂછ્યું.

"મારા કમભાગ્યના."

"તમારૂં કમભાગ્ય ? ઓહ ! સૌંદર્યમયી સ્ત્રી ધારે તો ગમે તેવા કમભાગ્યને પલટી નાખી શકે છે. પરંતુ મદનરાય હજી પણ કેમ ન આવ્યા ?"

"રોકાઈ ગયા હશે."

"મારે મોડું થાય છે."

"બેસોને હવે. હમણાંજ આવશે."

એજ વખતે મદનરાય આવી પહોંચ્યો. વિલાસના દિલમાં ધ્રાસકો પડયો. અપૂર્વ મીઠાશથી ચાલી રહેલા વાર્તાલાપને અટકાવી દેનાર મદનરાય રાક્ષસસમો લાગ્યો; છતાં તેના આવવાથી ખુશ થઇ હોય તેવો વિલાસે દેખાવ કર્યો.

"આજે તો બહુ મોડું કરી નાખ્યું ને ! યશવંતરાય ક્યારના રાહ જોઇ રહ્યા છે ?" વિલાસ બોલી.

"મોડું થયું." કપડાં ઉતારતાં મદનરાયે કહ્યું. યશવંત તરફ જોઇ બોલ્યો: "આવ્યે કેટલો વખત થયો ?"

"વીસેક મિનિટ. તમે ન મળ્યા એટલે પાછો જતો હતો પણ મોટર મોકલી દીધેલી હોવાથી અને તમે આવી પહોંચશો તેમ લાગવાથી રાહ જોતો બેઠો." યશવંતરાયે જવાબ આપ્યો. પાપી માણસ પાપનો પ્રકાશ થઇ જાય તે બદલ શંકાશીલ રહે છે. મદનરાયને વહેમ ન પડે તે માટે યશવંતે વિલાસ સાથે બેસી રહેવાનું કારણ જણાવી દીધું.

કપડાં ઉતારી મદનરાય બેઠો.

યશવંતના પિતાને એક કેસ લડવાનો હતો ને તે મદનરાયને સોંપાયો હતો. કેસ જીતતાં મદનરાય સાથે સંબંધ વધ્યો ને તેમાંથી યશવંત તથા મદન મિત્રો બની ગયા. મદનરાયના પિતા પૈસાદાર હતા પણ તેમના ઉપર યશવંતનો એટલો બધો દાબ હતો કે ડોસો પુત્ર સામે બોલવાની હિંમત કરી શકતો નહીં. મદનરાયે વિલાસ સાથે લગ્ન કર્યું તે પહેલાં એકાદ વરસથી આ મૈત્રીસંબંધ હતો. યશવંત વારંવાર મદદનરાયને ઘેર આવતો ને પોતાને ઘેર તેડી જતો. વિલાસના આગમન પછી મદનરાયે યશવંતને ઘેર જવાનું ઓછું કરી નાખ્યું હતું પણ યશવંતમાં કંઇ ફેરફાર નહોતો દેખાતો. ધીમે ધીમે વિલાસ યશવંતને ઓળખતી થઇ ગઈ. એ ઓળખાણનું છેવટ શું આવ્યું તેજ આ પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે.

---

# પ્રકરણ ૨૧ મું

## ‘ સુરેશની વહુ ’

યુવકોની સેનાને હાથે કડવો પરાજય મળવાની તૈયારી હતી તેવામાં ઉષાની માંદગીએ મામલો બદલી નાંખ્યો ને કુળની આબરૂ સાચવવા તનમનાટ કરી રહેલા બળવંતરાયની રેવડી દાણાદાણ થતી અટકાવી ! ઉષાની માંદગીથી વસંતરાયને શોક થતો હતો તે ખરૂં પણ ચઢી આવેલું વાદળું વિખરાઇ ગયું તેથી આનંદ થતો હતો. સુરેશનો જીવ પડીકે બંધાઇ ગયો હતો. દીનેશ, ઉર્મિલા અને સુરેશ ઉષાનાં માતા-પિતા સાથે ઉષાની સારવાર કરવા ખડે પગે તૈયાર હતાં. આવરદા હોવાથી, ઈશ્વરની મહેરબાની હોવાથી, સારવાર કરનારાની સારવારથી કે ડૉકટરની દવાથી ઉષાને આરામ થઈ ગયો.

ઉષાને આરામ થયો એટલે લગ્નની વાત ચર્ચાવા લાગી. યુવકોના ધસારાથી બળવંતરાયના બળના કિલ્લા તૂટી ગયા હતા, હિંમત ઓસરી ગઈ હતી અને ઉષા જેવા કન્યારત્નથી આંગણું શોભાવવાના કોડ કથળી ગયા હતા. અંતરમાં ઉષા માટે નિરાશ હતા પણ ‘કુળની આબરૂ’ના પોતાને સંરક્ષક માનતા હતા એટલે જગતમાં જાહેર કરવા તૈયાર નહોતા. એમ કહેતાં આબરૂનાં કોટડાં તૂટી પડે ને દાટ વળી જાય એવી તેમની માન્યતા હતી !

હવે ઉષાને વધુ વખત કુંવારી રાખવાંની વસંતરાયનામાં હિંમત નહોતી. સુરેશ જેવો વર મળી ગયો હતો એટલે વરની ચિંતા નહોતી. યુવકસેના સાથે લડી પરાજિત થઇને પણ જે વસ્તુનો સ્વીકાર કરવો પડે તેવો સંભવ છે તે વસ્તુને સારી રીતે કેમ ન સ્વીકારી લેવી ? આવું ભાન વસંતરાયને થયું હતું. યુવાનોની સેનાએ પુરતું બળ બતાવી આપ્યું હતું અને એ બળે વસંતરાયને ભાન કરાવ્યું હતું કે માબાપોનો સ્વેચ્છાચાર હવે મરણને કાંઠે જઇ ઉભો છે. જે ભાન વસંતરાયને થયું હતું તે ભાન પોતાને લગતી રીતે બળવંતરાયને થયું હતું. જે ઉદ્દેશ માટે ભારે મંથન થઇ રહ્યું હતું તે ઉદ્દેશ સિદ્ધ થવાનો છે એમ બંનેને લાગ્યું હતું પણ અગાઉની શરતો ઉપર ધા કરવા કોઈ તૈયાર નહોતું. થોડા દિવસોમાં જ આ પ્રશ્નનો ફેંસલો આવી જાય તો વસંતરાયને ઓછું ખર્ચ થવાનો સંભવ હતો એટલે તેમને વધારે ઉતાવળ હતી.

એક દિવસ તેઓ બળવંતરાયને મળવા નડિયાદ ગયા.

બંને મુત્સદ્દીઓ (!) ભેગા થયા. એક જણ ફેરફાર માટે બોલે તો બીજો તે સ્વીકારી લેવા તૈયાર હતો પણ કોણ બોલે ?

"હવે તમારો શો વિચાર છે ?" બળવંતરાયે પૂછ્યું.

"લગ્ન કરી નાખવાનો." બળવંતરાયને અંતરથી નહીં ગમતો જવાબ મળ્યો.

"પણ જુવાનિયાઓની ભારે પીડા છે."

"હા, શું કરીએ ?"

"એ લોકો ન માને ?"

"માને તો માને, ન માને તો ન માને." વસંતરાયે વિચિત્ર જવાબ આપ્યો.

"માનશે ?"

"એનું તો શું કહેવાય ?"

"માને તો સારૂં."

"હા, માને તો સારૂં." વસંતરાય સમજી ગયા હતા કે બળવંતરાય યુવકોથી ડરી ગયા છે પણ પોતે બોલવા નથી માગતા, કે પોતે ડરી ગયા છે તે બતાવવા નથી ઇચ્છતા.

"ત્યારે હવે કેમ કરીશું ?" બળવંતરાયે પૂછ્યું.

"તમે કહો તેમ."

"તમારી બુદ્ધિ શું કહે છે ?"

"મારી બુદ્ધિ તો તમને અનુસરે છે."

"યુવકોથી તમે ડરી ગયા તો નથી ને !"

"ના રે ના."

"સામનો કરશો ?"

"મારે શો સામનો કરવાનો છે ?"

"ત્યારે શું બધું મારે કરવાનું છે ?"

"મારે કરવા જેવું હશે તે હું કરી લઇશ."

"અમારા પક્ષમાં નહીં ઉભા રહો ?"

"જરૂર ઉભો રહીશ."

આ વખતે બળવંતરાયના મગજમાં એક નવી યોજના ઉદ્‌ભવી જે જાનને અપમાન, મુશ્કેલીઓ અને શરમથી બચાવે. એ યોજના ઉપર તેમણે કેટલીક વાર સુધી વિચાર કર્યો અને છેવટે તે યોગ્ય લાગી.

"જાનનો ઉતારો ક્યાં આપશો ?" બળવંતરાયે પૂછ્યું.

"જાનને અનુકુળ પડે ત્યાં."

"હું એવું ઇચ્છું છું કે તમારા મકાનમાં જ ઉતારો આપવો."

"તો તેમ."

" પછીનું તમે જાળવી લેશો ને ? "

" શું ? "

" યુવકો ઘરમાં ઘૂસી ન જાય કે કન્યાને ઉપાડી ન જાય."

" કન્યાને ઉપાડી ન જાય તે માથે લઈ શકું. "

" ભલે, બાકીનું હું જાળવી લઇશ. "

ઉષાને પોતાને ઘેર લાવવાની બળવંતરાયની ઇચ્છા હજી બદલાઈ નથી એ જોઇ વસંતરાયને આશ્ચર્ય થયું હવે શું થાય ? આ તો મામલો અણગમતી દિશાએ ઘસડાઈ રહ્યો છે ને ખુલ્લો પ્રતિકાર ન થાય તો અટકવાનો નથી જ. એમ વિચારી વસંતરાય ખુલ્લા પડયા.

" મને બીક છે કે યુવકો આ વખતે ભારે તોફાન કરશે. આપને, જાનને અને અમારે મુશ્કેલીમાં ઉતરવું પડશે. આમ છતાં ધાર્યું થાય તે ઈશ્વરના હાથમાં છે. " વસંતરાયે કહ્યું.

" હા, પણ જુઓ તો ખરા ! આ વખતે હું યુવકોનું કંઇ પણ ચાલવા દેવાનો નથી. તેઓ ધૂળ ફાકતા રહી જશે ને લગ્ન થશે. હા, લગ્નનો આનંદ નાશ પામશે તે ખરૂં પણ તમારા ને મારા કુળની આબરૂનું તો જતન થશે ! "

ખૂબ વિચાર કરી વસંતરાયે બળવંતરાયની 'હા'માં 'હા' ભેળવી પણ તે તેમને ગમતું નહોતું તેથી છેલ્લો પાસો ફેંકી જોયો.

"મારા જાણવામાં આવ્યું છે કે " વસંતરાયે શરૂઆત કરી; યુવકોના તોફાનની બીકે અને લગ્ન ન ચવાય તેટલા માટે આ સંબંધ તૂટે તો તોડવાનો તમે ઠરાવ કર્યો છે. મેં જાણ્યું છે તે સાચું હોય ને તમારી ઇચ્છા હોય તો મારી ના નથી."

"અરે ભલા માણુસ, તમને એવું કહ્યું કોણે ? ડરે એ બીજા. આ બળવંતરાય ન ડરે. જો જો તો ખરા, આ વખતે યુવાનોને કેવી થાપ આપવામાં આવે છે. "

વસંતરાયને ચોક્કસ ખાત્રી થઇ કે આ દહીં વલોવવાથી માખણ મળવાનું નથી. બધો પ્રયત્ન નકામો જવાનો છે. આથી તેઓ નિષ્ફળતા મેળવી અમદાવાદ પાછા આવ્યા.

વળી લગ્નનું મુહૂર્ત નક્કી થયું.

સુરેશ, દીનેશ અને ઉર્મિલા આ વખતે નિર્ભય હતાં કારણ કે કન્યાનો બાપ તેમના પક્ષમાં હતો; પણ સંયોગોને લીધે પ્રત્યક્ષ સહાનુભૂતિ દર્શાવી શકતો નહોતો કે લગ્ન રદ કરી શકતો નહોતો. આવી સ્થિતિમાં નાની સરખી લડાઇથીજ વિજય પ્રાપ્ત થશે એવી તેમની માન્યતા બંધાઇ હતી.

દિવસો વ્યતીત થયા ને લગ્નના મુહુર્ત વચ્ચે એક રાત રહી.

આગળની માફક સવારનું કામ સોંપવા ઉર્મિલાએ યુવાનોને બોલાવ્યા હતા. એક બાજુએ એ કામ ચાલતું હતું ત્યારે બીજી બાજુ જાન આવી ગઇ હતી. બધી જાન બંગલામાં ભરાઇ ગઇ કે તરતજ નડિયાદથી લાવેલાં માણસો મકાનની ચારે બાજુ ગોઠવાઇ ગયાં.

વસંતરાયની મુઝવણનો પાર ન રહ્યો. ઇચ્છા નહીં હોવા છતાં ઉષા રશ્મિકાન્તના હાથમાં જઇ પડશે એવી બીક લાગી.

કામ વહેંચાઇ ગયા પછી બધાં વિખરાતાં હતાં તેવામાં જાન આવી ગયાના અને મકાનની ચારે બાજુ બળવંતરાયનાં માણસોનો પહેરો બેસી ગયાના સમાચાર મળ્યા. બધી બાજી પલટાઇ ગઇ. તેણે ચાલી જતા યુવાનોને પાછા બોલાવ્યા. બધાએ ભેગા થઇ ઉષાને ઉપાડી જવાનો નિર્ણય કર્યો.

સવાર થયું.

પૂર્વાકાશ લાલ રંગે રંગાઇ ગયું હતું તેવીજ રીતે યુવાનોનાં મોં ઉત્સાહની લાલિમાથી દીપી ઉઠતાં હતાં. વસંતરાયના મકાન ઉપર બળવંતરાયના માણસોનો અને તેમના ઉપર યુવાનોનો પહેરો બેસી ગયો. કેદ પકડાઇ ગયેલાં બળવંતરાયનાં માણસોને ઉષાને બહાર નહીં જવા દેવાનો હુકમ અપાયો હતો.

ફૂલાતા ફૂલાતા બળવંતરાય બહાર આવ્યા. ટુકડીના આગેવાન પાસે જઇ ઉભા રહ્યા ને વિજયગર્વથી છલકાતી આંખે આજુ-બાજુની હિલચાલ જોઈ રહ્યા. મોટી ધાડ મારી હોય તેટલો આનંદ અને તેટલું અભિમાન તેમની મુખમુદ્રા ઉપર નજર નાખતાં દેખાતાં હતાં.

" આ વખતે તમે ન ફાવ્યા. " બળવંતરાયે યુવકોની મશ્કરી કરતા હોય તેવી રીતે ટુકડીના નાયકને કહેવા માંડયું.

" હા, બાયલાઓથી વીરો હારે છે. " નાયકે શ્રીફળ આપી દીધું.

" એટલે ? "

" છૂપી રીતે ઘરમાં ઘુસી ન ગયા હોત તો બતાવત કે જીત કેવી અસંભવિત છે. આમાં તમે પરાક્રમ શું કર્યું ? "

" કન્યા લઈ જઇશું એ. "

" લઇ ગયા પછી કહેજો. "

" અને મેં સાંભળ્યું છે કે તમે આજે ખાવાના નથી. સાચું છે ? "

" હા, "

" મૂર્ખાઓ ! " અસ્ફૂટ બડબડી બળવંતરાય ચાલ્યા ગયા.

ઉર્મિલા આવી. તેણે જોયું કે યુવાનોની ચોકીનો અર્થ નથી. તેમને બીજા કામમાં રોકી દેવા તેજ ઠીક છે; પણ મામલો ધારેલે

રાહે નહીં ઉતરેલો હોવાથી કશું કામ નહોતું. પ્રેક્ષકની ઢબે નિરીક્ષણ કરી લીધા પછી ઉર્મિલા દરવાજા તરફ ગઈ ને અંદર દાખલ થવા લાગી. એક માણસે તેને અટકાવી.

"નહીં જવાય,"

"શાથી?"

"હુકમ નથી."

માણસ જોડે આટલી વાતચીત થઇ ત્યાં એક માણસ આવી પહોંચ્યો. આવતાં આવતાં તેણે આ વાર્તાલાપ સાંભળ્યો એટલે કહ્યું: "અરે મૂર્ખા, આ તો બળવંતરાયની ભત્રિજી ઉર્મિલા છે જવા દે." બિચારો નહોતો જાણતો કે એ ભત્રિજીને લીધેજ આ બધી ધમાલ થઈ રહી છે.

તરતજ ઉર્મિલા માટે રસ્તો થયો. ઉર્મિલા સીધી ઉષા પાસે ચાલી ગઈ. ઉષા ખુશ મિજાજમાં હતી, તે જોઇ ઉર્મિલાને આશ્ચર્ય થયું.

ઉષા હતી તે ખંડમાં દાખલ થતાંજ ઉર્મિલાએ કહ્યું: "બહાર ધમસાણ ચાલી રહ્યું છે તેની કંઇ અસર તારા મોં ઉપર કેમ જણાતી નથી?"

"શા માટે જણાય?"

"રશ્મિકાન્તને પરણવાનો વિચાર કર્યો છે? તેમ હોય તો કહી દે. પચાસ સાઠ માણસને ભૂખે ન મારીએ."

"અપવાસ શા માટે કરો છો?"

"તારે માટે." ઉષા આગળ બોલવા જતી હતી તેવામાં જ ઉર્મિલાએ કહ્યું.

"ખાઓ પીઓ ને આનંદ કરો."

"પણ તેં ધાર્યું છે શું?"

"જાન પાછી કાઢવાનું."

ઉર્મિલાને ટાઢક વળી. ઉષાને આનંદમાં જોઇ એણે અનેક સંકલ્પવિકલ્પ કરી નાખ્યા હતા. બળવંતરાયને બદલે પોતાને જ મશ્કરીને પાત્ર થવાની બીક લાગી હતી અને તેથી તેનો ચહેરો ચિંતાતુર બની ગયો હતો પણ જવાબ સાંભળીને ચમકતો થયો. તે માન અને પ્રેમથી ઉષાના ચળકતા કપાળ તરફ જોઇ રહી.

"ત્યારે હવે કઇ રીતે કામ લેવાનું નક્કી કર્યું છે?" ઉષાએ પૂછ્યું.

"મકાનની આજુબાજુ પહેરો છે અને વર તથા તેનો પક્ષ મકાનમાં ઘૂસી ગયો છે એટલે કોર્ટનો મનાઈ હુકમ લાવ્યા સિવાય છૂટકો નથી." ઉર્મિલાએ ચિંતાતુર અવાજે કહ્યું.

"એથી મારા પિતાને દુઃખ થશે."

"તે હું કબુલ કરૂં છું પણ કરવું શું?"

"મારા પિતા આપણી સાથે સહમત થયા છે પણ બળવંત-રાયને લીધે પ્રત્યક્ષ મદદ કરી શકતા નથી. આપણે જો આવું પગલું લઇએ તો તેમની જે શુભ ભાવના છે તેને પણ અન્યાય થાય."

"તો તું પોતે કોર્ટમાં હાજર થા." ઉર્મિલાએ બીજો રસ્તો બતાવ્યો. તે આગળ બોલી: "ત્યાં તારા પિતા વિરૂદ્ધનું ન બોલતાં રશ્મિકાન્ત સાથે લગ્ન કરવા ઇચ્છતી નથી તે જણાવજે."

"બહાર શી રીતે જાઉં? સખત પહેરો છે ને મને બહાર ન જવા દેવાની સુચના અપાઇ ગયેલી છે." ઉષાએ મુશ્કેલી રજુ કરી.

"ખરેખર, ભારે મુશ્કેલી છે."

ઉર્મિલા અને ઉષા વિચારમાં પડી ગયાં. એક પણ રસ્તો ન હોતો ને કન્યાપક્ષને કેટલીક અનુકુળતા હોવા છતાં બળવંતરાયની ઇચ્છા બર આવશે એવા સંયોગો દેખાતા હતા. જાનને આગળ વધતી અટકાવવાનો સારામાં સારો ઉપાય હાથમાંથી છટકી જવાથી આવી ગંભીર પરિસ્થિતિ ઉભી થઈ હતી. યુવકોના અપવાસની પણ સારી અસર થવાનો સંભવ નહોતો; કારણ કે આજે લગ્ન હતાં એટલે ઉપવાસની કીંમત એક દિવસ પૂરતી હતી. સ્વાર્થને લીધે કઠોર બની ગયેલા, કેળવાયેલા અને બુદ્ધિમાન બળવંતરાયને થોડાક કલાકના અપવાસથી પીગળાવવાનું અશક્ય હતું. ચારે બાજુ નિષ્ફળતા દેખાતી હતી.

"અમે સફળ નહીં થઇએ તો તું શું કરીશ?" ઉર્મિલાએ પૂછ્યું:

"થવાશે જ."

"એમ શી રીતે કહે છે? અત્યારે તો એક પણ આશાનું કિરણ દેખાતું નથી."

"અંધકાર જ હશે તો તેથીએ વધુ અંધકાર પ્રગટાવીશ."

"એટલે?"

"આપઘાત."

ઉષાના જવાબથી કંપી ઉઠેલી અને જવાબદારીના બોજાથી કચડાઇ ગયેલી ઉર્મિલાના હૃદયમાં વેધક મંથન શરૂ થઇ ગયું. એના શરીરની એકે એક નસ તૂટવાની તૈયારી કરતી હોય તેટલી વેદના થવા લાગી. ગમે તેવો માર્ગ હોય તો તે લેવા ઉર્મિલા તૈયાર હતી પણ જ્યાં માર્ગ ન સૂઝતો હોય ત્યાં શું થાય? એની વિહ્વળ દૃષ્ટિ ચારે બાજુ ફરી વળી પણ નિષ્ફળતા! ઘોર અંધકાર!

"છેક છેલ્લી ઘડી સુધી સ્વસ્થ રહેજે. આ પધાતનું બુદ્ધિ શૂન્ય પગલું ન લેતી. સપ્તપદીમાં પ્રતિજ્ઞા ન લઇશ. ને રશ્મિકાન્તની સાથે લગ્ન કરવા નથી ઇચ્છતી તે જાહેર કરજે. તારા પિતા બળજબરી કરશે નહીં અને મારા કાકાના પક્ષ માટે તો તે અસંભવિત છે. લગ્નક્રિયા વખતે હું હાજર રહીશ." કહી ઉર્મિલા જવાની તૈયારી કરવા લાગી.

ઉષાએ કહ્યું, "એમ હું નમાલી નથી કે આપઘાત કરૂં. આપઘાત એ તો છેલ્લામાં છેલ્લો ઉપાય છે. મને ઇશ્વર ઉપર ભરોંસો છે. આજે તમને અંધકાર દેખાય છે ત્યાં કોઈ ઝળહળતું કિરણ ફૂટી નીકળશે તેની મને ખાત્રી છે. નિશ્ચિંત રહી થાય તેટલો પ્રયત્ન કરજો. હું કંઇક નિર્બળ દેખાઉં છું તે એટલા માટે કે તમારી પદ્ધતિથી સમાજની આંખ ઉઘાડવાનો સંભવ છે. બાકી હું એકલે હાથે બધાને સીધા કરવાની શક્તિ ધરાવું છું."

ઉષાના જવાબથી ખુશ થતી છતાં ચિંતાતુર ઉર્મિલા ચાલવા લાગી.

બે ડગલાં ચાલી કે સ્થિર ઉભી રહી ને ઉષાને કહેવા લાગી, "યુવાનોનો પહેરો ઉઠાવી લઉં છું. સાંજે બોલાવીશ."

"ભલે."

"ઉર્મિલા ચાલી ગઇ. દરવાજાની બહાર નીકળતી હતી તેવામાં સુરેશ સામો આવ્યો, એનું શરીર શિથિલ થઇ ગયું હતું, ચિંતા અને વેદનાથી મોં ફીક્કું પડી ગયું હતું, આંખમાંનો ચળકાટ ઉત્સુક્તાનો નિદર્શક હતો.

"શું કરવા ધાર્યું છે?"

"યુવકોનો પહેરો ઉઠાવી લઉં છું." ઉર્મિલાએ સુરેશને કહ્યું.

"શા માટે?"

"તેની કંઇ જરૂરીઆત નથી. હવે તો જે થાય તે.. ..."

એક ચોકીદારને પોતાના તરફ આવતો જોઇ ઉર્મિલા અટકી ગઇ. તે અને સુરેશ આગળ વધ્યાં. કોઇ ન સાંભળી શકે તેવી જગ્યાએ આવ્યાં એમ લાગતાં સુરેશે કહ્યું, "ચલાવો."

"હવે તો જે થાય તે લગ્ન વખતે."

સુરેશ ઉશ્કેરાઇ ગયો. તેના કપાળ ઉપર કરચલીઓ પડી ગઈ. લાલઘૂમ આંખ કરી કહેવા લાગ્યો, "લગ્ન વખતે શું થવાનું છે? ઉષા ના પાડશે તો તેને બળાત્કારે બેસાડવામાં, બોલાવવામાં આવશે. તમે શું કરી શકશો? તમારા વિશ્વાસે હું બેસી રહ્યો છું. કહો તો હમણાં જ ઉષાને બહાર ઉઠાવી લાવું. ઉષાને બીજો લઈ જાય તો મારા જીવ્યામાં ધૂળ પડી."

"પણ ઉષા ઉપર બળાત્કાર કરશે કોણ? એના બાપ તો એના પક્ષમાં છે."

"બળવંતરાય."

"એનાથી એવું થાય? કુલવધૂની મર્યાદા તો જાળવવી જોઈએ ને?"

"સ્વાર્થાંધને મર્યાદા શી?"

આ વાક્યે ઉર્મિલાની આંખ ઉઘાડી નાખી. સુરેશનો ભય બરાબર હતો. તે વિચારમાં પડી ગઈ.

"મને રજા આપો છો?" સુરેશે પૂછ્યું.

"શી?"

"ઉષાને ઉઠાવી લાવવાની."

"બરડા ઉપર સોટીઓ પડશે તેનું શું?"

"તલવારના ઝાટકા કેમ નથી પડતા? શરીરના ફકડા કેમ નથી થતા?"

"ઉષાનું હરણ કરવાનું જ નક્કી હોય તો તે વખતસર થવું જોઈએ. તમે જાઓ ને આર્ય સમાજ મંદિરને ખબર આપો કે લગ્ન-ક્રિયા માટે તૈયારીઓ કરી રાખે. ઉષાને ઉપાડી આજે જ તમારી સાથે લગ્ન થઈ જાય."

"પણ એ શું કહે છે? ભણેલી ને બુદ્ધિશાળી છે તો કંઈ કરતી કેમ નથી?" સુરેશે ઉષા માટે કહ્યું.

"એ શું કરે? એ તો પાંજરામાં પૂરાઈ ગઈ છે!"

સુરેશ અવાક બન્યો. તે ઉર્મિલા સામે ટગરટગર જોઈ રહ્યો. ઉર્મિલા આગળ બોલી, "તમે તમારું કામ કરો."

"અને જો ઉષા ગઈ તો તમારે બારણે મરીશ." કહી સુરેશ ચાલ્યો ગયો.

ઉર્મિલા યુવાનોનો પહેરો હતો ત્યાં ગઈ ને વિખરાઈ જવાનો હુકમ આપ્યો. યુવાનોએ ના પાડી કારણ માગ્યું પણ ઉર્મિલાએ ન આપ્યું. ઘણા યુવાનો ઇચ્છતા નહોતા તોપણ સૂત્રધારના હુકમને અનુસર્યા. તેઓ ઉર્મિલાની આજુબાજુ ટોળે વળ્યા. યુવાનો વિખ-રાઈ જાય છે એ ખબર જાણી બળવંતરાય આવ્યા, ને ઉભા ઉભા હિલચાલ જોવા લાગ્યા. જ્યારે તેમને ખાત્રી થઈ કે મળેલા સમા-ચાર ખરા છે ત્યારે ઉર્મિલા પાસે આવ્યા.

"કેમ બધા વિખરાઈ જાય છે?" બળવંતરાયે ઉર્મિલાને પૂછ્યું.

"ઉષા રશ્મિકાન્ત સાથે પરણવા રાજી છે એટલે વિરોધ કરવાનું પ્રયોજન નથી રહેતું." લગ્ન વખતે વાતાવરણ ઉશ્કેરાયેલું ન રહે તે માટે ઉર્મિલાએ આવો જવાબ આપ્યો.

"તમારી પ્રતિજ્ઞાનું શું ?"

"ઉષાની મરજી હોવાથી અમારી પ્રતિજ્ઞાનું આપોઆપ રદ થાય છે."

એક ક્રૂર અને વેધક હાસ્ય સાથે બળવંતરાયે બધા યુવાનો ઉપર નજર નાખી. યુવાનોની શરમનો પાર ન રહ્યો. તેમને ક્રોધ ચઢયો પણ શાન્તિનો નાશ થાય તેવું પગલું નહીં લેવાની પ્રતિજ્ઞા હતી એટલે ક્રોધ દબાવ્યો.

"કાકા, હવે હું ભાઈના લગ્નમાં ખુશીથી ભાગ લઇશ.' ઉર્મિલાએ કહ્યું.

"બહુ સારૂં, બેટા !" બળવંતરાય ગઇ ગુજરી ભૂલી ગયા.

યુવાનોનું ઉશ્કેરાયેલું ટોળું અને ઉર્મિલા ચાલતાં થયાં. બળવંતરાયે પણ પોતાનાં માણસો ખેંચી લીધાં, જો કે દરવાજા ઉપરથી એ માણસો નહોતાં ઉઠાવી લીધાં. રસ્તામાં પોતાનો ઉદ્દેશ સમજાવી ઉર્મિલાએ યુવાનોને શાન્ત કર્યા ને રાત્રે એકત્ર થવાનો હુકમ આપ્યો.

જાનમાં આનંદ આનંદ પ્રસરી ગયો. રશ્મિકાન્ત તો સ્વર્ગ મળ્યું હોય તેમ ગાંડો બની ગયો.

રાત પડી.

લગ્નક્રિયામાં ભાગ લેવા શહેરમાંથી સ્ત્રીઓ આવવા લાગી. ઉર્મિલા પણ એક પોટલી સાથે આવી. બધે ફરી વળી એણે જોયું તો નિશ્ચિંતતાનું વાતાવરણ છવાઇ ગયેલું હતું. હવે લગ્નવિધિ નિર્વિઘ્ને પાર ઉતરશે એ વિશ્વાસે જાનૈયાઓ આનંદથી તરવરતા હતા. વર અને કન્યાના પક્ષ ખુશમિજાજમાં આમતેમ ફરી પ્રવૃત્તિ કરી રહ્યા હતા કે આનંદ લૂંટી રહ્યા હતા. ઉર્મિલા આમતેમ ફરતી હતી તેવામાં વસંતરાય મળ્યા. તેઓ પણ ખુશ દેખાતા હતા.

"ઉષાનો વિચાર બદલાયો છે તે ખબર તમે બહાર પાડી હતી ?" વસંતરાયે ઉર્મિલાને પૂછ્યું.

"હા." કહી ઉર્મિલા ચાલી ગઇ કારણ કે વસંતરાય સાથે લાંબી વાતમાં ઉતરવાનો અવકાશ નહોતો તેમ જરૂર પણ નહોતી.

ઉર્મિલા ઉષા પાસે આવી. યુવાનોના વિજયની આશાના તાર ઉપર મીટ માંડી પ્રફુલ્લિત રહેલી ઉષાનું મોં અત્યારે મ્લાન બની ગયું હતું. ઉંડા વિચારમાં હોય અને વેદનાથી વિહ્વળ બની ગઈ હોય તેવી તેની સ્થિતિ હતી. ઉર્મિલાને જોઇ તે પગંલમાં બેઠી થઇ ગઇ.

"મેં વિચાર બદલ્યો છે એ વાત તમે બહાર પાડેલી ?"

"હા." કહી ઉર્મિલા પલંગમાં બેઠી.

"તમને એમ માનવાને શું કારણ મળ્યું ?"

"મળ્યું જ નથી."

"તો પછી આવી વાત ઉડાવવાનું કારણ શું ?"

"યુક્તિ. કંઇ ગોટાળો તો નથી વળી ગયોને ?"

"ના."

"ઠીક." ઉર્મિલા કહેવા લાગી. "હું મારી સાથે આ લીલી સાડી ને બીજાં કપડાં લાવી છું તે પહેરી લો. કોઇ જાણે નહીં."

"પછી ?"

"પછી તમારે મારી સાથે આવવાનું છે." ઉષાના કાન આગળ મોં લઇ જઇ ધીમેથી ઉર્મિલાએ કહ્યું, "આર્યસમાજ મંદિરમાં આવવાનું છે. ત્યાં સુરેશ અને તેનું મિત્રમંડળ રાહ જોઇ રહેલ છે. તમારાં અને સુરેશનાં લગ્ન ત્યાં થઈ જશે. બધી તૈયારીઓ થઇ ગઇ છે ફક્ત તમારી રાહ જોવાય છે."

ઉષા કપડાં બદલવા લાગી ને ઉર્મિલા ખંડ બહાર નીકળી કોઈ આવતું જતું હોય તેની તપાસ કરતી રહી. થોડીવારમાં ઉષા કપડાં બદલી રહી એટલે તે ખંડમાં આવી. હવે તે સફળતાના કિનારા ઉપર આવી ઉભી હતી અને આ યોજનાની હોડી તારશે જ એવો દૃઢ વિશ્વાસ ઉભો થયો હતો. આ વિશ્વાસે ઉર્મિલાના અંતરને આનંદની જ્યોતિથી ભરી દીધું હતું.

ઉર્મિલાએ ઉષાના કાન આગળ મોં લઇ જઇ, આનંદથી છલકાતા અવાજે મશ્કરીભર્યા સૂરે કહ્યું, "વહુ, હવે તમારે મોટો ધુમટો તાણવાનો છે. કોઇ પણ સંયોગોમાં કોઇને મોં બતાવવાનું નથી. બહાર એક મોટર ઉભી છે. પાસે બે યુવાનો છે. તેમાં એક તમારા પતિદેવ છે અને બીજો તેનો મિત્ર છે. તેઓ સાડીના રંગ ઉપરથી તમને ઓળખશે ને આર્ય સમાજ મંદિરમાં લઇ જશે. ત્યાં મારાં 'દેરાણી' થવાનો સિક્કો તમારા કપાળ ઉપર લગાડવામાં આવશે."

બંને ખંડ બહાર નીકળી ગયાં. ઉર્મિલા પોતાની સાથે આવેલી અજાણી સ્ત્રીને બધે ફેરવતી હોય તેમ ચાલવા લાગી. એની નજર અને એનાં પગલાં એટલાં સ્વસ્થ હતાં કે કોઇને વહેમ આવે તેવું નહોતું. દાદર ઉતરી તેઓ નીચે આવ્યાં. આગળના ખંડમાં બૈરાં ભેગાં થયાં હતાં ને ગીતો ગાતાં હતાં. ઉર્મિલા તેમાં ડોકિયું કરી પાછી ફરી. ચાર-પાંચ ડગલાં ચાલી ત્યાં કોઇ ઓળખીતી સ્ત્રીની બૂમ સંભળાઇ.

"ઉર્મિલાબ્હેન, આવો ને ! પાછાં કેમ ફર્યાં ?"

"આવું છું. આમને બધું બતાવી આવું."

"એ કોણ છે ?"

"'સુરેશની વહુ.'"

સુરેશ કોણ તે કોઇથી ન સમજાયું.

ઉર્મિલા અને ઉષા આગળ વધી પાછલે બારણેથી નીકળી ગયાં ને સાવચેતીથી છતાં નિસ્પૃહાથી ચાલવા લાગ્યાં. જો કોઈ સામું મળતું ને આ લાંબા ઘુમટાવાળી સ્ત્રીને જોઇ, 'કોણ છે ?' એમ પૂછતું તો ઉર્મિલા 'સુરેશની વહુ' તરીકે તેને ઓળખાવતી. ઉષા ઉર્મિલાના આ જવાબથી ઘુંઘટમાં મંદ મંદ હસી રહેતી. ઉષા સુરેશને પરણવા માગે છે તે બહુ ઓછાં જાણતાં હોવાથી સાચો જવાબ બીજા અર્થમાં જોવાતો ને પૂછનાર અંધારામાંજ રહેતું. ચાલતાં ચાલતાં તેઓ દરવાજા બહાર નીકળ્યાં.

"લો, આવજો, હું હવે પાછી વળીશ." ઉર્મિલાએ કહેવું જોઇએ તેથી મોટા અવાજે કહ્યું. એનો અવાજ સાંભળી જરા છેટે અનેક મોટરો સાથે ઉભેલી એક મોટર પાસે ઉભેલા બે યુવાનો આગળ આવ્યા.

"ભલે, હું માર્ગ નહીં ભૂલું." કહી ઉષા આગળ વધી. ઉર્મિલા પાછી ફરી.

લીલી સાડીવાળી આ ઘુંઘટવાળીને લઇ બંને યુવાનો પાછા ફર્યા ને મોટરમાં જઇ બેઠા. શોફરે સેલ્ફ સ્ટાર્ટર વડે મોટર ચલાવી ને એક સખત આંચકા સાથે મોટર જોસથી ગતિમાન થઇ !

લગ્ન ક્રિયાનો વખત થયો. વર અને કન્યાના પક્ષો નિર્ણિત સ્થાને ગોઠવાઇ ગયા.

કન્યાને લાવવાનો વખત થયો.

પણ કન્યા ક્યાં ?

હો હો થઇ ગઇ. બળવંતરાય અકળાયા, વસંતરાય ગભરાયા.

× × × ×

અહીં આ પોકળ ધમાલ ચાલતી હતી ત્યારે આર્ય સમાજ મંદિરમાં સાચી લગ્નક્રિયા થઇ રહી હતી. કોઇ ઋષિરાજ સમો ધોળાં દાઢી-મૂછવાળો વૃદ્ધ, પ્રતિષ્ઠિત માણસોની ઉપસ્થિતિમાં સુરેશ અને ઉષાના જુદા જુદા આત્માઓને એકત્ત્વ આપી રહ્યો હતો. દ્રશ્ય ગંભીર હતું અને લગ્ન જે આદર્શો ઉપર યોજાયું છે તે આદર્શોનું બળ વિસ્તર્યું હતું. શાસ્ત્રીય પદ્ધતિથી ક્રિયા થઇ ગયા પછી વર કન્યા પાસે બીજી પ્રતિજ્ઞા લેવરાવવામાં આવી.

સુરેશ તરફ જોઇ તે વૃદ્ધ પંડિતજી બોલ્યા:

"બોલો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે—"

"હું પ્રતિજ્ઞા કરૂં છું કે—"

"મારી પત્નીને વફાદાર રહીશ—"

"મારી પત્નીને વફાદાર રહીશ—"

"સ્ત્રીને ઘટે તેવા સર્વ હક્ક આપીશ."

"સ્ત્રીને ઘટે તેવા સર્વ હક્ક આપીશ."

"તેને સુખી કરવા—"

"તેને સુખી કરવા—"

"તન, મન અને ધનથી પ્રયત્ન કરીશ."

"તન, મન અને ધનથી પ્રયત્ન કરીશ."

"દેશ અને સમાજનું કલ્યાણ કરવા—"

"દેશ અને સમાજનું કલ્યાણ કરવા—"

"શક્ય તેટલું મંથન કરીશ."

"શક્ય તેટલું મંથન કરીશ."

"મારી કાયા ઉપર દુનિયાનો ને દેશનો હક છે—"

"મારી કાયા ઉપર દુનિયાનો ને દેશનો હક છે—"

"એમ માની—

"એમ માની—

"રહીશ, જીવીશ."

"રહીશ, જીવીશ."

ઉષાને પણ આ રીતની પ્રતિજ્ઞા લેવી પડી. ફેર એટલો હતો કે જ્યાં સુરેશ પત્ની બોલ્યો હતો ત્યાં ઉષાપતિ બોલી અને ‘સ્ત્રીને ઘટે તેવા સર્વ હક્ક આપીશ.’ એ બોલાયું નહોતું.

મુરબ્બી વર્ગે વર-કન્યાને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી લગ્નક્રિયા મેળાવડામાં બદલાઇ ગઇ. આ લગ્નમાં રહેલા ઉચ્ચ આદર્શો અને તે સિદ્ધ કરવા, કરવામાં આવેલા તપનાં વર્ણન થયાં. યુવાનોએ અને ઉર્મિલાએ કરેલા કામ બદલ તેમની પ્રશંસા કરવામાં આવી.

આ પછી સુરેશે કહ્યું:

"આપ સર્વના મધુર સહકારે અમારી ઇચ્છા બર આવી છે અને પરીક્ષામાં પસાર થઇ નવી ભૂમિમાં પ્રવેશ કરીએ છીએ. એ ભૂમિના જીવનને શોભાવવાનું અમને બળ મળે, અમારાં નાચીઝ અંગો જગતના શ્રેયમાં ફાળો આપી શકે અને લીધેલી પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાની ભક્તિ જાગી શક્તિ પ્રગટે, તે માટે આપ સર્વના અંતરના આશી-

વાદની આકાંક્ષા રાખીએ છીએ. છેલ્લે અમે ઉર્મિલાદેવીનો આભાર માનીએ છીએ ને અંતરમાંનો અભિપ્રાય વ્યક્ત કરીએ છીએ કે રશ્મિકાન્ત અને ઉર્મિલા બંને અમેરિકામાં રહેલાં હોવા છતાં ઉર્મિલાએ અમેરિકાના વસવાટનો લાભ લઇ અમને આપ્યો છે. પરદેશગમન અને પરદેશવાસ એ ભૂમિનાં સુંદર બી લાવીને પોતાની ભૂમિમાં ઉગાડવામાં ન આવે તો ગમન ને વાસ બીજું કંઇ નથી પણ શરમ છે. ઉર્મિલાદેવીએ અમેરિકાનાં શુદ્ધ તત્ત્વો વીણ્યાં છે ને આપણા સમાજમાં તેના અંકૂર ઉગાડવા પ્રયત્ન શરૂ કર્યા છે. આશા રાખીએ છીએ કે એ પ્રયત્ન સફળતા મેળવશે ને પતન પામેલા હિંદુસમાજને ઉન્નતિને પંથે દોરી જશે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, એક વખત ફરીથી આભાર માનું છું."

તાળીઓના ભારે ગડગડાટ વચ્ચે સુરેશે પોતનું સ્થાન લીધું.

---

## પ્રકરણ ૨૨ મું

---

## મેળાવડો

---

જડ ચેતનનાં સ્વાગત સ્વીકારતી મલકાતે મુખડે ઉષા પધારતી હતી. પંખીઓ મંજુલ સૂરે ઉષાના સ્વાગતનું આકર્ષક સંગીત રેલાવી, છોડ–ઝાડ મળેલી નવચેતનાને પાંદડાં ઉપર ચમકાવી અને માનવી કાર્યપ્રવૃત્ત થઇ ઉષાના આગમનને વધાવતાં હતાં. પ્રકૃતિ પણ જાણે ઉષારાણીનું આધિપત્ય સ્વીકારતી હોય તેમ ઉષાને એનું કામ કરવા દેતી હતી. રોજની એની એ ઉષા આજે આલ્હાદક, પ્રેરણાવંત અને સ્ફૂર્તિદાયક લાગતી હતી. આજે એનામાં અજબ મોહકતા ઉભરાતી હતી.

એલીસબ્રીજ તરફ લોકપ્રવાહ વહી રહ્યો હતો. સૌંદર્યથી ઉભરાતી સુંદરીઓ અને ચેતનથી ઉભરાતા યુવાનોની મોટી સંખ્યામાં, નવાં પણ જુની ઢબનાં કપડાં પહેરી ધીમે ધીમે ચાલતાં વૃદ્ધ નર–નારી સમાઈ જતાં હતાં. ઘોડાગાડીઓ, મોટરો, સાયકલો અને ઓછી સંખ્યામાં મોટર સાયકલો, આજે એલીસબ્રીજના શહેર તરફના છેડે ઉભા રહી સામી બાજુએ નજર નાખતાં જે વિશાળ, ભવ્ય અને ધોળી ઇમારત દેખાય છે તે જગ્યાની પાસે જઇ થોભતાં હતાં. એ જગ્યા નવયુવાનોના તોફાનથી, નવયુવતીઓના છૂપા ટીખળથી અને તેમની તીવ્ર ચીસોથી ગાજી રહી હતી.

શું હતું?

દીનેશ અને ઉર્મિલાના બાર લાખ રૂપિયાથી બંધાતા દવાખાનાના મકાનનો આજે પાયો નાખવાનો હતો. પાયો નાખવાની ક્રિયા મુંબઇના જાણીતા સખાવતે બહાદુર મુસલમાન ગૃહસ્થ સર મુસ્તફાખાન બેરોનેટના પવિત્ર હાથે થવાની હતી. તેઓ ખાસ આ ક્રિયા માટે મુંબઇથી આવ્યા હતા.

થોડી વારમાં મેદાન માણુસોથી ભરાઇ ગયું. સર મુસ્તફાખાનની મોટર વખતસર આવી પહોંચી. એ મોટરમાં શેઠ દુર્ગાપ્રસાદ, બકુલા અને મુસ્તફાખાન: આ ત્રણ જણુ હતાં. તેની પાછળની મોટરમાં શેઠ દુર્ગાપ્રસાદના કુટુંબની વ્યક્તિઓ હતી અને તેની પાછળની મોટરમાં ઉર્મિલા, ઉષા અને સુરેશ બેઠાં હતાં. હિંદુ, મુસલમાન, પારસી વગેરે સર્વ કોમનાં એકત્ર થયેલાં સ્ત્રી-પુરૂષે સર મુસ્તફાખાનને વધાવી લીધા.

પાયો નાખવાની ક્રિયા કરતા પહેલાં ભાષણોનો ક્રમ રાખવામાં આવ્યો હતો. સર મુસ્તફાખાનની ઓળખાણુ કરાવતાં બકુલા બોલી:

"ભાઇઓ અને બહેનો,

"આ સમારંભનો ઉદ્દેશ જણાવવાની જરૂર ન હોય કારણુકે ગુજરાતને બલકે હિંદુસ્થાનને જે જાતનાં દવાખાનાંની ખૂબ જરૂર છે તે જાતના ભાવિ દવાખાનાના મકાનનો પાયો નાખવાની તારીખ વર્તમાનપત્રોમાં ઘણા દિવસ પહેલાંની આવી ગઇ છે, તે સાથે આવા દવાખાનાની ઉપયોગિતા અને આવશ્યકતા દર્શાવતા લેખો સેંકડોની સંખ્યામાં પ્રસિદ્ધ થયા છે અને તે તમે જાણો છો.

અત્રે ઉપસ્થિત થયેલા મુંબઇના અગ્રગણ્ય નાગરિક, ચાર મિલોના એજન્ટ, મુંબઇની મ્યુનિસિપાલિટી અને અન્ય લોકોપયોગી સંસ્થાઓના માજી અગર ચાલુ પ્રમુખ અને કેટલીયે પ્રવૃત્તિઓના પ્રાણુસમા સર મુસ્તફાખાન બેરોનેટનું ઓળખાણુ કરાવવાનું મારૂં કર્તવ્ય છે. સર મુસ્તફાખાન માટે આગળ કહેવાઈ ગયું છે તે ઉપરાંત બીજું કહેવાનું છે અને તેમનો તે ગુણુ તેમના સદ્‌ગુણોમાંથી ખાસ તરી આવે છે. તેઓશ્રી શ્રીમંત છે તે સાથે અનન્ય દાનવીર છે. એ સાચું છે કે હિંદુસ્થાન અમેરિકા જેવા અને જેટલા દાનવીરો ધરાવતું નથી પણુ આપણી અને અમેરિકાની સ્થિતિમાં ભારે તફાવત છે. ત્યાં દ્રવ્યની વિપુલતા છે ત્યારે આપણે અહીં અન્ન-વસ્ત્રના ભર્યા ભંડાર હોવા છતાં નાગાં-ભૂખ્યાંની મોટી સંખ્યા વસે છે. હિંદુસ્થાન ગરીબ છે એટલે આપણા દાનવીરો એકજ જગ્યાએ મોટું દાન કરી શકતા નથી. તેઓ અનેક જગ્યાએ નાની મોટી રકમો આપે છે. સર મુસ્તફાખાનની આવી-ગુપ્ત અને જાહેરની જાણુમાં આવેલી સખાવતોનો હિસાબ એક જણે કાઢયો છે; અને

કહેતાં આનંદ થાય છે કે તે રકમ સવાકરોડ રૂપિયાની આસ-પાસની છે. વળી એક વધુ વિગત જણાવું. દીનેશ અને ઉર્મિલાએ આપેલા રૂપિયા બાર લાખમાંથી આ મકાન પાછળ બે લાખ રૂપિયા જશે. દવાખાનાને સારી રીતે કાયમ ચલાવવા માટે પાંચ લાખ વધુ રૂપિયાની જરૂર જણાતાં નીમવામાં આવેલી ત્રણ જણની કમિટિએ તે માટે જાહેર પ્રજાને વિનંતી કરી હતી. અમારા તરફના એક લાખ અને દીનેશ તથા કમિટિના સભ્યોની ખાનગી હિલચાલથી પ્રાપ્ત થયેલા બીજા એક લાખ એમ બે લાખ રૂપિયા વિનંતીપત્ર બહાર પડતા પહેલાં ભરાઇ ગયા હતા. વિનંતીપત્રની જાણ થતાંજ સર મુસ્તફાખાને આ દવાખાનાને અંગે ખૂટતા ત્રણ લાખ રૂપિયા આપવાનું જાહેર કરતો તાર કરી દીધો. ન જોઈ વિનંતીની રાહ કે ન કર્યો વિલંબ. આવા ઉદાર દિલના માણુસ તરફ કોને પૂજ્યભાવ ન થાય? વળી તમે જાણીને ખુશ થશો કે તેઓ મુસલમાન હોવા છતાં તેમના દાનની ઝરણી પોતાનીજ કોમના લાભાર્થે નહીં વહેતાં દરેક કોમના લાભાર્થે વહી છે. આવા માણુસને હાથે દવાખાનાના મકાનનો પાયો નાખવાની ક્રિયા થાય તેથી વધારે સારૂં બીજું શું હોઇ શકે?

"આ મકાનનો પાયો મુસલમાન કોમના એક પુરૂષને હાથે નંખાય છે, તેમાં બીજો પણુ એક આશય છે અને તે એવું વ્યક્ત કરવાનો કે આ દવાખાનું હિંદુ-મુસલમાન અને બીજી બધી કોમો મોટે ખુલ્લું રહેશે. રોતા રોતા આવતા દરેક કોમના માણુસોને આ દવાખાનામાંથી હસતા હસતા પાછા જતા જોવાનો સુઅવસર વહેલો આવે તે જોવા ઉત્સુક છું ને પરમાત્માને મારી અને આપ સર્વની ઉત્સુકતાનો અંત લાવવા પ્રાર્થના કરૂં છું."

બકુલાના ભાષણુને શ્રોતાઓએ વધાવી લીધું. તાળીઓના ગડગડાટ અને હર્ષની કીકીઆરીઓથી બકુલાને માન આપવામાં આવ્યું. આ પછી પોતાની ધોળી દાઢી ઉપર આસ્તે આસ્તે હાથ ફેરવતાં સર મુસ્તફાખાન ઉભા થયા. તે બોલ્યાઃ

"વહાલાં ભાઈ-બહેનો,

"મારે માટે જે કહેવામાં આવ્યું છે તે વિવેક ખાતર કહેવામાં આવ્યું છે એવું કહેવાનો વિવેક ન કરૂં તો મને અવિવેકી નહીં ધારી લેવાની વિનંતી કરૂં છું. એ બધું ખરૂં છે અને હું મારી ફરજ અદા કરી શકું છું તે બદલ ખુદાનો આભાર માનું છું. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, ઈશ્વર મને જે આપે છે તે તેનાં બાળકો માટેજ પાછું ફેરવું છું અને ઈશ્વરે મને એટલી ઉદારતા બક્ષી છે તે બદલ ખુશ થાઉં છું."

"મારા જાણવા પ્રમાણે આ પ્રકારનું દવાખાનું સારા હિંદુસ્થાનમાં અહીંજ બંધાશે. ગુજરાતને અને ખાસ કરીને અમદાવાદને જે લાભ મળ્યો છે તે ખરેખર ભવ્ય છે. આમ છતાં મને કહેવામાં આવ્યું છે કે આ દવાખાનું એકલા અમદાવાદનું કે એકલા ગુજરાતનું નથી, પણ સારા હિંદુસ્થાનનું છે. દૂર દૂરના સિલોનના સિમાડામાંથી આવો કે હિમાલયનાં હિમાચ્છાદિત શિખરોની ગોદમાં રમતા કોઇ ગામડાનો સંતાન આવો, થરપારકર અને કચ્છના રણનો કો દુખીઓ આવો કે બર્માના જંગલમાંથી કોઇ બર્મીસ આવો. સર્વને માટે આ દવાખાનું શાન્તિનું ધામ થશે. હું આશા રાખું છું કે આ દવાખાનું તેવું થશે અને પાક ખુદાને અરજ ગુજારૂં છું કે તૈયાર થયેલા દવાખાનાના મકાનની આજુબાજુ એવું વાતાવરણ રાખજો જે સર્વ કોમને વિના સંકોચે અંદર દાખલ થવા પ્રેરે, સેવક–સેવિકાઓમાં એવી વૃત્તિ રાખજો કે એમની સેવાની ઝરણી વિનાપક્ષપાતે દુખિયાંનાં દુઃખ ધોતી વહ્યા કરે.

"આ મકાનનો પાયો મારે નાખવાનો છે! વિચાર કરૂં છું ને મુઝાઉં છું. અદ્દ્ય પાયો નાખનાર મુફલીસ પણ મહાન વ્યક્તિ તો અહીં હાજર નથી. બારબાર લાખ રૂપિયાનો વરસાદ વરસાવવો તૃષાર્ત માનવ ચાતકોના મુખમાં અમીનું બુંદ મૂકવું છતાં જગતની આંખથી છૂપાતા ફરવું એ તે શું કહેવાય? મારી આંખ કયારનીયે ચારેબાજુ ફર્યા કરે છે પણ આ મહાન સંસ્થાનોજનક દીનેશ દેખી શકતી નથી. એમનાં પત્ની આવ્યાં છે કારણકે અમેરિકાના પ્રણાલિકાવાદની એમના ઉપર અસર છે. અને જુઓ તો ખરા, કેવાં લપાઇને બેઠાં છે?"

અત્રે ઉર્મિલાને ઉભી કરવા શ્રોતાઓએ આગ્રહ કર્યો. તાળીઓ અને ચીસો કેટલીયે વાર સુધી ચાલુ રહી. ગરબડાટ એટલો થઇ ગયો કે બોલ્યું કાને પડે નહીં. સર મુસ્તફાખાન અદબવાળીને સ્થિર ઉભા રહ્યા. ગરબડાટ ઓછો થયો એટલે તેમણે કહ્યું: "મારૂં ભાષણ ખતમ થયા પછીથીજ તમારી ઇચ્છા તૃપ્ત થશે માટે મારૂં ભાષણ ખતમ થવા દો." આ શબ્દોની જાદુઇ અસરથી પૂર્વવત્ શાન્તિ પથરાઇ ગઇ.

સર મુસ્તફાખાને આગળ ચલાવ્યું: "સમારંભનો સર્વભાર શેઠ દુર્ગાપ્રસાદ ઉપર નાખી ખસી જનાર દીનેશની આપણે પ્રશંસા કરીશું કે નિંદા? મને તો કંઇ સમજાતું નથી એટલે એ વાત જવા દઉં. પાયો નાંખવાનું મુહૂર્ત ચાલ્યું આવે છે પણ પાયો તો કયારનો નંખાઇ ગયો છે. દીનેશ અને દેવી ઉર્મિલાએ સેવા કાર્યનો જે પાયો નાંખ્યો છે તેના ઉપર તમે બધા દેખી શકો તેવો પાયોજ મારે

નાખવાનો છે. આ આદર્શ યુગલે હાલ તુરત તો સેવાના બે મહાલયો ઉભા કરવાનું ધાર્યું હોય તેમ લાગે છે. ઉર્મિલાદેવી સામાજિક ક્રાન્તિની આગ પ્રકટાવવા લાગી ગયાં છે; એક લગ્ન પ્રસંગ હાથમાં લઇ તેમણે ક્રાન્તિનું જે પ્રચંડ અંદોલન ઉભું કર્યું છે તેણે તમને યે સ્પર્શ કર્યો હશે. દીનેશ માટે કંઇ સમજાતું નથી પણ એમની મિલ્કતનો બાકીનો ભાગ પરાર્થે કાઢેલો હોઇ મને લાગે છે કે તેઓ તે માર્ગે જશે. અમદાવાદનાં ઓ પુરજનો, તમે તેમને સહકારથી સન્માનજો.”

સર મુસ્તફાખાને સ્થાન લીધું એટલે ઉર્મિલા માટે ગરબડાટ થઇ ગયો અને જ્યારે તે પ્લેટફોર્મ ઉપર ઉભી થઇ ત્યારેજ બંધ પડયો. જેઓએ ઉર્મિલાને નહોતી દીઠી તેઓ ઉંચા થઇ આંખો ખેંચવા લાગ્યા.

ઉર્મિલાએ બોલવાનું શરૂ કર્યું:

“હું તમને હિસાબ આપવા ઉભી થઇ છું. જો કે આ પ્રસંગે તે અસ્થાને ગણાશે; પણ મને બોલવાનો આગ્રહ થયો છે એટલે બોલ્યા સિવાય છૂટકો નથી અને આ સિવાય બોલવાનું બીજું કંઇ છે નહીં.

“સત્તર લાખ રૂપિયાની આવક થયેલી તમે જાણી ગયા છો. જાહેર વિનંતીપત્રના જવાબમાં ૨૫૧૯૮૭ રૂપિયા આવ્યા છે બાકીના ભેગા કરી અગર અમારે ઉમેરી દઇ કુલ અરાઢ લાખ રૂપિયા કરવા છે. આમાંના બે લાખ મકાનમાં જશે, એકથી દોઢ લાખ સાધનોમાં જશે. બાકીના રૂપિયાના વ્યાજનો ઉપયોગ કરવાનો છે. એમાંથી પાંચ લાખ રૂપિયાનું વ્યાજ ગરીબોને ગાડી ભાડું આપવા પાછળ ખર્ચવામાં આવશે અને બાકીના રૂપિયાના વ્યાજમાંથી દવાખાનાનું ઓજાર–દવા–પગાર વગેરે ખર્ચ નીકળશે. ગાડીભાડાને અભાવે સારવારને લાયક ઘણા માણસો આ દવાખાનાનો લાભ ન લઇ શકે ને તેમનાં અંગો બરબાદ જાય. આથી આ યોજના કરવામાં આવી છે. એનો દુરૂપયોગ ન થાય તે માટે ઘટતી સાવચેતી રાખવામાં આવશેજ.” ઉર્મિલા બેસી ગઇ.

અત્રે એક પારસી ગૃહસ્થે ઉભા થઈ અરાઢ લાખનો આંકડો પુરો કરવા ખૂટતી રકમ આપવાનું જાહેર કર્યું. બધે આનંદ આનંદ છવાઇ ગયો અને છેવટે, બીજાં કેટલાંક ભાષણો પછી પ્રમુખસાહેબ સર મુસ્તફાખાન પાયો નાખવાની ક્રિયા કરવા ઉઠયા. એ ક્રિયા કરતી વખતે આનંદના ચિત્કારથી, તાળીઓના ગડગડાટથી અને પ્રેક્ષકોએ ફરકાવેલા રંગબેરંગી રૂમાલોથી જોવા જેવો દેખાવ થઇ રહ્યો.

## પ્રકરણ ૨૩ મું

## વિલાસની હોળી

વળી પાછો આપણે એક વરસનો કૂદકો મારીએ છીએ.

મદનરાય વિલાસથી કંટાળ્યો હતો. ગૃહસંસારમાં જે નજીવાં કારણો મહત્વનો ભાગ ભજવે છે તે કારણોએ મદનરાય અને વિલાસના ગૃહજીવનને કંટાળાજનક બનાવી દીધું હતું. બિચારો મદનરાય વિલાસ સાથે લગ્ન કરી સુખી થવાની આશાના સમુદ્રમાં લહેર કરતો હતો તેને બદલે હવે કો ઉજ્જડ રણની ખરા બપોરની આગની કણીઓ જેવી રેતી તેના ઉપર વરસતી હતી તેથી દાઝતી દશામાં આવી પડયો હતો. હૃદયમાં દબાવી રાખેલી વેદનાઓએ એને ચીઢીઓ બનાવી દીધો હતો; અને જાણે સારા ગૃહસંસારને સળગાવી દેવાના નિર્ણય ઉપર આવ્યો હોય, સળગતા ગૃહસંસારની જ્વાળાઓને ઉછળતી જોઈ ખડખડાટ હાસ્ય કરવાના ભિષણ કોડ જાગ્યા હોય તેમ વિલાસને દુઃખ દેવામાં મઝા માણવા લાગ્યો. એ નીચ નહોતો એટલે પત્નીને મારતો કૂટતો નહોતો પણ એની લાગણીઓ સાથે ક્રૂર રમત રમતો હતો. વિલાસ આ સમજતી હતી. તેણે નક્કી કર્યું હતું કે આ ગૃહસંસાર એકાદ કઠણ ખડકને અથડાઇ તૂટી જવાનો છે. પરંતુ એ પણ કંટાળી હતી. અહીં એના વિલાસી સ્વભાવને ભૂખમરો વેઠવો પડતો હતો. એ ભૂખમરામાંથી ક્રોધ, તિરસ્કાર અને કંટાળો પ્રગટયાં હતાં.

મદનરાય સાંજે ઘેર આવ્યો ત્યારે અસ્વસ્થ હતો. મગજ ભમી રહ્યું હતું ને શરીરમાં બેચેની હતી. ઘેર આવી સીધો શયનગૃહમાં ગયો ને પલંગમાં પડયો. વિલાસ એની રૂમમાં બેઠી બેઠી કંઇક લખી રહી હતી. મદનરાય આવ્યાની ખબર હતી તોપણ ઉઠી નહીં. મદનરાય વિલાસની રાહ જોતો કેટલાક વખત સુધી પલંગમાં પડી રહ્યો. એ વખત દરમ્યાન વિલાસના વિચિત્ર વર્તન માટે અને પોતાના કમભાગ્ય માટે વિચાર કર્યો, દિવસોથી વેદનાથી સળગી રહેલું હૈયું બળવા લાગ્યું. બળતા લોહિના ચણચણાટથી ટકોરા થતા હોય તેમ મગજમાં આંચકા આવવા લાગ્યા. દુનિયા આખી ચક્કર ચક્કર ફરતી હોય તેમ મદનરાયને લાગ્યું, આંખે અંધારાં આવવા લાગ્યાં ને એ કમભાગી પુરૂષે આંખો મીંચી દીધી.

"આહા!" મદનરાય વિચારવા લાગ્યો: "કેવી સુખદ આશાઓ સાથે ભ્રષ્ટ વિલાસ સાથે જોડાયો હતો! મેં માન્યું હતું કે એની ભ્રષ્ટતા મહેન્દ્રને આભારી હશે. આવી ખાનદાન કુળમાં જન્મેલી, ભણેલી અને બુદ્ધિમાન સ્ત્રી નીચ પતિને પનારે પડીનેજ વિકૃતિ પામી હશે. પણ હા! એ વિચારો કરતી વખતે હું વધારે ઉદાર બની ગયો હતો, મેં વધારે સૌજન્ય વાપર્યું હતું. મહેન્દ્ર સારો હતો એમ હું કહેતો નથી, વિલાસ પણ સારી નથી. આવી સ્ત્રી સાથે જોડાઇ મેં ગંભીર ભૂલ કરી છે ને જીવનને પાયમાલ કરી નાખ્યું છે. ઓહ! દૂરદૂરના કોઈ અણદીઠા પ્રદેશમાંથી જીવનપાયમાલીનો ભેદી ઘંટ ગાજી રહ્યો છે. દૂર દૂરથી ચાલ્યા આવતા ઘંટારવ સાંભળું છું ને કમકમી ઉઠું છું. વિલાસ મારી નથી, હું વિલાસનો નથી. આમ છતાં અમે જોડાયેલાં છીએ અને તે સ્વેચ્છાએ! વિલાસ સાથે સંબંધ બાંધ્યો ન હોત તો ઠીક થાત. કોઇ બીજી સારી સ્ત્રી મેળવી શકત. પણ એ તો...હા! તો... બહુ ભારે છે. જોડાયો છું એજ એક ભૂલ કરી છે તો એ ભૂલનો ભોગ થવા દે, પેટ ભરીને એ ભૂલનાં પરિણામ ભોગવવા દે. હું જાણું છું કે પરિણામોની પરંપરા મૃત્યુના અંત, બિંદુએ જઇ અટકવાની છે. આવા રસહિન જીવન કરતાં મૃત્યુ શું ખોટું? ભલે આવે મૃત્યુ ભલે આવે. એજ દુઃખે સળગતાં કમભાગી માનવીઓ માટે શીતળતાનુ બુંદ છે, એજ અસહ્ય સંસારની વિષમતાઓનો નાશ કરનાર પ્રભુએ દીધેલું ઔષધ છે. જીવન પછીના ભવ્ય અને શાન્તિમય પ્રદેશમાં લઇ જનાર મૃત્યુના ઓ દૂત! આવ, હું તારાં સ્વાગત કરૂં છું. પણ...પણ... જીવવાનું મન થઇ જાય છે. શા માટે? શા સુખ માટે? શા લહાવા લેવા સારૂં? વિલાસ સાથે છૂટાછેડા કરૂં? ના, ના, એ ન બને. મારૂં નાક કપાઇ જાયને! અને વિલાસની શી દશા થાય? જેને બે બે વખત છૂટાછેડા કરવા પડે છે તે નારી ક્યાં જઇને ઠરે? ગમે તેમ તોયે વિલાસ મારી પત્ની છે. એને એ દશામાં નહીં ધકેલી દઉં. એના કરતાં તો દુઃખોની ઝાળમાં ભટકવું, જીવનની નીરસતાનો લુખો સ્વાદ લેવો અને વિષનો કડવો ઘુંટડો ગળે ઉતારવો તે ઠીક છે. એના કરતાં તો સડીસડીને મરવું, રીબાઇ રીબાઇને દેહ પાડવો એ ઉત્તમ છે."

ગુસ્સાને લીધે મદનરાય પલંગમાંથી ઉભો થઇ ગયો. પાંજરામાં પૂરાયેલા વનરાજની માફક લાલઘુમ આંખે આંટા મારવા લાગ્યો. એનું મગજ ભમી ગયું હતું, ભાન નહોતું, લગભગ બેભાન થઇ ગયો હતો.

"આવો." તે ગુસ્સાથી હાથ વડે ચાળા કરતો બોલવા લાગ્યો. "આવો મૃત્યુના દૂતો, આવો! હું વકીલ છું. મને દલીલો બહુ આવડે છે પણ તમારી પાસે દલીલો નહીં મૂકું. વિલાસ આવ. કોઇ તીક્ષ્ણ હથિયાર લેતી આવ. મારા અંગમાં એ હથિયારને ડુબકી દેવરાવી રક્તની ધાર પાડું. પી, પી, માનવ રૂપમાં અવતરેલી મારા રક્તની પ્યાસી સુંદર ડાકણ, ઉના ઉના લોહીની એ ધારા પી ને તારી ભયંકર પ્યાસ છીપાવ."

ભીંત ઉપર સામે મદનરાયની મોટી છબી હતી. છબીમાંના મદનરાયના મુખ ઉપર સ્મિત ફરકી રહ્યું હતું એટલે એ ચહેરો અતિ સુંદર લાગતો હતો. જરા છેટે વિલાસની નાની છબી હતી. મદનરાયની નજર પોતાના ફોટા ઉપર પડી. એની આંખ ફાટી, દાંત કચકચાવ્યા ને એક પગ આગળ મૂકી, બે પગ વચ્ચે દોઢ ફીટનું અંતર રાખી, કેડે બંને હાથ મૂકી ઉભો રહ્યો. પ્રખર દૃષ્ટિથી ફોટોગ્રાફ તરફ એકાદ મિનિટ જોઇ રહ્યો ને એક ભયંકર હાસ્ય ગાજી ઉઠ્યું. "સાલા હસે છે? શું જોઇને હસે છે?" દાંત કચકચાવી મદનરાય ફોટોગ્રાફને કહેવા લાગ્યો: "વિલાસને હાથે તરૂં મૃત્યું છે, તું વિલાસની એડી તળે કચરાવાનો છે છતાં હસે છે?" કહી મદનરાય વિલાસના ફોટોગ્રાફ તરફ ચાલ્યો. ભીંતે ટાંગેલી છબી તોડી નાંખી હાથમાં લઇ વળી પાછો પોતાના ફોટોગ્રાફ પાસે આવ્યો ને જોરથી હાથમાંની છબી તે તરફ ફેંકી. છબી તૂટી ગઇ ને કાચના કકડા જમીન ઉપર વેરાયા. આટલાથી મદનરાય ન ઝંપ્યો. તેણે કૂદકો માર્યો ને ભીંતે રહેલો પોતાનો ફોટોગ્રાફ ઉખાડી લીધો. ફ્રેમ અને કાચ છૂટાં પાડી ફોટોગ્રાફને જમીન ઉપર નાખી પગ વડે કચરાવા લાગ્યો. બોલ્યો, "હજી હસે છે? વિલાસે તારા ટુકડે ટુકડા કરી નાખ્યા છતાં હસે છે? બેશરમ, પાગલ..."

લખવામાં નિમગ્ન થઇ ગયેલી વિલાસના કાન ઉપર તૂટતા કાચનો અવાજ અથડાયો. તે ઉઠીને અવાજ આવ્યો તે તરફ ગઇ. જઇને જોયું તો મદનરાય આમ તેમ આંટા મારી રહ્યો હતો. વિલાસને જોઇ મદનરાય ભાનમાં આવ્યો. તે પલંગમાં જઇ પડ્યો. કોઇ મદભરી સામ્રાજ્ઞી પોતાની પ્રજાના દાદ માગવા આવેલા ટોળા ઉપર નજર નાખે તેવી નજરથી વિલાસે એક વખત તૂટેલા કાચ તરફ જોયું ને બીજી વખત પલંગમાં પડેલા મદનરાય તરફ જોયું. બસ, જોઇજ રહી. એને મદનરાયની દશાનું ભાન થયું, ભારે પગલે પલંગ તરફ ગઇ.

"શું થાય છે?" વિલાસે પૂછ્યું.

મદનરાયે પાસું બદલી વિલાસ તરફ પુંઠ કરી.

"શું થાય છે?" વિલાસે ફરીથી પૂછ્યું.

વળી મદનરાયે પાસું બદલી વિલાસ તરફ જોયું. ભીખ માગતી લાચાર આંખે તે ટગરટગર જોઇ રહ્યો. ફુટતાં ઝળઝળિયાંથી એ કરૂણાભરી આંખ ચળકી ઉઠી. એ આંખોમાં જવાબ હતો પણ વિલાસ ન સમજી શકી.

"થાય છે શું તે તો કહો?" અધિરાઇથી, કંટાળાથી અને તિરસ્કારભર્યા ક્રોધથી મોટા અવાજે વિલાસે ત્રીજી વખત પૂછ્યું.

મદનરાય પલંગમાં બેઠો થયો. વિલાસ તરફ જોઇ ડોકી હલાવતાં બોલ્યો, "શું થાય છે તે મને પૂછે છે?" મદનરાયે 'મને' ઉપર ભાર મૂકયો.

"ત્યારે કોને પૂછું?"

"નથી જાણતી?"

"હું શું જાણું?"

"હા, બરાબર છે. તું શું જાણે? જાણવાની જરૂર પણ શી? મને શું થાય છે તે જાણવા આજે શાથી ઉદ્યુક્ત થઇ છે તેજ મને તો નથી સમજાતું. જા, લખ. લખવાનું મોડું થાય છે. આ ક્ષુદ્ર માનવપ્રાણી માટે ઓ મહાદેવી, તું શા માટે તારો અમૂલ્ય સમય બગાડી રહી છે?"

વિલાસ નરમ થઇ ગઇ. આટલી આટલી લડવાડો થઇ હતી પણ મદનરાયના મોંમાંથી આવા તીવ્ર શબ્દો નહોતા નીકળ્યા એટલે આ શબ્દો તેને ખૂબ આકરા લાગ્યા. શું બોલવું અને શું કરવું તે નહીં સમજાવાથી સ્થિર ઉભી રહી, ઉશ્કેરાઇ ગયેલા મદનરાય તરફ જોઇ રહી. મદનરાય વિલાસ તરફ તાકી રહ્યો. એ દૃષ્ટિએ વિલાસને દબાવી.

"જા." મદનરાય તડૂકયો.

"કયાં?"

"તારા ખંડમાં."

"શા માટે?"

"લખવા."

"પછીથી લખાશે."

"ઓહો! આ વળી નવું જાણવાનું મળ્યું. જગત ઉદ્ધારક દેવી, તમને આ ભાન કયારનું થયું? હું કયારનો આવ્યો છું પણ 'પછીથી લખાશે' એવું તમને સૂઝયું નહોતું. એકાએક આ કયાંથી સૂઝયું?"

"આજે આમ કેમ બોલો છો?"

"રોજે આ રીતે બોલવું જોઇએ પણ મારામાંનો દેવ નહોતો બોલવા દેતો. આજે એ દેવ ચાલ્યો ગયો છે. પણ તું જા. તારૂં કામ કર."

"જાઉં ? મારે પણ કામ છે."

"શું કામ છે ?"

"કલબમાં ભાષણ આપવાનું છે."

"પતિને મારી નાખવાના શાસ્ત્રીય ઉપાયો: એ સંબંધી ?"

વિલાસ ભોંઠી પડી ગઇ.

મદનરાય આગળ બોલ્યો, "જા લખ, પહેલું તારૂં ભાષણ પછી તારો પતિ. જો તો ખરી, શરીરમાં કેટલો તાવ ધીકે છે ? આંખે અંધારાં આવે છે, માથું ભમી જાય છે. પણ કંઇ નહીં ભાષણ કેટલા વાગ્યે છે ?"

"આઠ."

"સાડા છ તો થયા હજી ભાષણ લખવું હશે—"

"કેટલુંક વાંચવાની પણ જરૂર છે."

"બરાબર છે. પતિને મારવા માટે ભાષણ કરવું જોઇએ ને ભાષણ કરવા માટે વાંચવું જોઇએ. વિલાસ, મહાદેવી, કોઇ મૂર્ખ હોત તો તમારી પાસેથી સેવાની આશા રાખત, કોઇ મૂર્ખ સ્ત્રી હોત તો માંદા પતિની સેવા કરવાની જરૂર માનત; પણ તમે બુદ્ધિમાન છો, હું બુદ્ધિમાન છું. હું બુદ્ધિપૂર્વક મરવાનું જાણું છું, તુમે બુદ્ધિપૂર્વક મારવાનું જાણો છો. બહુજ સરસ."

"હું તમને મારૂં છું ?"

"ના, મરવાની ફરજ પાડો છો"

"શા રીતે ?"

"એ પ્રશ્ન પૂછવાની જરૂર પડે છે ખરી ?" મદનરાય ખડખડાટ હસી પડ્યો. "બહુ ભોળાં. અને એવું ભોળપણુજ લાભદાયી છે. પણ જાઓ, લખો, વાંચો ને છેવટે ભાષણ આપો. માંદા પતિને એકલો, અટુલો, રઝળતો નિરાધાર રાખી કર્તવ્ય પાલન ઉપર તમારૂં પોતાનું દૃષ્ટાંત આપી ભાષણ આપજો. દાર્શનિક પુરાવાની આવશ્યકતા હોય તો મને ડોળીમાં કે સ્ટ્રેચર ઉપર નાંખી ભાષણ સ્થાને લઈ જાઓ."

વિલાસ મુંઝાઇ. તે સ્થિર ઉભી રહી. મદનરાય પલંગમાંથી ઉઠ્યો, ઉતર્યો ને વિલાસ તરફ ચાલવા લાગ્યો. એના ડોળા લાલધુમ હતા. વિલાસને બીક લાગી. તે થરથરી ઉઠી ને બે ડગલાં પાછળ હઠી ગઇ.

"ડરો છો ? શા માટે ? તમારે મારાથી ડરવાનું હોય ? મારે તમારાથી ડરવાનું છે. હું તો તમને વિનંતી કરવા આવું છું." કહી મદનરાય ઉભો રહી વિલાસના મોં તરફ જોઈ બોલ્યો, "શા માટે

ઉભાં રહો છો ? મારૂં શરીર કેટલું ધીકે છે તે જોવું છે ? શા માટે ? લખો, વાંચો, ભાષણ આપો."

"હવે ભાષણની વાત જવા દો. આનંદદાયક જે હોય તે સ્વીકારવાનો મને હક છે. ભાષણો આપવામાં મને આનંદ પડે છે."

"મારા લોહીથી હોળી રમી એ આનંદ ભોગવવા માગો છો ?"

"તમને જેમ લાગે તેમ."

"તો એમ કરો—મને કાપી નાખો, મારા શરીરના ટુકડા કરી નાખો કે જેથી તમે ભાષણબાજી ખેલી શકો ને અંતરાય ન આવે. નિરંકુશ આનંદ ભોગવી શકો. મેળાવડા, ભાષણો, રમતો અને પર્યટનો તમને આનંદ આપશે. મારા અસ્તિત્વથી એ કાર્યો માટે તમે જોઇએ તેટલો વખત મેળવી શકતાં નથી."

"આજે ખૂબ ઉશ્કેરાઇ ગયા છો."

"કારણ કે તાવ આવ્યો છે. આજ સુધી ઉદરમાં સમાવેલી વેદનાને તાવે બહાર કાઢી છે."

"જોઉં ?" કહી વિલાસે મદનરાયના કપાળ ઉપર હાથ મૂકયો. ખરેખર કપાળ તૂટવાની તૈયારી કરતું હોય તેટલું ધીકતું હતું. વિલાસ બોલીઃ "તાવ આવ્યો છે પણ તેમાં મારાથી શું થઇ શકે ? કહો તો ફોનથી ડોકટરને બોલાવું ? કબાટમાં ફીનાસેટીનની બાટલી છે, કહો તો એક પડીકું બનાવી લાવું. એ સિવાય મારાથી શું થઇ શકે ? ડોકટરને બોલાવું ?"

"ના."

"પડીકી લાવું ?"

"ના. મારી પાંસે બેસ. મારા તરફની લાગણીઓ કાઢી નાખી અંતરના ઉમળકાથી વાત કર. તેથી મને સંતોષ થશે. તાવ જોવા તેં કપાળ ઉપર હાથ મૂકયો. ત્યારે મારા અંગમાં કેટલી શીતળતા વ્યાપી હતી તે જાણે છે ?"

"પણ મારે જવું છે."

મદનરાય વિલાસના પગ આગળ ઘુંટણીએ પડી, બે હાથ જોડી વિલાસ સામું જોઇ બોલ્યો, "તો જાઓ. દેવી, જાઓ, જગતનું કલ્યાણ કરો."

મદનરાયના પ્રત્યેક શબ્દમાં ઘાયલ હૃદયની વેદના હતી, જીવન ઉપરનો કંટાળો હતો, અને વિલાસ તરફનો હડહડતો તિરસ્કાર હતો. એની દૃષ્ટિમાં આગ હતી. વિલાસ એ તિરસ્કારથી કંપી અને આગથી દાઝી. તે બોલીઃ

'આ શું ગાંડપણ આદર્યું છે...."

"હા, હા, ગાંડપણુ. એ ડાહી દેવી, ગાંડપણુ. તમારા સિવાય આ જગતમાં ડાહ્યું કોણુ છે?" મદનરાય વચ્ચેજ બોલ્યો.

"ઉભા થાઓ."

"આપનો હુકમ માથે ચઢાવું છું." ઉભો થઈ મદનરાય આગળ બોલ્યો, "આજ્ઞા! દેવી બીજી શી આજ્ઞા છે?"

મદનરાયના મુખમાંથી છૂટતાં શબ્દોનાં આ તાતાં તીર સહન કરવાની વિલાસમાં શક્તિ નહોતી. અહીં ઉભા રહેવામાં જોખમ જોઇ તે ચાલી જવા તૈયાર થઈ.

"બીજું કંઇ કામ છે?" વિલાસે કહ્યું.

"કામ તો બહુયે છે પણ તમને ક્યાં નવરાશ છે?"

"શું કામ છે?"

"લખવાનું બંધ રાખવા તૈયાર છો?" વિલાસ 'હા' કહી શકે તેમ નહોતું અને "ના" કહેવાની શક્તિ નહોતી તેથી મદનરાય તરફ જોતી ઉભી રહી. આ જોઇ મદનરાય આગળ બોલ્યો, "તમે તે માટે તૈયાર નથી તો શું કામ છે તે શા માટે કહું? તમારે બહુ કામ છે અને તે કામ એક માણુસની જીંદગી કરતાં વધારે અગત્યનાં છે."

"સીધું કહી દો." કડક અવાજે વિલાસ બોલી.

"ઉતાવળ છે?"

"હા."

"તો જાઓ—સીધાવો."

તરતજ ધનમંગળમાં ચમકાર કરી અદૃશ્ય થઇ જતી વિજળીની જેમ વિલાસ અદૃશ્ય થઇ ગઇ. મદનરાય જોઇ રહ્યો. પલંગમાં પડ્યો ને ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડ્યો. કેટલીક વાર પછી તે ઉઠ્યો. મગજ ભમતું હતું એટલે પલંગ નીચે પગ મૂકતાં ગબડી પડ્યો ને કપાળમાં વાગવાથી ઢીમણું થયું. વળી ઉઠ્યો ને શિથિલ પગલે ચાલી ખંડ બહાર નીકળી વિલાસના ખંડ તરફ ચાલ્યો. વિલાસ બેઠી બેઠી લખી રહી હતી. મદનરાય ખુરશીએ હાથ મૂકી ઉભો રહ્યો. વિલાસ ચમકી. પાછળ જોતાં મદનરાય દેખાયાથી અને કામ અધૂરૂં રહી ગયેલું હોવાથી તે અકળાઈ, ખુરશીમાંથી ઉઠી જઇ મદનરાય તરફ ફરી.

"વળી પાછા શા માટે આવ્યા?"

"વિલાસ, વિલાસ, હું તારો પતિ છું. તને પતિને માટે કંઇ કરવા જેવું લાગે છે? તને માણુસની દયા આવે છે? તારામાં પ્રેમ જેવું કંઇ છે?"

"તમે શું જુઓ છો?"

"મને તો દેખાય છે કે તારામાંથી સ્ત્રીત્વ તો શું પણ મનુષ્યત્ત્વ પણ ઉડી ગયું છે. તું સ્વાર્થી રાક્ષસી બની ગઇ છે."

"વિચાર કરીને બોલો. તમારા શબ્દો જેમ સાંભળ્યા કરૂં છું તેમ તમે નીચતામાં વધારે ને વધારે ઉતરતા જાઓ છો."

"અને જેમ હું તમારા તરફ પાશવી વર્તન નથી ચલાવતો તેમ તમે મને વધારેને વધારે પીડો છો."

"એટલે શું તમે મને અહીં મારવા માટે આવ્યા છો!"

"હું તને શું મારૂં? ઇશ્વર મારશે."

"તો તમે આવ્યા છો શા માટે.?"

"ઘણા માટે."

"જે કહેવું હોય તે કહી દો, મારી પાસે વખત નથી."

"જવાબ મળી ગયો. હવે મારે કંઈ કહેવાનું નથી." કહી મદનરાય ચાલ્યો ગયો.

વિલાસે લખવાનું અધૂરૂં રાખી વાંચવા માંડ્યું. પણ ચિત્ત ચોંટ્યું નહીં. ભાષણ વાંચવાને બદલે મોંએથી કહેવા ઠરાવ્યું હતું પણ માહિતી મેળવવા વાંચ્યા સિવાય ચાલે તેમ નહોતું; પરંતુ મગજ સ્થિર ન હોવાથી ઉપર ઉપરથી જોઇ ગઇ. એવામાં ઘડિયાળમાં ટકોરા વાગ્યા. સાત થયા હતા.

વિલાસ ચમકીને ઉભી થઇ. ઝપાટાબંધ કપડાં પહેરી લીધાં ને ઘર બહાર નીકળી ચાલવા લાગી. દસ-બાર ડગલાં ચાલી હશે ત્યાં પાસે પૈસા નહોતા તે યાદ આવ્યું. મોટરવાળાને શું આપવું? વિલાસ પાછી ફરી મદનરાય પાસે આવી.

"જાઉં છું." વિલાસે રજા માગી!

"ગયાં હતાં ને! રજા લેવા પાછા આવ્યાં?"

"હા. રજા તો લેવી જોઈએ ને?"

"ઉપકાર થયો. જાઓ."

વિલાસ પાછી ફરી. બે ડગલાં ચાલ્યા પછી કંઇ યાદ આવ્યું હોય તેમ વળી પાછી ફરી ને બોલી, "એક રૂપિયો આપોને!"

"તમારી પાસે પૈસા છે ને?"

"તે તો થઇ રહ્યા."

"થઇ રહ્યા? એટલી વારમાં?"

વિલાસ ન બોલી. મદનરાય ઉઠયો ને ખીંટીએ ભરવેલા કોટમાંથી એક રૂપિયો કાઢી આપ્યો. વિલાસ ચાલી ગઇ. રસ્તામાંથી મોટર ભાડે કરી લઇ કલબમાં આવી.

ત્યાં ક્લબની મેમ્બર સ્ત્રીઓ એકત્ર થઇ હતી. આજે ભાષણનો ક્રમ હતો. જેને જે ભાષણ કરવું હોય તે કરવાની છૂટ હતી. મદનરાયને ખરાબ દશામાં મૂકીને વિલાસ ન આવી હોત તો કંઇ નુકશાન થવાનું નહોતું. પણ આવવાનું કહેલું એટલે આવ્યા સિવાય ચાલે? અને મદનરાયનું શરીર નરમ હોવાથી ન અવાયું એમ કહે તો પેલી પારસી સ્ત્રીઓ મશ્કરી કરે! ત્રીજું અને ખાસ કારણ તો એ હતું કે મદનરાય પોતાની સેવા મેળવવા નાલાયક છે એવો વિલાસનો મત હતો.

## પ્રકરણ ૨૪ મું

## અમેરિકન પ્રવાસી

અમેરિકન પ્રવાસિની મિસિસ પેરસી મેયર હિંદુસ્થાનની મુલાકાતે આવ્યાં હતાં. ઉર્મિલા અને તેમને ન્યૂયોર્કમાં મિત્રાચારી થયેલી. ઉર્મિલા અને મિસિસ મેયર વચ્ચે ત્રણેક વરસનું અંતર હતું એટલે એકમેકનું હૃદય સમજવામાં અંતરાય નહતો. વળી મિસિસ મેયરના પિતા હિંદુ સંસ્કૃતિના ઉપાસક હોવાથી સ્વાભાવિક રીતે હિંદુસ્થાન તરફ માન અને પ્રેમ ધરાવતાં. આ કારણથી તેમના ઘરમાં વારંવાર હિંદ, હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિની વાતો થયા કરતી. મિસસિ મેયરે પિતૃગૃહમાં સાંભળેલી વાતોએ તેમના દિલમાં હિંદુસ્થાનની મુલાકાત લેવાની મહત્ત્વાકાંક્ષા પ્રગટાવેલી પણ એક યા બીજા કારણથી મનની મુરાદ પાર પાડી શકાઈ નહોતી. તેઓ ઉર્મિલા સાથે હિંદની વાતો કરતાં ને વધુને વધુ જાણતાં. જેમ જેમ હિંદ વિશે વધુ જ્ઞાન મેળવતાં ગયાં તેમ તેમ તેઓ હિંદ પ્રતિ વધારે ખેંચાયાં. આ આકર્ષણે હિંદપુત્રી ઉર્મિલા સાથે તેમને મિત્રાચારીના દોરથી બાંધ્યાં.

બે દિવસથી તેઓ અમદાવાદમાં આવ્યાં હતા. વિલાસ પણ આવી હતી. મિસિસ મેયર અમદાવાદનાં જોવા લાયક સ્થળો જોતાં હતાં ને વિલાસ અમદાવાદમાં એક નવું મંડળ સ્થાપવા મહેનત કરી રહી હતી. આજે પ્રેમાભાઈ હૉલમાં સ્ત્રીયોપયોગી મંડળની સ્થાપના કરવા અમદાવાદની સ્ત્રીઓની સભા હતી. સભાનો સમય સાંજના સાડા ૭ નો હતો. વિલાસે મિસિસ મેયરને અને ઉર્મિલાને આમંત્રણ દીધું હતું. મિસિસ મેયર મહેન્દ્રને પણ ઓળખતાં હતાં. તેઓ

મહેન્દ્રને માટે ખાસ અભિપ્રાય ધરાવતાં નહોતાં કારણ કે તેના સંસર્ગમાં આવ્યાં નહોતાં. મહેન્દ્રે 'મજૂર સંઘ' જોવા આમંત્રણ કરેલું હોવાથી અને મિસિસ મેયર પણ ઇચ્છા ધરાવતાં હોવાથી 'મજૂર સંઘ'ની ઑફીસમાં થઇ પ્રેમાભાઇ હોલમાં જવાનો ઠરાવ થયો હતો અને તે પછી દીનેશની પ્રેરણા અને મદદથી તૈયાર થતા દવાખાનાનું મકાન જોવા જવાનું હતું. મિસિસ મેયરે લગભગ પૂરૂં થવા આવેલું એ મકાન દિવસે જોયું હતું પણ ફરીથી એક વખત ચાંદનીમાં જોવા ઇચ્છતાં હતાં.

'મજૂરસંઘ' ની ઑફીસ જોવા જતા પહેલાં દીનેશે સંઘની પ્રવૃત્તિ અને મહેન્દ્રના સ્વાર્થ માટે ઘણું કહ્યું હતું એટલે મિસિસ મેયર ઝીણી નજરે જોવા માંગતાં હતાં. દીનેશ સંઘની ઑફીસમાં આવવાનો હતો. ઉર્મિલા તથા મિસિસ મેયર પ્રેમાભાઇ હૉલમાં જવાનાં હતાં એટલે ત્રણ જણ શેઠ દુર્ગાપ્રસાદની મોટરમાં ચાલ્યાં.

સારંગપુર દરવાજા આગળના એક વિશાળ બંગલામાં 'મજૂર-સંઘ'નું કાર્યાલય હતું. મોટર ત્યાં જઇને થોભી. મહેન્દ્ર તેમને લેવા સામો આવ્યો. મિસિસ મેયર સાથે ઉર્મિલા આવવાની તેણે આશા રાખી હતી પણ દીનેશ માટે નહોતી રાખી. દીનેશને જોઈ તે ચમક્યો. આંખમાંથી ખૂન વરસવા લાગ્યું પણ કોઇ ન જાણી જાય તે માટે ચાલાકીથી દબાવી દીધું.

મહેન્દ્ર ત્રણેને ભાવપૂર્વક મકાનમાં લઇ ગયો ને સાથે ફરી બતાવ્યું. કામ કરનાર માણસોને અગાઉથી તાકીદ આપવામાં આવી હતી એટલે તેઓ ખૂબ સ્ફૂર્તિથી કામ કરી રહ્યાં હતાં.

મહેન્દ્રે કહ્યું, "મહેનતુ અને બુદ્ધિમાન માણસોને શોધી કઢી જુજ પગારે સેવા મેળવી શકનાર આખા અમદાવાદમાં આ એક સંસ્થા છે. દેશપરદેશથી અનેક નાર–નારી મહેમાનોનો આવે છે ને આ સ્ટાફની મુક્તકંઠે પ્રશંસા કરી જાય છે."

બધું જોયા પછી તેઓ મહેન્દ્રની ઑફીસમાં જઇ બેઠાં. મહેન્દ્રે મિસિસ મેયરની સામે પોતાનો અભિપ્રાય જણાવવા એક બુક મૂકી દીધી. મિસિસ મેયરે અભિપ્રાય લખવા ફાઉન્ટનપેન કાઢી.

ખોલેલી પેન હાથમાં રાખી મિસિસ મેયરે પૂછ્યું, "તમારા સંઘમાં કેટલા સભાસદો છે તે કહી શકશો?"

"વીસ હજાર. વધઘટ ચાલ્યા જ કરે છે."

"દરેક મિલ સંઘમાં જોડાયેલી છે?"

"ના ચારેક મિલો સંઘ બહાર છે."

"તેઓ સંઘ વિરૂદ્ધ ચળવળ ચલાવે ખરી કે?"

"બધી મિલો માટે તો કેવી રીતે કરી શકાય? ફક્ત બે મિલો એવી રીતે સંઘ વિરૂદ્ધ ચળવળ ચલાવતી જણાઈ છે. બીજી બેની ખબર નથી મળી."

"એ બે મિલો કોની છે?"

"શેઠ દુર્ગાપ્રસાદની."

"દુર્ગાપ્રસાદની?"

"હા."

"દુર્ગાપ્રસાદના તો તમે બનેવી થાઓ છો."

"થતો હતો.—"

"હા, થતા હતા.–"

"તેથી જ તેઓ મારી વિરૂદ્ધની ચળવળ ચલાવી રહ્યા છે. પણ અહીં મારૂં તો કશું નથી. આ સંઘ ચલાવવામાં મને ખાસ લાભ કશો નથી. અમારે એક દિવસ દુર્ગાપ્રસાદની મિલો સાથે સારી રીતે લડી લેવું પડશે. કાં તો સંઘ પાયમાલ થાય કાં તો શેઠ દુર્ગાપ્રસાદ તેમની નીતિ છોડી દે. સંઘ તૂટશે તો મને નુકસાન નથી. મજૂરોને અને તેમના હિતને ફટકો લાગશે."

"દુર્ગાપ્રસાદ જાતે તમારી સામે ચળવળ કરે છે?"

"હા. તેઓ તેમનાં માણસોને ઉશ્કેરે છે ને તે માણસો અનેક જુઠી વાતો ફેલાવી સંઘને નુકસાન પહોંચાડવા પ્રયત્ન કરે છે."

"કેવી વાતો ફેલાવે છે?"

"મહેન્દ્ર પૈસા ખાઈ જાય છે, એણે પોતાના મિત્રોને નોકરીએ રાખી ભારે પગાર આપવા માંડયા છે, આવતા લવાજમનો દુરૂપયોગ થાય છે. અને આવી જુઠી વાતોથી મારે કહેવું જોઈએ કે ઘણું સહન કરવું પડે છે; પણ પરમાત્માની દયા છે કે અમે અડચણોને કૂદી જઈ આગળ વધી રહ્યા છીએ."

"લવાજમ કેટલું આવે?"

"માસિક ચારથી પાંચ હજાર."

"થોડા વખતમાં ખરેખર, તમે સારી પ્રગતિ કરી શકયા છો. ઉર્મિલા અને દીનેશે મને તમારે માટે કહ્યું ત્યારે હું સાચું માની શકી નહોતી; પણ હવે મને ખાત્રી થાય છે કે તેમનું કહેવું અતિશયોક્તિ વિનાનું હતું."

પ્રશંસાથી મહેન્દ્ર ફૂલાયો. તે બોલ્યો, "આ દીનેશે તમને કહ્યું હતું?"

"હા, કેમ બીજો કોઇ દીનેશ છે જે મને કહી શકે ?"

"કદાચ હોય."

"નથી. આ દીનેશે જ કહ્યું હતું. તમારો સંઘ કામ શું કરે છે ?"

"મજૂરોના પગાર વધારવા શેઠીઓને સમજાવવાનું, તેમને મિલમાં સગવડો મળે તે માટે આંદોલન ચલાવવાનું, રજાઓનું ધોરણ નક્કી કરવાનું, સ્ત્રી કામદારોને સુવાવડ વખતે ચાલુ પગારે રજા આપવાનું કે અપાવવાનું, નાનાં બાળકો માટે ઘોડિયાં રખાવવાનું અને તેમને ચોખ્ખું દૂધ મળે તે માટે ગોઠવણ કરાવવાનું; આ અને આવાં બીજાં કામ."

"મજૂર જીવન ઉન્નત બને, મજૂરોની કુટેવો દૂર થાય તે માટે કંઇ કરતા નથી ?"

"સાહિત્યનો પ્રચાર કરવામાં આવે છે."

"કયું સાહિત્ય ?"

"મુંબઇથી નીકળતું 'મજૂર હિતેચ્છુ' પત્ર મજૂરોમાં પ્રચાર પામે તે માટે પ્રચારકાર્ય કરીએ છીએ અને તેમાં ખૂબ સફળતા મળી છે."

"તમે પોતે જ કોઇ છાપું કાઢો તો ?"

"આ છાપું સારૂં નીકળે છે."

"તમારા સંઘને કમીશન મળતું હશે."

"ના. સંઘની વિગતો છાપે એટલું જ."

"મજૂરોના પગાર આટલા ટુંક સમયમાં શી રીતે વધારાય ? એટલે હું ધારૂં છું કે તે દિશામાં કંઈ થઇ શક્યું નહીં હોય."

"એવુંજ છે."

"અને રજાઓનું ધોરણ બાંધવા, બાળકો માટે ઘોડિયાં તથા દૂધની વ્યવસ્થા કરવા, ટુંકામાં શેઠીઆઓને ખર્ચ કરવું પડે તેવી તમારી માગણી સ્વીકારવા તેઓ ના જ પાડતા હશે."

"મોટે ભાગે એવું થાય છે. બે મિલોમાં નળની ગોઠવણ થઇ છે."

"ઘોડિયાંની ?"

"ના."

"સ્ત્રી કામદારો માટે કંઈ થઇ શક્યું છે કે ?"

"થોડા દિવસમાં થવાનો સંભવ છે."

"તેમને માટે જુદા માંડવો બાંધવો એવો સરક્યુલર દરેક મિલને મોકલવાનો છે." મહેન્દ્ર જવાબ દીધો.

"કોણ સરક્યુલર કાઢશે ?"

"અમે."

"મને ગણાવ્યાં તે કામો માટે બહારનાં કેટલાં માણસો રોક્યાં છે ?"

"બિલકુલ નહીં."

"તમે પગાર શો લો છો ?"

"ત્રણસો રૂપિયા."

"આ સંઘ કાઢયો તે પહેલા શું કરતા હતા ?"

"ખાસ કંઇ નહીં. શેઠ દુર્ગાપ્રસાદની મિલમાંથી તાજો છૂટો થયો હતો."

"શાથી ?"

"ખાનગી કારણોને લીધે."

"મહિને કેટલો પગાર કરવો પડે છે ?"

"પચીસો."

"બીજું ખર્ચ કેટલું ?"

"ત્રણસોથી ચારસો."

"ત્યારે બચતું સારૂં હશે."

"બહુ નહીં. આજ સુધીમાં પંદર હજાર રૂપિયા બચ્યા છે અને તે બેંકમાં જમે છે."

"કોને નામે ?"

"મારે."

"ચોપડા બતાવશો ?"

"કમિટિ સિવાય બીજું કોઇ તે જોઈ શકતું નથી નિયમનને માન આપવા માટે ના કહેવાની ફરજ પડે છે. માફ કરજો."

મિસિસ મેયરે અભિપ્રાય લખ્યો.

"સંઘ માટે જે ઉપલક માહિતી આપવામાં આવી તે ઉપરથી લાગે છે કે સંઘ કંઇ પણ કામ કરી શકેલ નથી. હા, ખર્ચ કરી શકેલ છે. પણ મને આશા છે કે ભવિષ્યમાં સારૂં કામ થશે. સ્થાપનાને થોડો વખત થયો છે એટલે બહુ કામ ન થઈ શકે તે સમજાય તેવું છે પણ કામ વગર નકામું ખર્ચ થયા કરે તે ન સમજાય તેવું છે. નોકરોના પગાર ભારે છે. ઑફીસમાં મી. મહેન્દ્ર સાથે વાત કરતી હતી તે વખતે જોડેના ખંડમાં ચારેક કારકુનો ભેગા મળી ધીમે અવાજે વાતો કરતાં હસતા હતા, તે ઉપરથી તેઓ કેવું કામ કરે છે તે સમજાય છે."

લખવાનું અધુરૂં મૂકી મિસિસ મેયર ઉઠયાં ને કારકુનોના ખંડ ફરી વળ્યા પાછી આવીને લખવા માંડયુંઃ

"લખતાં લખતાં ઉઠીને જોઇ આવી તો કેટલાક નોકરો ભેગા થઇને વાતો કરે છે. કેટલાક બેસી રહ્યા છે ને બે જણ લખે છે. હું આવી ત્યારે બધા કાર્યનિમગ્ન હતા. અર્ધા કલાકમાં તેમનું કામ પૂરૂં થઇ ગયું હોય તો કહેવાય નહીં પણ મને તો કંઇક બીજુંજ દેખાય છે.

"આ પાનાનો નંબર ૧૩૭ છે. અને નં. ૧૩૮ ના પાનની ઉપર આજ લખાણની આજ રીતની કોપી છે અને તે હું મારી પાસે રાખું છું–મિસિસ પેરસી મેયર."

તેઓ ચાલતાં થયાં કે તરતજ મહેન્દ્રે એ અભિપ્રાયના કાગળના ટુકડે ટુકડા કરી નાખ્યા અને તે ટુકડાને વેસ્ટપેપર બાસ્કેટમાં જોસથી ફેંકી દેતાં દાંત કચકચાવ્યા.

દીનેશ, ઉર્મિલા અને મિસસ મેયર મોટરમાં બેઠાં. છ થયા હતા. સભાને અર્ધા કલાકની વાર હતી એટલે મોટર કાંકરિયાની સહેલગાહે ઉપડી ગઇ. ચાલતી મોટરે વાત ચાલીઃ

"તમારા 'મજૂર સંઘ'ને આપેલા અભિપ્રાયની લીધેલી નકલ મને આપી શકશો ?"

"તમે, શું કરશો ?"

"મને લાગે છે કે..." દીનેશ કહેવા લાગ્યો. "થોડા વખતમાં તેની જરૂર પડશે."

"શી ?"

"મહેન્દ્રની બદમાસીને હું લાંબો વખત ચાલવા દેવા માગતો નથી. એની બદમાસી પૈસાદારોને પાયમાલ કરતી હોય તોયે વિરોધને લાયક છે. છતાં ચલાવી લઇએ પણ આતો લોહીનું પાણી કરી પૈસો મેળવતા મજૂરોને લુટી લેવામાં આવે છે, એમના હિતની વાતો કરી એમનાજ ગળા ઉપર છરી ફેરવવામાં આવે છે. હું દવાખાનાની ધમાલમાં પડી ગયો છું. નિવૃત્ત મળતાં આ કામ હાથમાં લેવા માગું છું. એ વખતે તમારો પ્રમાણિક અભિપ્રાય મને બહુ ઉપયોગી થઇ પડશે."

"તો મને આપવામાં વાંધો નથી." કહી મિસિસ મેયરે તે કાગળ દીનેશને કાઢી આપ્યો. દીનેશે પોતાના ગજવામાં સેરવી દીધો.

ધીમી ચાલતી મોટરમાં વાતો કરતાં સવા છ થયા અને કાંકરિયાની આજુબાજુ ચક્કર લેવાઇ રહ્યું એટલે મોટર પ્રેમાભાઇ હૉલને રસ્તે ચાલી, થોડીવારમાં હૉલ આવી પહોંચ્યો ને મોટર

ઉભી રહી. ઉર્મિલા અને મિસિસ મેયર ઉતરી હૉલનાં પગથિયાં ચઢવા લાગ્યાં ને દીનેશને લઇ મોટર ઉપડી ગઇ.

ઉર્મિલા અને મિસિસ મેયરને સારી જગ્યા આપવામાં આવી તેઓ બેઠાં.

સભાનું કામ ચાલુ થયું.

એક યુવતિએ ઉઠીને સભા બોલાવવાનો ઉદ્દેશ કહી સંભળાવી વિલાસનું ઓળખાણુ આપતાં કહેવા માંડયું:

" આ યુગ સ્ત્રીઓનો છે. અત્યાર સુધી પુરૂષોએ સ્ત્રીઓને દબાવી રાખી ગુલામના શેઠનો આનંદ માણ્યો છે પણ હવે સ્ત્રીઓ જાગૃત થઇ છે. એ માટે વિલાસબ્હેન વધુ કહેશે પણ હું તેમનું ઓળખાણુ કરાવું તો તે યોગ્ય ગણાશે. વિલાસબહેન જાગૃત સ્ત્રીત્વની જીવંત મૂર્તિ છે. એમણે અનેકનો વિરોધ હોવા છતાં પસંદગીનાં લગ્ન કર્યાં હતાં. ને જરૂર જણાતાં છૂટાછેડા કર્યા હતા ત્યારપછી પણ તેઓ પરણ્યાં એમનું બીજું લગ્ન સ્ત્રી પુરૂષના સમાન અધિકારવાળું હોવાથી સુખદ છે. કહે છે કે કેળવાયેલી ભણેલી સ્ત્રીઓ ગૃહસંસારને વણુસાડી દે છે. મને લાગે છે કે આ ગપ સ્વાર્થી પુરૂષો તરફથી ચલાવવામાં આવી છે. આવા પુરૂષોને વિલાસ બહેનનું દૃષ્ટાંત સખત ફટકા સમાન છે. આપણા સમાજમાં આપણું એટલે કે સ્ત્રીઓનું સ્થાન એક ગુલામડી જેવું છે. એને રાજકીય બાબતો જોડે સ્નાનસૂતક નથી, એને જાહેરજીવનમાં ભાગ લેવાનો અધિકાર નથી, એ તો ઘુમટો તાણી મોં સંતાડી ફરતું વિચિત્ર પ્રાણી છે. હવે એ સ્થિતિ મીટાવવી જોઇએ અને તેના શરૂઆતના પગલા તરીકે આ સભા બોલાવવામાં આવી છે."

આ પછી વિલાસ ઉભી થઇ. તાળીઓના ગડગડાટથી તેને વધાવી લેવામાં આવી. તે પછીથી તેણે ભાષણ ચાલુ કર્યું;

" બહેનો,

" નવવસંતની કુંજકોકિલાઓ સમી સ્ત્રીઓનીજ આ સભા કેટલી મનોરમ લાગે છે ? આ સભામાં પુરૂષોને હાજર રહેવા દીધા હોત તો આ સભાનું સૌંદર્ય ખંડિત થાત એમ કહેવામાં મને અતિશયોક્તિ નથી લાગતી.

" આપણે જગઉદ્ધારક દેવીઓ છીએ, સ્નેહ, સૌંદર્ય અને પવિત્રતાની કલાભરી મૂર્તિઓ છીએ, સુકા સંસાર ઉપર આપણે કોમળતાનાં અમીબિંદુ વરસાવીએ છીએ, નિષ્પ્રાણુ જગતમાં નવા પ્રાણુના સંચાર કરીએ છીએ, જગત ઉપર આપણો માયાભર્યો હાથ ન ફરતો હોત તો બહેનો, સંસારમાં ભડકા હોત, સારી માનવ-

જાત સળગી જાત. ટુંકામાં આપણે છીએ તો દુનિયા છે, આપણે ન હોત તો દુનિયા નહોત. આવી શક્તિમાન અને ઉપકારક વિભૂતિઓને પુરૂષો પોતાના સ્વાર્થ માટે કચડી રહ્યા છે.

"બ્રહ્માની સૃષ્ટિમાંથી 'સરસ્વતી' નો પ્રભાવ ખેંચી લો શું રહે છે? વિષ્ણુપ્રિયા લક્ષ્મીની શક્તિ જુઓ, શેષશાયી ભગવાનની વિનમ્રભાવે શુશ્રુષા કરતાં છતાં એનો અડગ અને અણનમ પ્રભાવ જુઓ. એનીજ પ્રતિભાથી ત્રિદેવમાં સર્વ શ્રેષ્ટ અને મહા બુદ્ધિશાળી તરીકે વિષ્ણુ ઓળખાયા છે. રાક્ષસે તપ કર્યું તો પ્રસન્ન થઇ શંભુએ વરદાન દીધું. પરિણામે રાક્ષસ દેવો અને માનવીઓને સંતાપવા લાગ્યો. આ ભયંકર ભૂલ ( Blunder ) માંથી જગતને કોણે ઉગાર્યું? એ રાક્ષસનો નાશ કરનાર કાર્તવીર્ય કોણ? તે તો સાધન માત્ર હતો. પણ જોગી ધૂર્જટિને રસતંતો બનાવી કાર્તવીર્યને અવતારનાર પર્વતપુત્રી પાર્વતીને જ ધન્ય છે. સીતાની આરાધના ખાતર જગજૂના અનેક પત્નીત્ત્વના રિવાજમાં વિપ્લવ થયો. રાવણનો નાશ એ સીતાએજ કર્યો. એનીજ પ્રેરણાએ થયો. રામે રાવણનો નાશ કર્યો એમાં રામની શ્રેષ્ટતા કરતાં જેની પ્રેરણાથી કામ થયું તેની શ્રેષ્ટતાજ વધુ ગણાય. રાજા કરતાં રાજા બનાવનાર (King maker)નો દરજ્જો વધારે ગણાય. હવે શક્તિશાલિની દ્રૌપદી ઉપર નજર નાખો. યુધિષ્ઠિર-ધર્મની મૂર્તિ, ભીમ-શક્તિની પ્રતિમા, અર્જુન-બુદ્ધિનો અજોડ જોગી, નકુલ અને સહદેવ-કલાની અપ્રતિમ શક્તિઓ: આ બધાને આંગળીને ટેરવે નચાવનાર દ્રૌપદીની ઝગહળની જ્યોતિની કલ્પના થઈ શકે તેમ છે? પૂર્ણાંશી ભગવાનરૂપ ગણાતા પ્રતિભાશાળી ( Superman ) કૃષ્ણની બુદ્ધિ સાથે ટક્કર ઝીલનાર એ દ્રૌપદી નહોત તો કૌરવોનો સંહાર સંભવતજ નહીં. આખા યુદ્ધને તરી પાર ઉતારનાર દ્રૌપદી જ હતી. શંકરાચાર્યને મહાત કરનાર ઉભયભારતી એક સ્ત્રી હતી. એના મધ્યસ્થપણામાં એના પતિ મંડનમિશ્ર અને શંકરાચાર્યનો દૃઢ વિશ્વાસ હતો. રજપુતકાળની રણચંડીઓના ચરણમાં કોણ માથું નહીં નમાવે? સ્ત્રીત્ત્વના રક્ષણ માટે તેમણે ભડભડતી ચિતાઓમાં પગલાં માંડયાં છે, રજપુત ટેકને માટે એમણે પતિ-પુત્રને યુદ્ધમાં મોકલ્યા છે. આવી ક્ષત્રિયાણીઓ હતી. એમની કથાઓથી સ્ત્રીજાતિનો ઇતિહાસ ગરવો બન્યો છે. હજી વધુ: 'તું શુદ્ધ, તું બુદ્ધ, તું નિરંજન છે;' આવું ધાવણમાં પાનાર મદાલસા, અંગ્રેજોનાં માથાં ઉડાવનાર રણચંડી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ, અહિંસા અને નિર્વાણની જડીબુટ્ટિ શોધવાની સિદ્ધાર્થને પ્રેરણા આપનાર યશોધરા; આ કેટલાં જ્વલંત

દૃષ્ટાંતો છે ? નેપોલિયનની વિજયલીલા પાછળ જેથેરાઇન નહોતી શું ? કલીઓપેટ્રાના કેન્દ્રની આગળ પાછળ વિવિધ યુદ્ધોની પરંપરા નહોતી શું ? અને ઉગતી જુવાનીમાં અંગ્રેજોને હરાવનાર ફ્રાંસની વીરરમણી જોન ઑફ આર્ક સ્ત્રી નહોતી એમ કોઈ કહી શકશે ?*

"આવી સ્ત્રીશક્તિને પુરૂષો ઘરની ચાર દિવાલો વચ્ચે પૂરી રાખવા માગે છે. સ્ત્રીને સ્વાતંત્ર્યજ ન જોઇએ. એણે બાલ્યાવસ્થામાં પિતાના, યુવાવસ્થામાં પતિના અને વૃદ્ધાવસ્થામાં પુત્રના હુકમો આગળ શીર ઝુકાવવું જોઇએ અને પછી હિંદુધર્મ સ્ત્રીને દેવી મનાવવા માગે છે ! સ્ત્રીને પૂજવા લાયક ગણવાનો ઢોંગ કરે છે. પેલો મનુ સ્ત્રી સ્વતંત્ર ન હોઇ શકે એમ કહે છે, પેલો રામ સીતાનો ત્યાગ કરે છે. પેલો પરશુરામ પિતાના કહેવાથી માતાને કાપી નાખે છે, પેલા પાંચ લઠીંગા જેઓ 'પાંડવ' ના નામે ઓળખાય છે તેઓ ભરસભામાં દ્રૌપદીની લાજ લુંટાય છે છતાં બોલતા નથી ! આમ છતાં મનુ યત્રનાર્યસ્તુ નું ગીત લલકારે છે, આમ છતાં રામ એક પત્નીવ્રતવાળો કહેવાય છે, આમ છતાં પરશુરામ અવતારધારી ગણાય છે, આમ છતાં પાંડવો તરફ લોકો માનની નજરે જુએ છે ! સ્ત્રીઓનું આથી વધુ અપમાન શું હોઇ શકે ? જગતનો ઇતિહાસ મળી આવે છે ત્યારથી તે આજ સુધી જોઈશું તો પુરૂષ સ્ત્રીને કચડતો જ આવ્યો છે, એ સ્ત્રી ઉપર નિરંકુશ સત્તા ભોગવતોજ આવ્યો છે.

"આવા ઝાલીમ પુરૂષ સમાજ સામે સ્ત્રીઓએ હવે બંડ ઉઠાવ્યા સિવાય છૂટકો નથી. ચમત્કાર સિવાય નમસ્કાર નહિ એ કહેવત પ્રમાણે લપડાક પડયા સિવાય પુરૂષોની ઉંઘ નહીં ઉડે. છોકરો જન્મે ને ઉત્સવ થાય, છોકરી જન્મે તો પથરો મનાય ને દૂધ પીતી થાય. પુરૂષને સેંકડો મિત્રો હોય; તે કેટલીયે સ્ત્રીઓનાં શિયળ સાથે રમત કરતો હોય. સ્ત્રીને મિત્ર ન જોઇએ, તેને એક જ પતિ હોવો જોઇએ ! શા માટે સ્ત્રીને એક પતિ હોવો જોઈએ ? શા માટે તે પુરૂષો બે સ્ત્રીઓ સાથે રહે છે તેમ બે પતિઓ સાથે રહી ન શકે ? માટે બહેનો, પુરૂષોનો સત્તામદ ઉતારવા અને તમારી જાતીનો એટલે તમારા પોતાનો ઉદ્ધાર કરવા કટિબંધ થાઓ. આ મંડળમાં જોડાઓ અને પુરૂષો સામે બળવો ઉઠાવવાનું જાહેર કરી દો. સ્ત્રીઓને બહુ વસ્તુઓ જોઈએ છીએ. એને સમાન અધિકાર જોઇએ છીએ, પતિ સાથે જીંદગી પર્યંત રહેવાની ફરજનાં બંધન તોડવાં છે, પિતાની મિલ્કતમાંથી હિસ્સો જોઇએ છીએ. આવું આવું ઘણું છે અને તે

---

* આ આખો પેરેગ્રાફ એક બહેનના લાંબા લેખ ઉપરથી સંકલિત છે. એ બહેનનો આભાર માનું છું. લેખક.

મેળવવા પ્રચંડ આંદોલન ચલાવવાના આ મંડળ કોડ સેવે છે. એ બતાવી આપવા માગે છે કે સ્ત્રીશક્તિ શું છે, એ પુરૂષોને પડકાર આપવા માગે છે ને તેમને દરેક ક્ષેત્રમાંથી ખસેડવા માગે છે. હું કબુલ કરૂં છું કે આ બધા માટે સ્ત્રીને આર્થિક સ્વતંત્રતા જોઈશે. આ માટે સ્ત્રીઓ નોકરી ન કરી શકે ? સ્ત્રીઓ પુરૂષો કરતાં બળમાં કે બુદ્ધિમાં જરાયે ઉતરતી નથી. ”

આ પછીના ભાષણમાં પુરૂષોને ‘ ઘાતકી, અન્યાયી, નીચ, કપટી ’ વગેરે શબ્દોના ઇલ્કાબ આપી વિલાસ બેસી ગઇ. પૈસાદાર કુટુંબોની સ્ત્રીઓએ ભાગ લીધેલો હોવાથી અને તેઓ અંગ્રેજી સમજી શકે તેમ હોવાથી ભાષણ અંગ્રેજીમાં ચાલ્યું હતું. એટલે મિસિસ મેયર તે સમજી શક્યાં હતાં. ભાષણ દરમ્યાન વારંવાર તેમના ચહેરા ઉપર આશ્ચર્યની રેખાઓ તરવરી ઉઠતી હતી. ઉર્મિલા તો આ ભાષણ સાંભળી સળગી ઉઠી હતી. વિલાસના ભાષણ પછી સભામાં ગંભીર શાંતિ છવાઇ ગઇ હતી. એ શાંતિનો ભંગ કરી એક સ્ત્રીએ ઉભા થઇ મિસિસ મેયરને બોલવાની વિનંતિ કરી અને ઉર્મિલાને તેમનું ઓળખાણ કરાવવા સૂચવ્યું. થએલી સૂચના મુજબ ઉર્મિલા ઉઠીને મિસિસ મેયરનું ઓળખાણ કરાવ્યા બાદ બોલી, “ મારે જે કહેવાનું છે તે મિસિસ મેયર બોલી રહ્યા પછીથી કહીશ. ”

મિસિસ મેયર ઉભાં થયાં ને હૉલને ગજાવતી તાળીઓ ગાજી ઉઠી, એક મોહક સ્મિત ફેંકી મોહક અંગ્રેજી જુબાનમાં તે બોલવા લાગ્યાં:—

“ ભવ્ય ભારતની પુત્રાઓ,

“ વરસોથી તમારા દર્શન માટે હું ઝંખી રહી હતી. મેં ઠેર ઠેર દેવીઓનાં દર્શન કર્યાં છે પણ સ્ત્રીઓનીજ સભામાં ભાગ લેવાનું અને બોલવાનું મહદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થશે એમ નહોતી માનતી. આભાર માનું છું.

“ હું તમને બીજું તો શું કહી શકું ? અમેરિકા જેટલા દૂરના દેશમાં વસું છું એટલે તમારે માટે તમારા જેટલું ક્યાંથી જાણું ? પણ જે ભાષણ થયું તે સાંભળી છક્ક થઇ ગઈ છું, મને બહુ દુઃખ થયું છે. તમારા ઇતિહાસનું મને અપૂર્ણ ભાન હોવાથી આમ થતું હોય તો માફ કરજો. હિંદુસ્થાનમાં આ ભાષણ પ્રમાણેના વિચારો ઉછળી રહ્યા હોય તો મને દિલગીરી સાથે કહેવા દો કે હિંદ પાસે જે ભવ્ય અને પુરાતન વારસો છે એમ કહેવામાં આવે છે તે ખાલી શબ્દો છે. જગત તમારી પાસેથી નવા સર્જનની આશા રાખે છે. આ રીતે તમે જગતની આશા પૂર્ણ નહીં કરી શકો તે સાથે

કાતીલ દુઃખોને આમંત્રણ આપો છો. અલબત, સ્ત્રીઓએ અધિકારો મેળવવાના છે અને તે મેળવવા લડવાનું છે. અમે માથાં સાટાનાં યુદ્ધો કરી અધિકારો મેળવ્યા છે. આખું પશ્ચિમ આજે એકજ સંસ્કારિતાની છાંય તળે વસેલું છે. એ સંસ્કારિતા તમને મોહક લાગેજ. નવીનતા પ્રતિ આકર્ષાવાનો માનવસ્વભાવ જ છે, પછી ભલે એ નવીનતા અસ્વીકાર્ય હોય પણ પ્રથમ તો સ્વીકાર્ય લાગવાની. તમે જે વાતાવરણના સર્જન માટે તૈયારી કરો છો તે વાતાવરણ પૂર બહારમાં અમારે ત્યાં અસ્તિત્વ ધરાવે છે. અલબત, અમે તમારા કરતાં સુખી છીએ એનું કારણ સ્ત્રીઓને મળેલા હક્કને માનતાં હો તેમાં અર્ધ કરતાં પણ ઓછું સત્ય છે. અમારા કેટલાક સુધારાઓ જેમને અમે શરૂઆતમાં સુખદાયક માનતાં હતાં તેમણે આજે અમારી સમક્ષ બહુ વિકટ પ્રશ્નો રજુ કર્યા છે. એ પ્રશ્નો અમારી સંસ્કૃતિથી ઉકલી શકે તેમ નથી કારણ કે અમારી સંસ્કૃતિ આજે પૂર્ણતાની ટોચે વિરાજે છે. બે ત્રણ દાખલા આપીશ. અમારાં પસંદગીનાં લગ્નોએ લગ્નની પવિત્રતા તોડી નાખી છે, છૂટાછેડાની સગવડે ગૃહસંસારને અસ્તવ્યસ્ત કરી નાંખ્યો છે, સ્ત્રીઓને કમાવવાની જરૂરિયાતોએ બેકારીનો ડર ઉભો કર્યો છે. સારૂં છે કે અમારા માલના ગ્રાહકો છે. એ ગ્રાહકો ન હોય તો અમારી શી દશા? પુરૂષોને બૈરાં–છોકરાંનું પાલનપોષણ કરવા જેટલું કમાવાનું નહીં મળે તો પછી સ્ત્રીઓ શું કમાવા જવાની છે? પશ્ચિમનું મોટામાં મોટું ઘરાક હિંદુસ્થાન છે. એ પગભર થતાં માલ ક્યાં જશે? માલની ખપત ઓછી થશે તો ઉત્પાદન ઉપર કાપ મૂકાશે ત્યારે સ્ત્રીઓનો કમાવાનો તનમનાટ આપોઆપ શમી જશે. પશ્ચિમની ચીસો હજી તમારા કાન સુધી નથી આવી. આવશે ત્યારે લાગશે કે પશ્ચિમ સુખી દેખાય છે પણ તેના હૃદયમાં જ્વાળામુખીની આગ ભરાઇ રહેલી છે.

"બ્હેનો, તમારો ભૂતકાળનો વારસો અદ્વિતીય છે. એના સિવાય કોઇને ચાલવાનું નથી. તમારા વારસામાં પશ્ચિમ પોતાની ગુંચનો ઉકેલ જુએ છે, પણ મોટી ઈમારત તોડી પાડતાં તેનો જીવ નથી ચાલતો. તમારે નવી ઈમારત બાંધવાની છે ત્યારે અમે જે ઇમારત તોડી પાડવાની અગત્ય જોઇએ છીએ તેવી ઇમારત શા માટે બાંધો છો? તમારા દેશમાં બંધાતી ઈમારત માટે પાયો શા માટે પશ્ચિમમાંથી લાવો છો? મને કહેવા દો કે તે અનિષ્ટ છે. મુખ્ય ભાષણમાં મેં જોયું કે ભાષણ કરનારને પોતાના ઇતિહાસનું ભાન હશે તો પણ ખૂબ મચરડી નાંખ્યો છે. એ એક પક્ષપાતી ફેરફાર છે. ચર્ચા કરીને બતાવી આપત પણ એટલું બધું જ્ઞાન

મારામાં નથી. તમારા ઇતિહાસની ઝીણીઝીણી વિગતોથી હું અજ્ઞાત છું. તમે ઉન્નતિ માટે પુરૂષો સાથે જરૂર લઢો પણ દુનિયાના બે ભાગ ન પાડશો. સ્ત્રી કરતાં પુરૂષ ઉતરતો છે અગર પુરૂષ કરતાં સ્ત્રી હલકી છે એ બંને માન્યતાઓનું પરિણામ વિનાશમાં છે. બંને શક્તિશાળી છે માટે બંનેને પોતપોતાના ક્ષેત્રમાં લાયક હક મળવા જોઇએ. બંનેના કાર્યક્ષેત્ર જુદાં છે એટલે બંનેને તે પ્રકારની મુક્તિ કે બંધન મળવાં જોઇએ. તમે શાથી કોમળ છો? તમે શાથી સુંદર છે? તમારામાં શાથી કલા છે? તમારૂં કાર્યક્ષેત્ર એવું છે તેથી. તમને એવા કઠણ કાર્યના ક્ષેત્રમાં નાખી દેવામાં આવે તો જે સૌંદર્ય, કળા, સ્નેહ, દયા વગેરે ઉપર કૂદો છો તે બદલાઇ જાય માટે બહેનો, સ્ત્રીઓએ બીજી પ્રતિના પુરૂષ થવા કરતાં ઉચ્ચ કોટીની સ્ત્રી થવા મંથન કરવું જોઇએ. તમે ઉચ્ચ કોટીની સ્ત્રી ત્યારે થઇ શકશો જ્યારે પુરૂષ જીવનની કઠીનતાઓને અપનાવી લેશો, સમજી લેશો. તમારાજ જીવનમાં વિષમતાઓનું ઝેર ભરાયું છે ને પુરૂષોનું જીવન સુખી સંતોષી અને સત્તાવાન છે એમ માનશો તો તે નુકશાનકારક અને સત્યથી વેગળુ સ્વીકારવું પડશે. સ્ત્રી કે પુરૂષ કોઇ અગવડોથી મુકત નથી. બંનેને પોતાની શક્તિ પ્રમાણે મુશીબતો સામે લડવુંજ પડે છે. એ વસ્તુને વિસરીને ન લડશો. અધિકાર માટે જરૂર લડો પણ તે અધિકાર તમને અનુરૂપ હોવો જોઇએ. તેમ નહીં થાય તો તમારી જાતને અને જગતને પ્રચંડ વમળમાં નાખી દેશો."

મિસિસ મેયરના કથનથી શ્રોતાવર્ગ મુગ્ધ બની આશ્ચર્યમાં ડૂબી ગયો. એક અમેરિકન યુવતિના મોઢામાંથી આવા શબ્દો બહાર પડવાની આશા તેમણે નહોતી રાખી. તેમણે બેઠક લીધી ત્યારે વિલાસના ભાષણ પછી તેને મળ્યું નહોતું તેટલું માન મળ્યું. મિસિસ મેયરને સંતોષ થયો.

આ પછી ઉર્મિલા બોલવા ઉઠી. તેના મોઢામાંથી કેવા ગોળા નીકળશે તે ઘણી સ્ત્રીઓએ કલ્પી રાખ્યું હતું. ઉર્મિલા બોલી:

"બેજવાબદાર અને વહિયાત વાતો કરવી તેને સુધારો કહેવામાં આવે તેના કરતાં તોફાન અને સ્વેચ્છાચારનું સુધરેલું રૂપ ગણવામાં આવે તો તે શું ખોટું છે? લાંબી લાંબી વાતો કરવા તૈયાર છીએ પણ શું બોલીએ છીએ તેનું ભાન ન રાખવામાં આવે ત્યારે એ વાતોનું સ્થાન કયાં? વિષ્ણુને લક્ષ્મીની પ્રતિભાથી ત્રિદેવમાં સર્વશ્રેષ્ઠ અને બુદ્ધિમાન તરીકે ઓળખવામાં આવ્યા છે એમ કહેવું તેના જેટલું અન્યાયયુક્ત બીજું શું હશે? આમ કહેવું તે પૈસાદારના મૂર્ખ બાળકને બુદ્ધિમાન ગણવામાં આવે છે તેના જેવું છે.

શંભુના વરદાનથી ઉપજતી મુશ્કેલીઓનો નાશ કરનાર કાર્તવીર્ય કરતાં એની માતાનો એમાં એના કરતાંય વધુ હિસ્સો માનવામાં આવે ત્યારે એ માનસ માટે દયા આવે છે. રાવણનો નાશ સીતાએ કર્યો! સીતાજીએ રાવણનો નાશ કરવા કયારે પ્રેરણા કરી હતી? ખરૂં તો એ છે કે સીતાજીને માટે રામે ઘોર સંગ્રામ માંડયો હતો. શું અશોક વાટિકામાં બેઠેલાં સીતાજીએ રાવણને માર્યો હતો કે આ-યુદ્ધધારી રામે? યુધિષ્ઠિર વગેરે પાંડવોનો દાખલો આપવામાં આવે છે અને કહેવામાં આવે છે કે દ્રૌપદી પાંચેને કાબુમાં રાખતી હતી. અહીં વિકૃત માનસનાં દર્શન થાય છે. પાંડવો દ્રૌપદીની સત્તાથી વશ નહોતા થયા પણ એની બુદ્ધિમતા અને એના સ્નેહને વશ થયા હતા. કૌરવોનો સંહાર દ્રૌપદીએ કર્યો એ સમજાય તેવું નથી. એણે યુદ્ધમાં એવો શો ભાગ લીધો હતો કે યુદ્ધને તરી પાર ઉતારવાનો યશ આપવામાં આવે છે? નેપોલિયનના દાખલામાં તો કોઇ બાણાવળીને પાછળ રહી ભાથા આપનારને વિજયનો યશ આપવાનો અન્યાયયુકત પ્રયાસ કર્યો છે; અને એવુંજ કલીઓપેટ્રા માટે. બીજા દાખલાઓમાં સ્ત્રીશકિતનું દર્શન છે અને પુરૂષો કયારે સ્ત્રી પથરાની જેમ કંઇ કરી શકતી નથી એમ કહે છે? તેઓ સ્ત્રીના પરાક્રમને પ્રશંસે છે–વંદે છે. મનુ, રામ, પરશુરામ અને પાંડવો ઉપર નીચ હલ્લા કરવામાં આવે છે ત્યારે એ હલ્લા કરનાર ઉપર દયા આવે છે. સિદ્ધાંત પ્રમાણે ચાલવું તે તલવારની ધાર ઉપર ચાલવા કરતાં વધારે અઘરૂં છે. દરેક વ્યકિતને–સ્ત્રી અને પુરૂષને આધ્યાત્મિક વિકાસ કરવાનો અધિકાર છે અને એ પ્રયત્નમાં કોઇને સહન કરવું પડે તે ક્ષમ્ય છે એટલુંજ નહીં પણ યોગ્ય છે. અહિંસા અને નિર્વાણની જડીબુટ્ટી શોધવાની પ્રેરણા યશોધરાએ બુદ્ધને નહોતી આપી. યશોધરા તો ભગવાન બુદ્ધના સમસ્ત જગતના હિતાર્થે થતા મહાભિનિષ્ક્રમણ વખતે અદષ્ટ રહી પગ જકડી લેનાર હતી. અલબત, આમાં યશોધરાની નીચતા નહોતી પણ એ બંને વચ્ચેનો હાર્દિક પ્રેમ હતો. આમ હોય તો નડેલી અડચણોમાં એકેકનો દોષ નથી. પણ દોષારોપણ કરવુંજ હોય તો યશોધરાને માથે થઇ શકે; પણ નહીં, જેને દુનિયાનું ભાન છે તે આવી રીતે અનિચ્છાએ આવી પડેલાંને માફ જ કરે. અને ધારી લો કે યશોધરાએ પ્રેરણા આપી હતી–તોયે શું? પ્રેરણા આપનાર કાર્ય કરનાર કરતાં ઉચ્ચ કક્ષાએ ન જ જઈ શકે. 'વખત જોવા માટે ઘડિયાળ બની શકે' એમ કહેનાર, ઘડિયાળનાં ચક્રોના શોધક કરતાં વધારે ઉપકારક

છે ? યંત્ર બનાવનાર યંત્ર બનાવે ને યંત્ર બળ આપે તો શું એમ કહેવાશે કે એ બળથી થયેલાં કામ યંત્ર બનાવનારે કર્યાં ? હરગીજ નહીં !

"આમ કહી સ્ત્રીઓમાં કંઈ નથી એમ કહેવા માગતી નથી. વિલાસે આપણે જગત ઉદ્ધારક દેવીઓ છીએ વગેરે જે કહ્યું છે તે સાથે હું સંમત થાઉં છું; પણ આપણે આપણા ગુણ ગાઈને શું કરીશું ? આપણામાં વસેલી શક્તિઓ અને આપણા ગુણો પુરૂષ સમાજ સ્વીકારે ત્યારે ખરૂં. એ સ્વીકાર કરાવવા આપણે ખૂબ તપશ્ચર્યા કરવી પડશે. વાણી અને વર્તનને એ શક્તિઓ અને એ ગુણો જોઇ શકાય તેટલાં પારદર્શક રાખવાં પડશે. બાકી એક બાજુ આપણે કહીશું કે અમે સ્નેહ અને દયાની દેવીઓ છીએ અને બીજી બાજુ પુરૂષોને ગાળો દઇશું, એક બાજુ આપણે પુરૂષને પ્રેરણા આપનાર અને મુક્ત હાસ્યથી હલકો બનાવનાર હોવાની વાતો કરીશું ને બીજી બાજુથી મોટર મેળવવા યુદ્ધ કરીશું, એક બાજુ સૌંદર્યનો ગર્વ લઇશું ને બીજી બાજુ સૌંદર્યનો દુરૂપયોગ કરીશું ત્યારે પુરૂષસમાજ આપણા ગુણોને અને આપણી શક્તિઓને શી રીતે સન્માનવાનો છે ? ત્યારે એ આપણને ખરાબમાં ખરાબ શબ્દોથી સંબોધે તેમાં કોનો વાંક ?

"આમ આપણે પુરૂષો ઉપર અમુક વસ્તુસ્થિતિને મારી મચરડી હલ્લા કર્યા કરીશું તો નુકસાન આપણને છે. હકોની મોટી મોટી વાતો કરો છો પણ ગામડાંમાં જઇને જુઓ તો ખરાં, ત્યાંની સ્ત્રીઓને નથી હકોની પડી કે નથી તેઓ પતિની ગુલામડી બની ગઈ. એ બધું તમને લાગે છે કારણ કે શહેરોમાં તમે બધું ઉજળું જોયું છે. સંસારમાં કેટલી શક્તિઓની જરૂર પડે છે તેનું શહેરની સ્ત્રીઓને ભાન પણ નથી. હા, પડી ગયેલા રિવાજથી, અજ્ઞાનતાથી કે બીજાં સાંસારિક કારણોથી સ્ત્રીઓને પુરૂષ તરફથી સહન કરવું પડે છે પણ દૂર કરવાનો ઉપાય 'અમે ન હોત તો દુનિયા ન હોત !' એમ કહી દેવામાં નથી. એજ પ્રમાણે પુરૂષ પણ કહી શકે. ખરો ઉપાય સ્ત્રીઓને આત્મભાન કરાવવામાં, કુપ્રથાઓ તરફ સ્ત્રી-પુરૂષ બંનેનું ધ્યાન ખેંચવામાં અને રચનાત્મક કાર્ય કરવામાં છે. તમે આટલું કરો અધિકારો આપોઆપ ચાલ્યા આવશે. એમ કર્યા સિવાય અધિકારો જોઇતા હોય તો લડો પણ એમાં દ્વેષ ન હોવો જોઇએ, પુરૂષોની કતલ કરી નાંખવાનો જુસ્સો ન હોવો જોઇએ. બધામાં હદ જોઇએ. હદની બહાર જઇએ તો અનિષ્ઠ

જન્મે. સુધારો કરવા ઇચ્છનારી બહેનો, ખુરશીમાં બેસીને સુધારો નહીં થાય. જેમને તમન્ના હોય તે મને નામ આપશો. સુધારો કેમ થાય, હક કેમ મેળવાય અને કેવા હકોની જરૂર છે તે તમને બતાવીશ. તમે ભણેલી સ્ત્રીઓ પ્રેમાભાઇ હૉલમાં એકત્ર થઇ તડાકા મારવાનું છોડી દઇ ગામડાની ધૂળમાં જઈ પડો. ત્યાં તમારી બહેનોને તમારી જરૂર છે.

"પુરૂષો સામે આપણે લડવાનું છે તે આગળ કહી ગઇ છું. એ લડત કેવાં તત્ત્વો ઉપર રચાયેલી હોય તે પણ કહી ગઇ છું એટલે તમને સાચી સ્ત્રી બનાવે તેવું મંડળ કાઢો નહીં કે બીજી પ્રતિના પુરૂષ બનાવે તેવું. સ્ત્રી-પુરૂષ બંને એક રથનાં ચક્રો છે. બંનેને સહકાર કરવામાં લાભ છે.

"બહેનો, તમને તમારા સ્થાન માટે મિસિસ મેયરે ક્યાં ઓછું કહ્યું છે? તમે જે દીપકની આજુબાજુ ફુદાં બની ભ્રમણ કરો છો તે દીપકની એ તેજ કણી છે. યુરોપ-અમેરિકાના જીવન જેવું સ્ફૂર્તિવાન જીવન હિંદની સ્ત્રીઓનું થાય તે જોવા હું તલસું છું પણ હિંદને યુરોપીયન કે અમેરિકન સામાજીક જીવનનું 'ડુમિનિયન સ્ટેટ' બનેલું જોવા નથી માગતી."

વચ્ચે એક અવાજ આવ્યો, "તમે સ્ત્રીઓ માટે કયા હક આવશ્યક માનો છો?"

ઉર્મિલાએ જવાબ આપ્યો, "તે માટે લંબાણુથી બોલવું પાલવે તેમ નથી એટલે ટુંકાણુમાંજ કહીશ. તમે લગ્નની પ્રણાલિકા બદલો તેમાંથી લગ્ન સ્વાતંત્ર્યનો હક મળશે. તમે ગૃહઉદ્યોગ અપનાવો તેમાંથી કમાવાની શક્તિ આવશે. ઉપરાંત તમને દુઃખી કરનાર પ્રથાઓને તોડી નાખો. સ્વતંત્રતા માગો, પુરૂષની દાસીનું નહીં પણ તેની સહધર્મચારિણીનું સ્થાન માગો. ઘણું કહેવાનું છે પણ તે માટે ખૂબ વખત અને લાયક સ્થાન જોઇએ. મુખ્ય વક્તાએ કહ્યું તે રીતનું મંડળ સ્થાપવા માગતાં હો તો સ્થાપો નહીં તો તમારે લાયક એક પ્રવૃત્તિ ઉપાડવા હું માગું છું તેમાં સામેલ થજો. બનશે તો થોડા વખત પછી તે તમારા આગળ ખુલ્લું કરીશ."

કહી ઉર્મિલા બેસી ગઇ. એનું ભાષણ ઘણી સ્ત્રીઓને પસંદ પડયું એટલે વિલાસે સ્થાપવા ધારેલા તોફાની અને વાતોડિયા મંડળની સ્થાપના ન થઇ શકી. વિલાસને બહુયે લાગી આવ્યું પણ નિરૂપાય!

સભા પૂરી થઇ. સ્ત્રીઓનું મોટું ટોળું મિસિસ મેયર અને ઉર્મિલાની આજુબાજુ એકત્ર થયું. કેટલીક સ્ત્રીઓ જુદા જુદા પ્રશ્નો પૂછવા લાગી. તેના યોગ્ય જવાબ આપ્યા પછી બંને નીચે ઉતર્યાં. દીનેશને લઇ ચાલી ગયેલી મોટર પાછી આવી ગઇ હતી ને તેમાં દીનેશ પણ હતો. એટલે ત્રણે જણને લઇ મોટર એલિસબ્રીજ તરફ ચાલતી થઇ.

---

## પ્રકરણ ૨૫ મું

### નીચતાને છેલ્લે પગથિયે-

દિવસે દિવસે મદનરાય અને વિલાસનો સંબંધ વધારેને વધારે ખરાબ થતો ગયો. પોતાને માંદો મૂકી વિલાસ અમદાવાદ ગઇ અને પોતાની કંઇ પણ દરકાર ન રાખી તેથી મદનરાય વિલાસ માટે નિરાશ થયો હતો. ડૉક્ટરે ફરવાનું ના કહ્યું હતું છતાં તે શહેરમાં ફરવા નીકળતો ને બજારની ખરાબ વસ્તુઓ ખાતો. એ નબળા મગજનો માણુસ હતો. તે સંસારમાં લાહ્ય વરસતી જોઇ વધારે નબળો બની ગયો હતો. મૃત્યુ માટે ઝંખતો હતો પણ આપઘાત કરવા નહોતો ઇચ્છતો એટલે આ રીતે પદ્ધતિસર આપઘાત કરી રહ્યો હતો. મૃત્યુ એને ડરાવી શકતું નહીં કારણ કે મૃત્યુમાં જ પરમ શાંતિનાંજ દર્શન કરી રહ્યો હતો. આમ છેલ્લો નિર્ણય કરી નાંખેલો હોવાથી મદનરાયને વિલાસની દરકાર નહોતી અને યશવંત સાથે સંબંધ વધી રહ્યો હતો એટલે વિલાસને મદનરાયની દરકાર નહોતી; પરિણામે એકજ માળામાં રહેતાં આ બંને પંખીઓના રાહ જુદા હતા.

વિલાસ વિચારમાં પડી ગઈ હતી. તે અમદાવાદ ગઇ હતી તે વખતે મદનરાયે પોતાની મિલ્કતનું વીલ કરી નાખ્યું હતું, તે જાણ્યું હતું ત્યારથી એનું મગજ તોફાને ચઢયું હતું. રાત્રે તેને એ ખબર પડી એટલે તરતજ મદનરાય પાસે ગઇ. વિલાસ તરફથી ચાકરી નહીં થતી હોવાથી મદનરાયે એક નોકર રાખ્યો હતો. ચાકરી કરવા નહીં, માંદગી મટાડવા નહીં પણ ફેરોફાંટો ખાવા. વિલાસ મદનરાય પાસે આવી તે વખતે એ નોકર ત્યાં બેઠો હતો. વિલાસે તેને બહાર જવા કહ્યું; પણ મદનરાયે તેમ નહીં થઇ શકે

એમ જણાવી કહ્યું, "તમારે જે વાત કરવી હોય તે એ બેઠો છે ને કરો."

વિલાસ અકળાઇ. એ સળગી ઉઠી. બૂમ પાડીને બોલી ઉઠી, "શું મારા કરતાં નોકર વધ્યો?"

"જરૂર. મને માંદો મૂકી તમે અમદાવાદની સહેલ કરી આવ્યાં પણ આ માણસ મારી પાસેથી ખસતો નથી. મારાં કામ કરતાં થાક કે ઉંઘની દરકાર કરતો નથી."

"એતો પગાર ખાય છે."

"અને તમે?"

"હું પગાર ખાઉં છું? શું બોલો છો?"

"એના કરતાં તમે વધારે પગાર ખાઓ છો ને કામ કશું કરતાં નથી."

"એટલે?"

"તમારૂં ખર્ચ કેટલું બધું છે? એ ખર્ચ પગારજ છે ને?"

"પણ હું તમારી પત્ની છું."

"પત્નિનાં કેટલાં કામ કરો છો? પતિ-પત્ની એકમેક સાથે સહકાર ન સાધતાં હોય તો એ પતિ-પત્ની શાનાં? અને તમે તો નિષ્ઠુર છો. પતિની દરકાર પણ રાખતાં નથી. કોઇને કહીએ તો તે ન માની શકે એવું તમારૂં વર્તન છે. તમને હું પત્ની શી રીતે ગણી શકું?"

"તમારી ગુલામી કરૂં તો પત્ની ગણાઉં, ખરૂં ને!"

"તમે ગુલામી શાને કહો છો? કોઈ પરોપકારી સન્નારી એકાદ માંદા માણુસની સેવા કરે તો તે સન્નારીને આજારીની ગુલામડી ગણુશો? પત્ની પાસેથી તો સેવાની વધારે આશા રખાય."

"ચાંદ લગાવ્યો હશે!" હાથ ઉંચો કરી જોસથી નીચો નમાવતાં વિલાસે કહ્યું.

"લગ્નનો એ ઉદ્દેશ છે કે સ્ત્રી-પુરૂષ પરસ્પર મદદ કરે, તમેજ માંદા થયાં હો ને હું સહેલગાહે ઉપડી ગયો હોત તો તમને કેવું લાગત?"

"તમે એવું જ કરત."

"તમારે કાટલે મને તોળો છો તેથી એવું લાગે છે."

"પત્નીએ સેવા ન કરી માટે તે પત્ની મટી જાય છે?"

"કાયદાની કે લોકોની દૃષ્ટિએ તેવું ન હોય તો ભલે પણ મારી દૃષ્ટિએ તેમજ છે. તમે નામનાંજ પત્ની છો."

"અને એ દૃષ્ટિએ વીલ કર્યું?"

"હા."

"એ વીલ ક્યાં છે?"

"તે તમારે જાણવાની જરૂર નથી."

"મારે વાંચવું છે."

"જરૂર નથી."

"મિલ્કતની શી રીતે ગોઠવણ કરવામાં આવી છે તે તો મારે જાણવું જોઇને?" વિલાસ તિરસ્કારપૂર્વક અવાજે બોલી.

"હું વકીલ છું ને વકીલના જેટલી ઝીણવટથી વીલ તૈયાર થયું છે."

"મારે માટે શી ગોઠવણ થઈ છે?"

"મુંબઇમાં રહો તો દર વરસે રૂ. ૩૫૦) મળે, મુંબઇ બહાર જાઓ તો રૂ. ૧૮૦) અને ત્રીજી વખતનું લગ્ન કરો તો કશું નહીં. વીલમાં આ સંબંધી લખાયું નથી. હજી હું તે ઉપર વિચાર કરી રહ્યો છું."

"વીલ અધૂરૂં છે?"

"હા, તેટલા પૂરતું. હું વિચાર એ કરી રહ્યો છું કે મારા મરણ બાદ તમને એક મોટર મળે તો સારૂં કે રોકડા રૂપિયા? તમને શું પસંદ છે?"

મદનરાયે કરેલી મશ્કરી ન સમજી શકે એટલી મૂર્ખ વિલાસ નહોતી. ભૂતકાળમાં થયેલી એ લડાઈ જેણે એ બન્ને વચ્ચે કલહનાં બીજ રોપ્યાં હતાં તે તેના સ્મૃતિપટ ઉપર તરવરી ઉઠી. શો જવાબ આપે? જવાબ આપી શકાય તેમ નહીં હોવાથી વિલાસ શાન્ત રહી. શત્રુને જોતાં આંખમાંથી તણખા ખરે તેમ તણખા ખેરવતી વિલાસ જોઇ રહી. મદનરાય ખૂબ બોલેલો હોવાથી થાકી જઇ પાસું બદલી, ચહેરો ઓશિકાની આડમાં છૂપાવી પડયો રહ્યો.

કેટલીક વાર પછી વિલાસ બોલી, "મારી ગેરહાજરીમાં વીલ કરી તમે મારા હૃદય ઉપર સખત ઘા કર્યો છે. વીલની એટલી બધી શી ઉતાળ હતી?"

મદનરાયે પાસું બદલી વિલાસ તરફ જોયું. ક્રોધથી થોડી વાર જોયા કર્યા પછી તે બોલ્યો, "આજ સુધીમાં તમે મારા હૃદય ઉપર ક્યાં ઓછા ઘા કર્યા છે? એ ઘા ઉપડતા હોત અને જોઇ શકાતા હોત તો તમે પોતે સેંકડોની સંખ્યામાં ગણી શકત. તમારાં કાર્યોનો પૂરેપૂરો બદલો આપવા એટલાજ ઘા કરવા જોઇએ પણ

મારાથી તેમ થઇ શકતું નથી. એટલે આ એકજ ઘાથી પતાવું છું. અલબત આ ઘા સેંકડો ઘાની વેદનાથી યે વધારે કપરો લાગશે પણ નિરૂપાય! એજ ઠીક લાગે છે. હવે હું મૃત્યુની ઉપાસના કરી રહ્યો છું. એ વખતે કૃપા કરીને આગળનું પાછળનું ન સંભળાવતાં શાન્ત રહેવા દો. વીલ બને તેટલી ઉતાવળે કરવાની જરૂર જણાઇ ને મેં તેમ કર્યું. કયારે મરી જઇશ તે કહી શકતો નથી. જુઓ, શરીરને સોજા ચડે છે. ડોકટરને 'ના—ના.' કહું છું પણ મને સાજો કરવા પાછળ પડયો છે. પણ હું સાજો થવાનો નથી—થવા માગતો નથી."

"પણ તમે મરી જવાના નથી."

"કોણ કહે છે? હું મરી જવાનોજ છું. જગત નહીં જાણી શકે, તમે નહીં કબુલ કરો પણ કહી દેવા દો કે આપણે બંને થઇ મારૂં ખૂન કરીએ છીએ."

"વિચિત્ર!"

"વિચિત્ર-હા! વિચિત્રજ છે."

"હવે એ વાત જવા દઇએ. તમે જીવવાનાજ છો પણ મને કંઇક મિલ્કત મળે તેમ લખતા જાઓ."

"શા માટે?"

"મારે માટે."

"તમારે ને મારે શું?"

"પરણ્યાં છીએ—"

"હા, પણ તેથી? એ નહીં બને. તમને આપવા કરતાં બિચારાં ગરીબોને શા માટે ન વહેંચી આપવું? કંઇક આપવા વિચાર થાય છે પણ મન નથી માનતું. જે રકમ આપવાનો ઇરાદો છે તે પણ દયાની લાગણીથીજ. એટલે મેં કહી દીધું તે પ્રમાણે મેળવવા ઉપરાંત બીજું કંઇ નહીં મળે."

"નહીંજ મળે?"

"જરૂર નહીં."

"તો પછી હું તમારી પત્ની તરીકે શા માટે રહું?"

"છૂટાછેડા કરો. એક સાથે કર્યાં, હવે બીજાની સાથે. તમે સુધારાપ્રેમી છો, અમેરિકાનાં પૂજક છો. અમેરિકામાં ઘણી સ્ત્રીઓ પંદર-પંદર વખત છૂટાછેડા કરે છે, તમારે માટે તો આ બીજોજ પ્રસંગ છે!"

ક્રોધથી સળગતી વિલાસ ચાલી ગઇ. હમણાં હમણાં મદનરાયના શબ્દો તીવ્ર થતા જતા હતા ને વિલાસ ક્ષણે ક્ષણે કોચાતી હતી.

એ પોતાના રૂમમાં જઇ બેઠી ને વિચાર કરવા લાગી. કેટલીક વાર બાદ ઉઠી, યશવંતને ઘેર જવા ઘરબહાર નીકળી ગઇ.

યશવંતને જોતાંજ વિલાસે કહ્યું: "એકાંતમાં કેટલીક વાત કરવાની છે. ખૂબ અગત્યની."

ઘરનાં માણુસો ન સાંભળી શકે તેવી એક ઓરડીમાં વિલાસ અને યશવંત જઇ બેઠાં. એ ઓરડી નાની હતી. ઉનાળામાં ઠંડી મેળવવી હોય ત્યારે યશવંત અહીં આવી બેસતો કારણ કે મકાનના કોઇ પણુ ખંડ કરતાં અહીં વિશેષ ઠંડક રહેતી. રાચરચીલું પણુ ઓછું હતું. બે ચાર છબીઓ દિવાલે લટકતી હતી અને ત્રણેક ખુરશીઓ પડી હતી. વિલાસ અને યશવંત એ ખુરશીઓમાંની બેમાં સામાસામી તદ્દન નજીક બેઠાં.

"કહો, શું કહેવાનું છે?" યશવંતે પૂછ્યું.

"મદનરાયે વીલ કર્યું છે તે જાણો છો?"

"ના."

"એક વીલ કરવામાં આવ્યું છે. મિલ્કતની શી વ્યવસ્થા કરવામાં આવી છે તે જાણી શકી નથી કારણુ કે તે વખતે હું અમદાવાદમાં હતી. એ વીલમાં મારે માટે સારો પ્રબંધ કરવામાં નથી આવ્યો."

"હાં, પછી?"

"એ વિશે વાતચીત કરતાં અમારે બોલાચાલી થઇ. એમની સાથે રહેવાનું હવે મારે માટે અસહ્ય થઇ પડ્યું છે. એ કહે છે, 'હું જીવવાનો નથી.' મને પણુ એવું લાગે છે."

"કારણુ?"

"ડોકટરે આપેલી દવા બરાબર પીતા નથી. ડોકટર ખાવાનું ના કહે છે તે ખાય છે, ફરવાનું ના કહ્યું છે છતાં નોકરને લઇનેય રખડવા જાય છે ને હૉટેલોમાં ખાઇ આવે છે. આવી સ્થિતિમાં ભાગ્યે જીવે. અને ક્ષય જેવો ભયંકર રોગ છે."

"હવે તમે કહેવા શું ઇચ્છો છો?"

"એમણે મને છૂટાછેડા કરવાનું કહ્યું."

"સૌથી સરસ. જો બનતું ન હોય તો પછી એ સિવાય ઉપાય શો છે? પણુ એ તો મરવાનો છે એટલે એ માથાકૂટમાં નહીં પડો તો પણુ ચાલશે."

"જીવવાનું કે મરવાનું ઇશ્વરના હાથમાં છે. કદાચ જીવે પણ ખરા."

"તમે શું કરવા ઇચ્છો છો ?"

"જીવે તો પણ છૂટાછેડા કરવા હું તૈયાર નથી. કારણ કે બે બે જગ્યાએ છૂટાછેડા કરવાથી સમાજમાં મારી આબરૂ રહે નહીં."

"એ પણ નાજુક પ્રશ્ન છે."

"આપણી વચ્ચે પ્રેમ છે. હું તમને ચાહું છું ને તમે મને ચાહો છો. આપણે જોડાઇએ એ તમે ઇચ્છો છો ?"

"હા, હા, જોડાવા ઇચ્છું છું." યશવંત ઉત્સાહથી બોલ્યો. કેટલાયે દિવસથી મારા અંતરમાં એ ઇચ્છા ઉગી હતી પણ વ્યક્ત નહોતો કરી શકતો. એ ઇચ્છા પૂરી પાડવા તમે કહો તેમ કરવા તૈયાર છું. કહો તો આખી મિલ્કત ફના કરી નાખું, કહો તો મારો જીવ આપું."

"એની જરૂર નથી."

"તો શાની જરૂર છે ?"

"મદનરાયના મૃત્યુની—એમની સાથે છૂટાછેડા કરી તમારી સાથે જોડાઈ શકાય તેમ નથી. એકજ રસ્તો છે. એ મરણ પામે, હું વિધવા થાઉં. વિધવા થયા પછી પૂનર્લગ્ન કરીશ તો આખા સમાજનો નહીં તો કેટલાકનો ટેકો મેળવી શકીશ. કારણ કે આજે વિધવાવિવાહના પક્ષમાં સુધરેલાઓ ગમડી પડયા છે. ઘણા સુધરેલા છૂટાછેડાની પ્રથાને પસંદ કરતા નથી પણ વિધવાવિવાહને આવશ્યક માને છે. તેઓ મારા કામને વખાણશે."

"બરાબર છે. ત્યારે રાહ તો મદનરાયના મૃત્યુની જોવાય છેને ?"

"હા. એ મરણ પામે તો થોડાક દિવસોમાંજ આપણે જોડાઇએ."

"અને એને મરવાને બહુ દિવસ બાકી નથી."

"એમ ન કહેવાય. સોજા ચડવા લાગ્યા છે તે સાચું પણ કદાચ મટીયે જાય."

"તો તો મુશ્કેલી." ઉદાસીથી યશવંત બોલ્યો.

"એ મુશ્કેલી આપણે દૂર કરવી જોઇએ. મદનરાયનું મૃત્યુ ચોક્કસ થાય એવી ગોઠવણ કરવી જોઇએ."

"એટલે કે ખૂન ?"

"ચોક્કસ."

"તૈયાર છું. વિલાસ, તારે માટે ખૂન કરવા પણ તૈયાર છું."

"પણ તે રસ્તો જોખમવાળો છે."

"એ કંઇ મારાથી અજાણ્યું નથી. અશક્યને કેમ શક્ય કરવું અને જોખમને કેમ ઉડાવી દેવું તે યશવંત બરાબર જાણે છે. દુનિયામાં ઘણી જાતનાં ઝેર મળે છે; અને શહેરમાં મારા અનેક ડૉક્ટર મિત્રો છે જેઓ દવા માટે એ ઝેરો રાખે છે. એકાદ વિશ્વાસપાત્ર ડૉક્ટર પાસેથી કહે તો કાલે ઝેર લાવી આપું ને મદનરાયનો ફેંસલો થઇ જાય. બોલ, શો વિચાર છે?"

વિલાસે કેટલાક સમય સુધી વિચાર કર્યા પછી, ખૂબ જાળવીને બોલતી હોય તેમ શબ્દે શબ્દ છૂટો પાડી ધીમેથી જવાબ આપ્યો, "એ વાત ખરી છે પણ મુંબઇની પોલિસ જબરી છે. ઓચિંતા થયેલા મરણથી શક આવે ને તપાસ થાય તો?"

"યશવંત પાસે ખૂબ પૈસા છે." યશવંતે જોરથી કહ્યું.

"પૈસા ઘણી જગ્યાએ સફળ થાય છે પણ કેટલીક જગ્યાએ કામ નથી આવતા. આપણે માટે એવું બને તો?" વિલાસે શંકા બતાવી.

"તો શું કરવું?"

"........નામનું એક ઝેર આવે છે. સ્વાદથી જણાઇ જાય તેવું નથી હોતું ને રોજ અમુક પ્રમાણમાં આપવામાં આવે તો માણસ છ મહિનામાં મરી જાય છે. દિવસે દિવસે ઝેરની અસરથી માણસનું શરીર નબળું પડતું જાય છે ને એક દિવસ અંત આવી જાય છે. આપણે એ ઝેરનો ઉપયોગ કરીએ."

"હું લાવી આપીશ."

"ક્યારે?"

"તું કહે ત્યારે."

"આજેજ. સારા કામમાં ઢીલ કરવી ન જોઇએ. આવતી કાલથીજ એ કામ શરૂ કરી દઇએ."

"તો આજેજ લાવી આપીશ. હમણાંજ લેવા જાઉં છું. ત્યાંથી બારોબાર મદનરાયને જોવા નિમિત્તે આવીશ ને તે વખતે તને તે ઝેર આપીશ."

"ભલે. રોગથી મરશે તો રોગથી ને બચશે તો આપણે આપેલું ઝેર કામ કરશેજ, પણ તમે મારી સાથે પૂનર્લગ્ન કરશોને?"

"શંકા છે? આટલું જોખમવાળું કામ શા માટે ઉપાડી લેતો હોઇશ?"

"એક સ્ત્રી છે છતાં?"

"જરૂર. કહે તો તેનું ગે ખૂન કરૂં." નીચ યશવંતે કહ્યું.

"ના, ના, તેમ કરવાની જરૂર નથી. એ બિચારી નિર્દોષ સ્ત્રીનું શા માટે ખૂન કરવું? એણે આપણું શું બગાડયું છે?"

"તો પછી આવો પ્રશ્ન શા માટે?"

વિલાસે લાંબો લાંબો જવાબ આપ્યો. મદનરાયને મારી નાંખવાની યોજના ખૂબ સાવચેતીથી અમલમાં મૂકવાની વારંવાર સૂચના કરી તે ઉઠી ને ચાલી ગઇ. તેના ગયા પછી યશવંતે મોટર તૈયાર કરાવી. મોટર આવી એટલે ઉપડયો.

વિલાસ કેટલી નીચ નારી છે? વિલાસની લાલસા પાછળ હડકાયા કુતરાની જેમ દોડી તે સુખ ગુમાવે છે એટલુંજ નહીં પણ એક અતિ હલકું કામ કરવા તૈયાર થઇ છે. વિલાસનાં સાધનો કદિ ખૂટતાં નથી ને વિલાસપ્રિયતાની આગ કદી બુઝાતી નથી. જ્યાં સુધી એ વિલાસપ્રિયતા ઉપર બુદ્ધિનો કાબુ હોય છે ત્યાં સુધી ઓછાં અને નાનાં અનિષ્ટ જન્મે છે; પણ બુદ્ધિનો અંકુશ જતો રહે છે, બુદ્ધિ વિલાસપ્રિયતાની પાછળ ખેંચાઈ ભ્રષ્ટ બને છે ત્યારે એ અનિષ્ઠોની સંખ્યા મોટી હોય છે અને સાધનો હલકામાં હલકાં હોય છે. હલકાં સાધનોથી પ્રાપ્ત કરેલી વસ્તુનાં પરિણામ કેટલાં દુઃખજનક હોય છે તે કહેવાની જરૂર નથી.

## પ્રકરણ ૨૬ મું

## મહેન્દ્રનો ધંધો

દિવસે દિવસે મહેન્દ્રે બુદ્ધિપૂર્વક પાથરેલી બદમાસીની જાળમાં વધુને વધુ પંખીઓ સપડાવા લાગ્યાં. મહેન્દ્રને પૈસા મળવા લાગ્યા એટલે તે સારામાં સારી રીતે રહેવા લાગ્યો. પોતે મોટા ઓદ્ધા ઉપર હતો એટલે મવાલીઓ સાથે જાહેરમાં ભળતો નહીં પણ રાત્રે ભદ્ર પાસેના ઉપહારગૃહમાં ભળતો. તે સદ્‌ગૃહસ્થ ગણાતો અને મજૂરો દેવ તરીકે પૂજતા. આવું માન મળતું એટલે મિસિસ મેયરે આપેલા અભિપ્રાયને દીનેશની શીખવણી માનતો ને કંઇ કરી શકે તેમ નહીં હોવાથી સનસની રહેતો. દવાખાનાનું કામ પુરૂ થવા

આવ્યું હતું એટલે દીનેશ ફુરસદ મેળવી શકતો હતો. તે વારંવાર મહેન્દ્ર પાસે આવતો ને બંને એકમેક તરફ તિરસ્કાર ધરાવતા હોવા છતાં સભ્યતાથી વાત કરતા. દીનેશ વાતોથી અને અવલોકનથી મહેન્દ્રનાં ઘણાં છીદ્રો શોધી શક્યો હતો. ઉપરાંત એક માણસને ઑફિસમાં દાખલ કરી દીધો હતો. આ માણસ મારફત અંદરની ઘણી પોલ દીનેશના જાણવામાં આવતી.

મહેન્દ્ર બીકણ મિલમાલિકો પાસે જતો. તેમના સાચા-ખોટા વાંક બતાવતો ને અમુક રકમ "ચા-પાણી" માટે માગતો. માગે કે તરત કોઇ પૈસા ન આપે પણ જ્યારે મહેન્દ્ર મજૂરો પાસે હડતાલ પડાવવાની ધમકી આપતો ત્યારે વેપારી વાણિયો સો-બસો કે તેથી વધારે રૂપિયા આપી દેતો ને હડતાલથી થતા નુકશાનથી કુનેહથી બચી જવા બદલ પોતાની જાતને ધન્યવાદ આપતો. આવી રીતે પૈસા પડાવતાં કાયદાની ચુંગલમાં ન આવી જવાય તે માટે મહેન્દ્ર ખૂબ કાળજી રાખતો.

"ગુર્જર કૉટન મિલ્સ લિમિટેડ" ના માલિક મનમોહનદાસ દલાલ ખંધા આદમી હતા. જરા જુના જમાનાના હતા એટલે નવયુગની વાતોમાં ઉદ્ધતાઈ જોતા. આથી નિકટનો સબંધ ધરાવનાર સિવાયના બધા તેમને પોચા માની લેવાની ભૂલ કરી બેઠા હતા. વસ્તુતઃ મનમોહનદાસનું અંતર પોચું નહોતું. અલબત, તેઓ સહન કરવામાં જબરા હતા પરંતુ સહિષ્ણુતાની હદ આવી રહેતાં એટલા કડક પણ થઇ જતા કે વિરૂદ્ધ પક્ષને કચરી નાખતા; પણ લોકો આ નહોતો જાણતા. બિચારો મહેન્દ્ર લોકોની ખોટી માન્યતામાં ધસડાયો ને એના પાપના ઘડાનો અંત નજીક લાવ્યો.

ઘણા દિવસથી મહેન્દ્ર એકાદ શેઠીઆને હાથમાં લેવાનો વિચાર કરતો હતો તે સાથે હાથમાં આવે તેવી વ્યક્તિઓ શોધતો હતો. કોઈ ખરાબ ચોઘડીયે મનમોહનદાસ ઉપર તેની નજર ઠરી. મનમોહનદાસ પાસે ખૂબ પૈસો હતો એટલે એમની મિલ્કત ઉપર મહેન્દ્રનો હક પહોંચતો હોય તેમ મોટી રકમ લેવાનું નક્કી કર્યું હતું.

એક દિવસ તે મનમોહનદાસને બંગલે ગયો ને કાર્ડ મોકલાવ્યું. મનમોહનદાસે તે વાંચી મહેન્દ્રને પોતાની પાસે બોલાવ્યો ને આવ્યો ત્યારે માન આપી બેસાડયો. આ રીતના સ્વાગતે મનમોહનદાસને માટે મહેન્દ્રે કરેલાં અનુમાનોને પુષ્ટિ આપી. પોતે જરૂર સફળ થશે એમ માની મહેન્દ્ર રાજી થઇ ગયો.

"કેમ પધારવું થયું?" શેઠ મનમોહનદાસે વાર્તાલાપ શરૂ કર્યો.

"જરા કામ હતું." મહેન્દ્ર બોલ્યો. કપટની શબ્દજાળ બીછાવવા જીભ ચાલતી નથી. પહેલાં તો તે અટકતી અટકતી ચાલે છે ને પછીથી પંજાબ મેલની ઝડપ ધારણ કરે છે. આ ન્યાયે મહેન્દ્ર એકદમ આગળ ન વધી શકયો.

મનમોહનદાસે મહેન્દ્રના શબ્દોની રાહ જોઈ પણ તે અટકી ગયેલો હોવાથી વાર્તાલાપ આગળ ચલાવ્યો, "શું કામ હતું ?"

ખૂબ દિલગીર હોય, જાણે માથે આવી પડેલું કામ કરતાં હૃદય રડતું હોય તેમ મહેન્દ્ર નીચું જોઈ બેસી રહ્યો ને પછીથી કહેવા લાગ્યો, "શેઠ સાહેબ, બહુ દિલગીર છું કે કડવી ફરજ બજાવવી પડે છે. આપ સમાન શ્રીમાન આગળ બોલતાં પણ મને સંકોચ થાય છે."

"પણ તમે તો 'મજૂર સંઘ'ના સેક્રેટરી છો ને ! બોલ્યા સિવાય કેમ ચાલે ?"

"આપે શી રીતે જાણ્યું કે હું 'મજૂર સંઘ'ના કામ માટે આવ્યો છું ?"

"એ સિવાય આવો જ નહીં."

"એમ શાથી ? શું હું 'મજૂર સંઘ'ના કામ માટે જ આવું ? મળવા નહીં ?"

"હું તો નથી ધારતો."

મહેન્દ્ર હસી પડયો. હસી રહ્યા પછી કહેવા લાગ્યો, "આપની ધારણા સાચી છે. હું 'સંઘ'ના કામ માટેજ આવ્યો છું એમ કહું કે આપની મિલના કામદારો માટે આવ્યો છું એમ કહું તે બંને સરખાં છે. આપને માટે આવ્યો છું, એમ કહું તો તે પણ સત્યથી વેગળું નહીં ગણાય."

મનમોહનદાસે ડોકું ધૂણાવ્યું.

મહેન્દ્ર આગળ કહેવા લાગ્યો, "ત્રણે એકબીજાને અવલંબી રહેલાં છે. 'સંઘ' અને મજૂરો સંકળાએલ છે, તમે અને મજૂરો સંકળાએલ છો."

"હા. હવે મુદ્દાની વાત કરશો ?"

"જરૂર. એટલા માટેજ આવ્યો છું ને ?"

"તો કહો."

"એમ છે..." મહેન્દ્રે કહેવાનું શરૂ કર્યું. આપની મિલમાં મજૂરોના પગાર એટલા ઓછા છે કે મજૂરોમાં અસંતોષ રહ્યા કરે છે."

" હા, પણ તે કામ લવાદને સોંપવામાં આવી ગયું છે. "

" તે મારાથી અજાણ્યું હોય ?" કહી મહેન્દ્ર હસ્યો. " પણ હું કહેવા એ માગું છું કે આપના મજૂરો ઉશ્કેરાઈ ગયા છે. વળી અમારે શહેરની બધી મિલોના કામદારોના પગાર સરખા કરી નાખવા છે."

" એ કામ લવાદ કરી લેશે."

" પણ મજૂરો ઉશ્કેરાયા છે. "

" લવાદનો નિર્ણય મજૂરોની તરફેણમાં આવશે તો તેઓ આપોઆપ શાન્ત થશે. તમે કહો છો તે ત્રણે બાબતો લવાદના નિર્ણય ઉપર આધાર રાખે છે. "

" પરમ દિવસે આપની મિલમાંથી કેટલાક મજૂરો ઑફિસે આવ્યા હતા. "

" કેટલા ?"

" દસેક. તેઓએ સઘળા મજૂરોની ઇચ્છા વ્યક્ત કરી. મજૂરોમાં એટલો તીવ્ર અસંતોષ વ્યાપી ગયો છે કે તેઓ લવાદનો નિર્ણય આવે ત્યાં સુધી થોભવાની ધીરજ રાખી શકે તેમ નથી. "

" તેમાં હું શું કરૂં ? દરેક શાન્તિપ્રિય ધંધાદારી લેવાનું પસંદ કરે તેવું પગલું મેં લીધું છે ને કેસ લવાદનો સોંપ્યો છે. આનો અર્થ તો એજ થયો કે લવાદનો નિર્ણય બંને પક્ષે સ્વીકારવો અને નિર્ણય જાહેર થાય ત્યાં સુધી ધીરજ ધરવી. " સહેજ ઉશ્કેરાઇ જઇ મનમોહનદાસ બોલ્યાઃ

" તે હું સમજું છું. "

" તો પછી મજૂરોને સમજાવ્યા કેમ નહીં ? "

" આપ શા ઉપરથી માનો છો કે મેં મજૂરોને નહીં સમજાવ્યા હોય ? કેટલાંયે અગત્યનાં કામ રહેવા દઇ મેં તેમની સાથે સવા કલાક માથાકૂટ કરી. મારૂં માથું પણ દુખી થયું અને આપ તો આમ બોલો છો. "

" મજૂરો શું કહે છે ?"

" એકદમ પગારમાં વધારો કરવો, નહીં તો હડતાલ પડશે. "

" હડતાલ પાડશે !"

" હા, તેઓએ મક્કમ ઠરાવ કર્યો છે. તેઓ તો એકદમ હડતાલ ઉપર જવા માગતા હતા પણ મેં તેમને સમજાવ્યા ને એક અઠવાડિયા સુધી રાહ જોવાનું કબુલ કરાવ્યું. બીજે દિવસે કમિટિના સભ્યોને સરક્યુલર મોકલાવી સાંજેજ વિચાર ચલાવ્યો. કમિટિએ

પણ મજૂરોની માગણી ન્યાયી ગણી છે ને અઠવાડિયાની મુદત પૂરતી ગણી છે."

"તમારી ઑફિસે આવેલા મજૂરોનાં નામ આપશો ?"

"એ કેમ આપી શકાય ?"

"મારે બીજું કામ નથી. હું તેમની સાથે વાત કરી સમજાવવા માગું છું."

"તોપણ નામ ન આપી શકાય."

"મારા ઉપર વિશ્વાસ નથી ?"

"છે જ. પણ અમારો એવો કાયદો છે એટલે દિલગીર."

હડતાલનું નામ સાંભળી શેઠ મનમોહનદાસ ગભરાયા. એક ક્ષણમાં તો એમના મગજમાં હજારો વિચાર આવી ગયા. મિલના માનવશૂન્ય રસ્તાઓ અને બાવાની જેમ પડી રહેલા સંચાઓ નજર સામે તરવરી ઉઠયા. સંચાઓ અને માલનો બગાડ તથા વગર કામ કરાવ્યે માસિક પગારવાળા કારકુનો અને કારીગરોને આપવાનો પગારનો આંકડો એમના વેપારી મગજ સામે હાથી જેવડા અક્ષરે આવી ઉભો. એ આંકડાએ એમના સાંધા ઢીલા કરી નાંખ્યા.

"હડતાલ ન પડે તે માટે એક ઉપાય છે." મહેન્દ્રે પોતે જે વાત કરવા આવ્યો હતો તે વાતની શરૂઆત કરી.

"કયો ?" મનમોહનદાસે ઉત્સુકતાથી આંખો ચગાવી પૂછ્યું.

"થોડાક રૂપિયાનું ખર્ચ છે."

"બોલો."

"મને બે હજાર રૂપિયા આપો."

મનમોહનદાસ ચમક્યા. બે હજાર રૂપિયા આપતાં હડતાલ અટકે તેવું છે. પણ કોને આપતાં ? મહેન્દ્રને ? ના, ના, તે આવી રીતે રૂપિયા લે નહીં.' આવા વિચાર પછી ખાતરી કરવા તેમણે મહેન્દ્રને પૂછ્યું, "કોને રૂપિયા આપું ?"

"મને."

"હું ધારૂં છું કે તમારી પોતાની જાત માટે નહીં કહેતા હો."

"હું મારી પોતાની જાત માટે રૂપિયા માગું છું. એટલા રૂપિયા મળી જાય તો હડતાલનો ભય દૂર થઇ જશે. શેઠજી, હડતાલથી આપને કેટલું નુકસાન થશે તે તો ગણી કાઢ્યું હશે. એ નુકસાન આગળ બે હજાર રૂપિયા વધારે નથી."

મનમોહનદાસ વિચાર કરવા લાગ્યા. મહેન્દ્રે ધાર્યું કે તેઓ રૂપિયા આપવા કે નહીં તેનો વિચાર કરે છે. મનમોહનદાસ બીજાજ વિચાર કરતા હતા. તેમની તીખી નજર મહેન્દ્ર ઉપર વરસતી હતી. મહેન્દ્રને તેઓ આટલો નીચ નહોતા ધારતા. મજૂરોના હિત માટે

ઉભો કરેલો સંઘ મહેન્દ્રની બદમાસીનું હથિયાર બને તે તેમની કલ્પનામાં પણ નહતું. આ બનાવે એમની આંખ ઉઘાડી નાખી. બદમાસને બદમાસીનાં ફળ ચખાડવાના નિર્ણય ઉપર આવ્યા. મહેન્દ્ર મજૂરો ઉપર કાબુ ધરાવતો હતો એટલે તેને દુભવતાં હડતાલનો સંભવ હતો. નુકસાનીની નાની રકમથી હબકી જનાર શેઠીઓ ગમે તેટલું નુકસાન થાય તે સહન કરવા દૃઢ નિશ્ચયી બન્યો. એણે ચાલાકીથી મહેન્દ્રની આંખમાં ધૂળ નાખવાની પ્રતિજ્ઞા કરી, તે પૂરે-પૂરી કુનેહથી કરેલી પ્રતિજ્ઞા પાર પાડવાનું શરૂ કર્યું. મહેન્દ્ર આ નહોતો જાણતો. એ બિચારો આશાભર્યો હતો.

"તમને નથી લાગતું કે માગેલી રકમ બહુ મોટી છે?" મનમોહનદાસે કહ્યું.

આ પ્રશ્નથી મહેન્દ્રને લાગ્યું કે અહીંથી ખાલી હાથે તો નહીં જ જવું પડે. કંઇને કંઇ રકમ જરૂર મળશે; પણ નમેલા શેઠની બીકનો લાભ લઈ બને તેટલા વધારે રૂપિયા મેળવવા તેણે કહ્યું: "મને નથી લાગતું." મહેન્દ્રના અવાજમાં આનંદનો રણકાર હતો, જેવો તે બે હજાર રૂપિયાનો રણકાર કલ્પતો હતો. તે આગળ બોલ્યો: "શેઠજી, આપને ત્યાં લક્ષ્મીની લીલાલહેર છે."

"એટલે શું રૂપિયા ફેંકી દઉં?"

"ના. હું ક્યાં કહું છું? હું તો કહું છું એક પાઇ ન આપશો ને હડતાલ પડવા દઇ રૂપિયા સાચવી રાખો! પણ કહેવાની મારી ફરજ છે એટલે કહેવા આવ્યો છું. હડતાલ પાડવાથી મજૂરોના ઘરમાં પૈસા નથી આવવાના. બિચારા એ લોકો ગરીબ છે, રોજની કમાણી રોજ ખાય છે. આવા માણસોને હડતાલને લીધે એટલું બધું સહન કરવું પડશે કે આપ કલ્પી પણ ન શકો. તેમને આવી સ્થિતિમાં ન મૂકાવું પડે તે જોવાની મારી ફરજ છે અને તેટલાજ માટે અહીં આવ્યો છું."

"તો પછી તમે રૂપિયા શા માટે માગો છો?"

"તો શું મફત કામ કરૂં?"

"મજૂરોનું હિત જોવાની તો તમારી ફરજ છે! પણ કંઈ નહીં. થોડાક રૂપિયા લઇને તમે હડતાલ અટકાવવા તૈયાર હો તો એ વસ્તુસ્થિતિનો લાભ લેવા તૈયાર છું. હવે યોગ્ય રકમ જણાવી દો એટલે રૂપિયા આપી દઉં."

"અરાઢસો આપજો."

"ના, પાંચસો આપીશ."

"તો આપણો બેનો મેળ નહીં ખાય. ક્યાં પાંચસો ને ક્યાં અરાઢસો."

"આઠસો. હવે માની જાઓ."

"નહીં. પંદરસોથી ઓછા નહીં જ લઉં."

શેઠ મનમોહનદાસને બજાર ભાવ કરતાં ઓછા ભાવે સોદા કરતાં આવડતું હતું. એ કળાનો અહીં ઉપયોગ થયો. ખૂબ રકઝક થઇ તેથી મહેન્દ્રને શંકા ન આવી. શેઠનું કંઈ જવાનું નહોતું છતાં તેમણે મહેન્દ્રને વિશ્વાસમાં લેવા માથાકૂટ કરી. પરિણામે મહેન્દ્ર રૂપિયા એક હજાર લેવા તૈયાર થયો. મનમોહનદાસ 'રૂપિયા લઇ આવું' કહી ખંડની બહાર નીકળી ગયા. મળનાર એક હજાર રૂપિયાની શી વ્યવસ્થા કરવી તેના આનંદજનક વિચારમાં મહેન્દ્ર આરામ ખુરશીમાં પડયો ને શેઠ મનમોહનદાસની રાહ જોવા લાગ્યો; પણ મનમોહનદાસ રૂપિયા લેવા નહોતા ગયા. તેઓ પોતાના પુત્ર પાસે ગયા ને કેમેરા તૈયાર કરવાનું કહ્યું. કેમેરા તૈયાર થયો એટલે કેટલીક સમજુતી આપી તેઓ તિજોરી પાસે ગયા ને તેમાંથી રૂપિયા હજારની નોટ કાઢી, હાથમાં લઇ મહેન્દ્ર પાસે આવ્યા. મહેન્દ્ર તેમની રાહ જોઇ રહ્યો. મનમોહનદાસને અને તેમના હાથમાંની નોટને જોતાં એનું મોં મલકી ઉઠયું. ધૃષ્ટતા બર આવી અને મજૂરી નકામી નથી ગઇ એવા વિચારથી આનંદનો શ્વાસ લીધો. શ્વાસ લેતાં તે ખુરશીમાં ટટાર થઇ બેઠો.

"જરા વધારે વખત થયો. માફ કરજો. તિજોરીની ચાવીઓ મારા પુત્ર પાસે હતી અને એ ફોટો ખેંચવા માથાકૂટ કરી રહ્યો હતો એમાં રોકાવું પડયું. ઉતાવળ છે એમ કહ્યું પણ છોકરાંની જાત!" પોતાની ખુરશીમાં બેસતાં શેઠ મનમોહનદાસે કહ્યું.

"કંઈ નહીં. હોય." મહેન્દ્રે કહ્યું.

એવામાં છોકરો હાથમાં કેમેરા લઈ ઉતાવળો ઉતાવળો આવ્યો. મનમોહનદાસે તેના તરફ જોયું એટલે મહેન્દ્રે પણ જોયું. છોકરો પાસે આવ્યો.

"કેમ આવ્યો?" મોટા અવાજે મનમોહનદાસે છોકરાને પૂછ્યું.

"કેમેરા બગડી ગયો. જુઓને, શું થયું છે? ઉતાવળ કરો નહીં તો મઝા જતી રહેશે." છોકરે કહ્યું.

"તેં ના ઝંપવા દીધા." કેમેરા હાથમાં લેતાં લેતાં મનમોહનદાસ બોલ્યા અને પોતાની પાસે કેમેરા મૂકી બોલ્યા. "થોડી વાર થોભ."

"આપ ફોટોગ્રાફીનું કામ જાણો છો ખરા?" મહેન્દ્રે મનમોહનદાસને પૂછ્યું.

"ખાસ નહીં. ભણતો હતો ત્યારે કંઇક શીખેલો; પછીથી આ છોકરાએ પાછળ પડીને જરા વધારે શીખવ્યું."

"છોકરો ચાલાક છે."

"હા; પણ બહુ તોફાની. પણ જવા દો એ વાત. રૂપિયા આપું છું પણ એવી આશા રાખું છું કે તમે મજૂરોને સમજાવશો ને મારી મિલમાં હડતાલ નહીં પડવા દો." મનમોહનદાસે કેમેરા ઉપર હાથ ફેરવતાં કહ્યું.

"વિશ્વાસ રાખજો."

"તો લો"

કહી નોટનું નંબરવાળું પાસુ પોતાના તરફ રાખી મનમોહનદાસે નોટવાળો હાથ લંબાવ્યો. મહેન્દ્રે નોટ લીધી ને તેજ વખતે કેમેરાની ચાંપ દબાઇ. મહેન્દ્રને આનું ભાન ન રહ્યું. તેણે ખિસ્સામાંથી પાકીટ કાઢી તેમાં નોટ મૂકી દીધી. પણ હજાર રૂપિયા જાય એ શેઠને નહોતું ગમતું. મહેન્દ્રના પાકીટમાં પડેલી નોટ પાછી કઢાવવા તેમણે યુક્તિ અજમાવી.

"રૂપિયા એક હજાર બગડતાં મારો જીવ ચુંથાય છે પણ હશે!" મનમોહનદાસે રૂપિયા જવાથી દુઃખ થતું હોય તેવે ચહેરે કહ્યું.

"આ રૂપિયા બગડે છે? શેઠિયા, એમ કહો કે એક હજાર રૂપિયે પતે છે એટલી ઇશ્વરની આપના ઉપર મહેરબાની છે. આ રૂપિયાથી હડતાલ પડે તો તેથી થતા રૂપિયા દસ હજારના, કદાચ તેથી પણ વધારે રૂપિયાના નુકશાનમાંથી બચી જાઓ છો."

"દસ હજારનું નુકસાન તે થાય? તે પહેલાં તો કોઇ પણ રીતે મિલ ચાલુ કરી દઉં. બહાર ગામથી મજૂરો મંગાવું. આજે તાર કરી દઉં તો સુરતથી પાંચસો માણુસ આવીને ઉભું રહે, થોડુંક પાટણ તરફથી આવે, કાઠિયાવાડમાંથી આવે. આમ મિલ ધમધોકાર ચાલે તેટલાં માણુસો બે દિવસમાં ભેગાં કરી દઉં. આ તો ઠીક છે, મજૂરો સાથે કોણ ખટરાગ કરે? અને તમે આવ્યા એટલે છૂટકો નહીં; બાકી હજાર રૂપિયા એકદમ કાઢી આપું એવો માણુસ હું નથી."

હડતાલની બીકે રૂપિયા કાઢી આપનાર મનમોહનદાસ પાછળનો પુંફવાડો મારે છે એમ માની મહેન્દ્ર તેમને માનભંગ કરવા તૈયાર થયો. તે એમ ધારતો હતો કે મનમોહનદાસ મને ખાલી હાથે જવા દેશે નહીં, કારણ કે પોતાની મિલમાં હડતાલ ન પડે તે માટે તેઓ ખૂબ ઇંતેજાર છે.

આવી માન્યતાના આવેગમાં મહેન્દ્રે કહ્યું, "શેઠ, એ બધી વાતો છે, હડતાલ તોડવાનું તમે ધારો છો તેટલું સહેલું નથી."

"પૈસા અઘરાને સહેલું બનાવે છે."

"મારૂં પણ એજ કહેવું છે. પૈસા અઘરાને સહેલું બનાવી દે છે. આપ હડતાલ તોડવા પૈસા બગાડો તે નુકશાન છે ને?"

"મને તો નુકસાન થયું જ."

"ઓછું થયું છે એમ નથી માનતા?"

"ના."

"નોટ પાછી આપી દઉં?"

"તો કૃપા."

"યાદ રાખજો કે સખત હડતાલ પડશે ને–"

"જોઈ લેવાશે."

મનમોહનદાસ અને મહેન્દ્ર જાણતા હતા કે આ એક નાટક ભજવાય છે પણ બંનેની જાણ જુદી હતી. મનમોહનદાસે આવું નાટક ભજવવાનું નક્કી કર્યું હતું, મહેન્દ્ર એમ માનતો હતો કે આ ખાલી શબ્દો પછીથી પણ રૂપિયા પાછા મળશે એટલે તેણે બેદરકારીથી પાકીટ ઉઘાડી, તેમાંથી નોટ કાઢી મનમોહનદાસના હાથમાં મુકી.

"બાપુ, કેમેરા તૈયાર કરી આપોને!" છોકરે વચ્ચે કહ્યું.

"અત્યારે નવરાશ નથી. જા પાછો લઇ જા."

કેમેરા લઇ પોતાનો પાઠ ભૂલ વિના ભજવી છોકરો ચાલ્યો ગયો. મનમોહનદાસ નોટ હાથમાં લઇ, ચાલ્યા જતા પુત્ર તરફ જોઇ રહ્યા.

"સાહેબજી." મહેન્દ્ર ઉભો થઇ બોલ્યો.

"જશો?"

"હા."

"આવજો. સાહેબજી! માફ કરજો."

મહેન્દ્ર ચાલતો થયો. એના અંતરમાંની આશા હજી મરી ન હોતી ગઈ. એ માનતો હતો કે બે–ચાર ડગલાં ચાલ્યા પછી મનમોહનદાસ પાછો બોલાવશે પણ ખંડ બહાર નીકળવા, ઉંબરા નજીક આવ્યો ત્યાં સુધી બોલાવ્યો નહીં એટલે નિરાશ થયો; પરંતુ હવે પાછું ફરાય તેમ નહોતું કારણ કે તેમ કરતાં પોતાના ઓદ્ધાને ઝાંખપ લાગે તેમ હતું. તેણે પાછું વાળી મનમોહનદાસ ઉપર નજર નાખી. એ શેઠીઓ નિરાંતે બેઠો હતો. મહેન્દ્રનું મોં પડી ગયું. પગ ભારે થઇ ગયા ને નોટ પાછી આપી તે બદલ પશ્ચાતાપ થવા લાગ્યો. તે આગળ વધ્યો ને મનમોહનદાસના મુખ ઉપર ઉપહાસભર્યું વેધક સ્મિત ફરકી ઉઠયું. બિચારો મહેન્દ્ર!

## પ્રકરણ ૨૭ મું

## મદનરાયનું મૃત્યુ

હવે આપણે કપટકળાથી ભરપૂર કારમા પ્રસંગમાં ઉતરીએ છીએ. પણ તેમ કરતાં પહેલાં એક પ્રશ્ન ઉપર કહી દેવાની અગત્ય જણાય છે. કેટલાક વાંચકોને લાગશે કે વિલાસ જેવી એક સ્ત્રી આટલું ઘાતકી અને પૈશાચિક કાર્ય ન કરી શકે. ગમે તેવી તોપણ તે પૂનિત મા ભારતીની પુત્રી છે. પતિ ઉપર પ્રેમ ન હોય તોપણ તેને આટલી ખરાબ દશામાં ન ધકકેલી દે, એના જીવન સાથે ક્રૂર રમત ન કરે. આવો પ્રશ્ન અસ્થાને છે. સ્ત્રીનું મગજ શાન્ત હોય, તે પાપને પંથે પ્રયાણ કરવા ન ઇચ્છતી હોય ત્યારે સંસાર પથમાં ફૂલડાં પાથરે છે પણ જ્યારે તે ધુરકે છે ત્યારે પુરૂષ પણ ન કરી શકે તેવાં ભયાનક કામ કરે છે. વિલાસલોલુપતાએ વિલાસને એવી દશામાં મૂકી દીધી જેણે આગળ જતાં કિન્નાખોર અને ક્રૂર બનાવીનેજ વિલાસને છોડી. એની સામે એક લાલચ હતી. મોટરોમાં મહાલવાના અને લક્ષ્મીમાં રમવાના કોડ પૂરા પડે એવું સ્થળ એની સામે ખડું થએલું હતું. આ આશાએ, આ લાલચે વિલાસને વધુ ક્રુર બનાવી દીધી હતી. અને માણુસ એક વખત પ્રપંચના પાસા નાખવાનું શરૂ કર્યા પછી સફળ કે પાયમાલ થયા સિવાય અટકે છે ? નહીં. એ હારેલા જુગારીની ત્વરાથી એક પછી એક દાવ નાખ્યેજ જાય છે. વિલાસ માટે પણ આવું થયું હતું. કોઇ કોઈ વખત કરેલા ભિષણ સંકલ્પો એને કંપાવી નાખતા, દિલમાં દાહ પ્રગટાવતા પણ ડગલું ભર્યો પછી પાછું હઠાય તેમ નહીં હોવાથી સફળતાની આશાએ આગળને આગળ વધ્યે જતી હતી.

સાત–આઠ દિવસથી મદનરાયને ઝેર અપાતું હતું પણ હોશિયાર ડોકટર જાણી ગયો હતો. મદનરાય તેનો મિત્ર હતો; નહીં તો દરદીને પૂછ્યા વગર જ ઝેર આપનારી દરદીની સ્ત્રીને પોલિસના હાથમાં મૂકી દેતાં અચકાય તેવો નહોતો. પણ અહીં તો મિત્રનું ઘર ઉઘાડું થતું હતું એટલે મદનરાયને પૂછ્યા સિવાય કંઈ થઇ શકે તેમ નહોતું. વળી મામલો કાબુમાં હતો એટલે ઉતાવળ કરવાનું પ્રયોજન નહોતું. તે આપવામાં આવતા ઝેરને દવાઓથી બીનઅસરકારક બનાવી દેતો હતો. તેના સિવાય બીજું કોઇ આ જાણતું

નહોતું. યશવંત અને વિશ્વાસ દહાડા ગણ્યા કરતાં પણ એમણે ગણેલા બધા દહાડા ડૉક્ટરના મીંડામાં જઈ પડયા હતા. ડૉક્ટર મદનરાય જોડે વાત કરવા બહુયે ઇચ્છતો પણ તે જ્યારે આવતો ત્યારે વિલાસ તેની સાથેજ રહેતી એટલે વાત નહોતો કરી શકતો. બિચારો બહુ મુઝાતો પણ શું કરે ?

વિલાસમાં પણ ફેરફાર થયેલો મદનરાયે જોયો હતો. હવે તે મદનરાયની ચાકરી કરતી, નમ્રતાથી બોલતી અને અગાઉના વર્તન માટે પશ્ચાતાપ કરતી. નિયમિત દવા પાતી અને ઇચ્છાનુસાર પથ્ય ખોરાક બનાવરાવી આપતી. પત્નીને મદનરાય ન સમજી શકાય તેવી દૃષ્ટિથી જોતો. એ વકીલ હતો અને અનેક બદમાસોની બદમાસીનો ઇતિહાસ જાણતો હતો. વિલાસમાં એકદમ આવો ફેરફાર થઇ જાય તે માનવા તૈયાર નહોતો તોપણ તટસ્થવૃત્તિથી બધું જોયા કરતો. છ–સાત દિવસ વિલાસનું આવું વર્તન ચાલુ રહ્યું એટલે મદનરાયની તટસ્થતા લથડી. તે વિલાસ તરફ ખેંચાયો. જીવાય તો જીવવાની ઇચ્છા થઈ. કદાચ મૃત્યુ આવે તો પોતાની મિલ્કતનો મોટો ભાગ વિલાસને આપવાના વિચાર કરવા લાગ્યો.

પણ વિલાસ તરફની મદનરાયની માનવૃત્તિના ભૂકેભૂકા કરી નાખે તેવો પ્રસંગ બન્યો. વિલાસ ખૂબ કામમાં હતી એટલે ડૉક્ટર આવીને મદનરાય પાસે ગયો તોપણ જઇ શકી નહીં. બને એટલી ઉતાવળે ત્યાં પહોંચી જવાની ઇચ્છા તો હતીજ; પરંતુ કેટલાયે દિવસથી અનુકુળ સંયોગોની રાહ જોતો ડૉક્ટર મળેલો આ અવસર ગુમાવે તેવો નહોતો. મદનરાય સૂતો હતો તે ખંડમાં દાખલ થઇ, ખુરશી તદન નજીક ખેંચી, બેસીને તરતજ બોલ્યો:

"મિ. મદનદાય, સત્ય વાત કહેવી પડે છે તે બદલ મને દિલગીરી થાય છે; પણ કહેવાની મારી ફરજ છે એટલે કહું છું. માફ કરજો."

"શું કહેવું છે ?"

"હું જોઉં છું કે આજ આઠ દિવસથી તમને......નામનો ઝેરી એસીડ આપવામાં આવે છે."

"હેં !"

"હા. આશ્ચર્યજનક હોવા છતાં સાચી છે."

"કોણ આપે છે ?"

વિલાસનું નામ દેવામાં જોખમ હતું તે ડૉક્ટર જાણતો હતો. તેની પાસે એક પણ એવો પુરાવો નહોતો જેનાથી તે સાબીત કરી

આણી શકે કે વિલાસ ઝેર આપે છે. પણ વિલાસની મુખાકૃતિ જોઈ એ બંધા ડૉક્ટરે સત્ય વસ્તુસ્થિતિ જાણી લીધી હતી. આમ છતાં મદનરાયના પ્રશ્નથી ગુંચવાયો ને વિચારમાં ડૂબી જઇ નીચું જોઇ બેસી રહ્યો.

મદનરાયે ફરીથી પૂછ્યું, "કોણ ઝેર આપે છે?"

"તે ચોક્કસ કહી શકતો નથી પણ ધારું છું કે ઘરનું જ માણસ છે."

"કોણ?"

"તમારે ત્યાં કેટલાં માણસો છે?"

"ભટ, વિલાસ, હું અને પાસે બેઠેલો નોકર. એ નવો છે. ઘાટી છે પણ તે તો દરરોજ આવીને કામ કરી ચાલ્યો જાય છે એટલે છેલ્લા બે ઉપર શક લઇ જવાય તેવું નથી."

"ભટ ઉપર શંકા આવે ખરી?" ડૉક્ટરે પૂછ્યું.

"ના, એ બિચારો મારી માંદગીથી એટલો દિલગીર થઈ ગયો છે કે મારાથી પણ એનું મોં નથી જોવાતું."

"તમે તમારી જાતે ઝેર ખાઓ છો ખરા?"

"ના."

"તો બાકી કોણ રહ્યું?"

"વિલાસ."

"શક લઇ જવા જેવું ખરૂં?"

"હું તૈયાર નથી. છેલ્લા અઠવાડિયાથી તે મારી એટલી બધી ચાકરી કરે છે અને એટલી દિલગીર દેખાય છે કે ન પૂછો વાત."

"છેલ્લા અઠવાડિયાથીજ ઝેર અપાય છે."

મદનરાય ચમક્યો. એની આંખ ફાટી. વિલાસના દેખાતા પરિવર્તન પાછળ કયું કારણ અદશ્ય રહ્યું હતું તે સમજાયું. એક ક્ષણમાં–ફક્ત એક ક્ષણમાં વિલાસ માટે પ્રગટેલી લાગણીઓ અને કરેલા વિચારોનો નાશ થઇ ગયો. મગજ ભમી ગયું. જોસથી બેઠો થઇ ગયો ને ડોકી લંબાવી જુસ્સાથી બોલ્યો:

"ડૉક્ટર, વિલાસ ઝેર આપે છે?"

"મને એવું લાગે છે."

"બરાબર છે." કહી મદનરાય પલંગમાં પડ્યો ને પાસું ફેરવ્યું.

"પોલિસને ખબર આપું?" ડૉક્ટરે કહ્યું.

"ના, ના, એવું ના કરતા. વિલાસ પારકી નથી. એ મારી સ્ત્રી છે. એની એબ તે મારી એબ છે. ડૉક્ટર, મહેરબાની કરીને

મારી આબરૂ ઉપર હાથ ન નાખશો." ડૉક્ટર તરફ જોયા સિવાય મદનરાયે કહ્યું.

"તો એ મારી નાખે ને તમે મરી જશો ?"

"એ જોઈ લઈશ."

એજ વખતે વિલાસે ખંડમાં પ્રવેશ કર્યો. ડૉક્ટર અને મદનરાયની છેલ્લી પ્રશ્નોત્તરી તેના સાંભળવામાં આવી. પાપી માણુસ હંમેશાં કરેલાં પાપો છૂપાવવા પ્રયત્નશીલ રહે છે અને પાપ પ્રકાશિત થયું છે કે નહીં તે જાણુવા શંકાગ્રસ્ત અને સાવધ રહે છે. એ બે વાક્યો એ વિલાસને ચોંકાવી દીધી. જે કર્મને તે અત્યાર સુધી છૂપું માનતી હતી તે તેની મંડળી બહારના બે માણુસો જાણે છે તેનું ભાન થયું. જુસ્સાથી ચાલતી આવી પણ એકાએક એના પગ શિથિલ થઈ ગયા, હૃદય ધડકવા લાગ્યું, મોં કાળું પડી ગયું. પગ પાછો પડયો પણ હિંમતપૂર્વક આગળ વધી.

"શરીર તપાસ્યું ?" વિલાસે બધા ભાવ દબાવી મૌન રહેલા ડૉક્ટરને પૂછ્યું.

"ના."

"તો શું અત્યાર સુધી વાતો કરી ?" હસવાનો પ્રયત્ન કરતાં વિલાસે કહ્યું; પણ એનું હાસ્ય હૃદયના ઊંડા રૂદનનું પ્રદર્શક બની ગયું.

"હા, મિત્રો છીએ ને ?"

ડૉક્ટર શરીર તપાસવા લાગી ગયો. વિલાસ એ ક્રિયાને અતિ મહત્ત્વની માનતી હોય તેવી રીતે જોતી ઉભી રહી. મદનરાય વારંવાર વિલાસ તરફ જોતો ને વિલાસ મદનરાય તરફ જોતી. કેટલીક વખત બંનેની દૃષ્ટિ મળી જતી પણ વિલાસ એ દૃષ્ટિ જેરવી શકે તેમ નહીં હોવાથી નજર ફેરવી લેતી. એ સમજી ગઈ હતી કે એસીડ આપવામાં આવે છે તે મદનરાયના જાણુવામાં આવી ગયું છે. પ્રસંગ ગંભીર હોવાથી ડૉક્ટરના ગયા પછી કંઈક થશે એવી બીક લાગતી હતી. ડૉક્ટર શરીર તપાસી રહ્યા ને દવા લેવા નવા નોકરને દવાખાને મોકલવાનું વિલાસને જણાવી, કેટલીક વાતો કરી ચાલ્યો ગયો. તેણે જવા માટે પગ ઉપાડયો કે તરત વિલાસનું અંતઃકરણ ભયથી ધ્રૂજી ઉઠયું. એણે નોકરને દવા લેવા મોકલ્યો. પતિ-પત્ની એકલાં રહ્યાં. હવે શું બને છે તેની ધડકતા હૃદયે વિલાસ રાહ જોઈ રહી. મિનિટો ઉપર મિનિટો પસાર થવા લાગી પણ મદનરાય ન બોલ્યો. ઉલટું તેણે પાસું બદલી વિલાસ તરફથી મોં ઉઠાવી લીધું. વિલાસને ટાઢક વળી. તે કેટલીક વાર બેસી રહી પણ મદનરાય તરફથી કંઈ પ્રવૃત્તિ થઈ નહીં.

"આજે શું ખાવું છે ?" વિલાસે મદનરાયને બોલાવવા પૂછ્યું. આ પ્રશ્નનો જવાબ વિચિત્ર મળશે એમ તેણે ધારી લીધું હતું.

"જે ઠીક લાગે તે બનાવરાવો."

ન ધારેલા જવાબે વિલાસને આશ્ચર્યચકિત કરી નાખી. મદનરાય કંઇ નહીં બોલે એમ ચોક્કસ લાગ્યું.

"તમે કહો તે બનાવરાવું." વિલાસે ચલાવ્યું.

"મહેરબાની કરીને મને ન પૂછો. થોડું જીવવા માટે ખાવાના શોખ નથી કરવા. દયા કરીને જે ટૂકડો મારી પાસે આવવા દેશો તે મોંમાં મૂકીશ."

"આવું કેમ બોલો છો ?"

"બીજું બોલવાનું નથી—હશે તો બોલાતું નથી. હવે મને કશું ન પૂછશો. નીરાંતે સૂવા દો. બહુ બોલવું ગમતું નથી."

વિલાસ શાન્ત રહી. મદનરાયની ગરદનને વિના કારણે ટગરટગર જોઈ રહી. થોડી વારમાં નોકર દવા લઇને આવ્યો.

વિલાસ ઉઠી.

પણ એના અંતરમાં આગ સળગી ઉઠી હતી. ડોકટર એસીડ આપવામાં આવે છે તે વાત જાણી ગયો છે ને એ વાત બહાર પાડશે તો ? પોલિસમાં જાહેર કરશે તો? પણ બીજો ભય સંભળાયેલાં વાકયો વિચારતાં નિરર્થક લાગ્યો. મદનરાયે મનાઇ કરેલી ન હોય તો 'એ મારી નાખે ને તમે મરી જશો ?' એવો પ્રશ્ન ન પૂછવામાં આવે એવું અનુમાન કર્યું; પણ ધારે તો ડોકટર ઘણું કરી શકે તેમ હતું. વિલાસ એના પંઝામાં સપડાઇ હતી. કચરી નાખવાનું કે જતા કરવાનું એની મુનસફી ઉપર હતું. વિલાસ ભયભિત થઇ ગઇ. પહેલીજ ક્ષણે યશવંત પાસે દોડી ગઇ. જઇને બધું સવિસ્તાર કહી સંભળાવ્યું. યશવંત પણ મૂંઝાયો. હવે શું થાય ? ઘણી વખત મૂંઝવણ ક્રોધની માતા હોય છે. મૂંઝાયેલો માણસ ચીઢાય છે ને છેવટે ક્રોધે ભરાય છે. યશવંત આવી રીતે ક્રોધે ભરાયો હતો એવામાં વિલાસે પૂછ્યું:

"હવે શું કરવું ?"

"ખૂન, મદનરાયનું ખૂન." ક્રોધમાં યશવંતે જવાબ આપ્યો.

"ક્યારે ?"

"આજે."

"એવું થશે તો તો ડોકટરના હાથમાં આપણે—કદાચ હું એકલી સપડાઇ જઈશ."

"ડૉક્ટર એસીડ અપાયલું કહેશે પણ તમેજ એસીડ આપો છો તે સાબીત શી રીતે કરશે ?"

"કદાચ મદનરાયના મૃત્યુ પહેલાં તેમની પાસે લખાવી લેશે."

"અને તેટલાજ માટે હું કહું છું કે તેમ થાય તે પહેલાં મદનરાયને પૂરો કરી નાખવો. હવે ડૉક્ટર સવારે આવશે પણ આપણે એવી સ્થિતિ ઉભી કરી દઇએ કે તેને સવારે આવવાની જરૂરજ ન પડે."

"પણ મદનરાયના ઓચિંતા મૃત્યુથી ડૉક્ટર ખીજાશે ને પોલિસને ખબર આપશે તો ?"

"શી ખબર આપશે ? કોઈના જાણવામાં આવે તે પહેલાં તો લાશને ઠેકાણે પાડી દઈશું. મદનરાય કેટલાય દિવસથી માંદો છે તે સેંકડો માણસો જાણે છે અને એ માંદગીથીજ મદનરાય મરી ગયો એમ જાહેર કરીશું. હવે આપણે આપીશું તે ઝેરની કોઇને ખબર નહીં પડે ને એસીડ આપવામાં આવ્યો છે તે માટે ડૉક્ટર પાસે પૂરાવા નથી."

"પૂરાવા પોલિસ મેળવશે."

"એમ ડરી ન જાઓ. મારી પાસે પૈસા છે તે બધું કરી લેશે. યાદ રાખજો કે તમને યા મને કાંઈ નુકસાન નહીં થાય. હિંમતવાન બનો, કાળજું કઠણ કરો ને કાયમનાં સુખો પ્રાપ્ત કરો. પણ જો ડૉક્ટર અને મદનરાયનો એક વખત ભેટો થયો તો યાદ રાખજો કે કશું નહીં થઇ શકે."

"પણ આજેજ ઝેર ?" વિલાસ રડી પડી. ગમે તેટલી કઠોર બની હતી તોપણ આખરે તે સ્ત્રી હતી. માણસના જીવન સાથે જીવન શોષક સાધનો વડે રમત કરતાં કેટલું તીવ્ર આત્મમંથન અનુભવવું પડે છે તે એસીડ આપતાં તેણે અનુભવ્યું હતું. એક હાલતા ચાલતા શરીરને થોડીકજ ક્ષણોમાં નિશ્ચેષ્ઠ કરી નાખવું તે કેટલું ભયાનક છે એ વિલાસને સમજાયું હતું.

"રડો નહીં" યશવંત કહેવા લાગ્યો. "શું તે તમને પસંદ નથી ? શું મદનરાય જીવતો રહે, એવું ઇચ્છો છો ? આમ હૃદય પોચું રાખ્યે નહીં વળે. અને ક્યાં તમારે મદનરાયના મોંમાં મૂકવું છે ! દવાની બાટલીમાં નાંખી દેજો ને ! શું એટલું નહીં થઇ શકે ? વાતો તો મોટી મોટી કરો છો."

"મારાથી એ નહીં બને."

"નહીં બને ?" યશવંત ઉશ્કેરાયો. "શું નહીં બને ! જો તેમ હતું તો મને શા માટે ભેળવ્યો ? શા માટે આશાઓ આપી

નચાવ્યો ? જાઓ, ચાલ્યાં જાઓ, આનું પરિણામ શું આવે છે તે તમને થોડાકજ દિવસોમાં સમજાશે. મદનરાય જીવવાનો નથી પણ તમે તેના મરણ પછીથી યે સુખી નહીં થઇ શકો. યશવંત ભયંકર છે. એની સાથે વિશ્વાસઘાતની રમત રમનારને એ ચૂસી ખાય છે. એ દયાશૂન્ય બની જાય છે. હું નહોતો જાણતો કે તમે આટલાં ખરાબ છો. ભલે જે થઇ ગયું તે થઇ ગયું. હવે ચાલ્યાં જાઓ ને ફરીથી કોઇ દિવસ તમારૂં કાળું મોં બતાવશો નહીં કે મારા બંગલામાં આવશો નહીં. આ ચેતવણી નહીં માનવામાં આવે તો યાદ રાખજો કે યશવંત 'યશવંત' નથી પણ નાગ છે." યશવંત દાંત કચકચાવીને એટલા જુસ્સાથી બોલ્યો કે એનું મોં લાલ લાલ થઇ ગયું.

યશવંતના ધડાકાથી વિલાસ ધ્રૂજી ઉઠી. હવે તેને બરાબર સમજાયું કે પોતે બિલકુલ હાલી ચાલી શકે તેમ નથી પણ મદારી ઇચ્છે તો નચાવે તેમ નાચવાનું છે. ભૂત અને વર્તમાન જીવન તથા ભાવિ જીવનનાં કલ્પનાચિત્રો તેની નજર સામે નાચવા લાગ્યાં. આ પાર કે પેલી પાર એ સિવાય ચાલવાનું નથી. હવે નિર્બળ બનતાં ત્રિશંકુ જેવી સ્થિતિ થશે. આ ભાન થતાં વિલાસ ગભરાઇ ગઇ.

એના અત્યારના જીવનમાં માધુર્ય નહોતું પણ વેદના હતી. મદનરાય જીવી જાય તો એ કારમી વેદના દરરોજની થઇ પડે તેમ હતું. મદનરાય જગતમાં ન હોય તો યશવંત સાથે જોડાતાં ઝગમગતું ભાવિ હતું. વિલાસ એ ભાવિ પાછળ લાલચુ બની હતી એટલે તેને બચાવવાનો ઠરાવ કર્યો.

"પણ આટલા બધા ઉશ્કેરાઇ શા માટે જાઓ છો ?" વિલાસ બોલી.

"તો શું કરૂં ? ઘડી ઘડીમાં તમારા વિચાર બદલાય તે મને ન પાલવે."

"મારૂં કહેલું સાંભળશો ?"

"નહીં. મારે બીજું કશું સાંભળવું નથી. એક 'હા' કે 'ના' જોઇએ. બોલો, હું કહું તેમ કરવા તૈયાર છો કે નહીં ?"

વિવશ બની ગયેલી વિલાસે હા પાડી.

"બેસજો, હમણાંજ આવું છું." કહી યશવંત ચાલ્યો ગયો.

વિલાસ એકલી પડી. કરવાનાં કારમાં કામોના વિચારે તેને શૂન્યમનસ્ક બનાવી દીધી. બીજી ક્ષણે ભાન આવ્યું, ન્યાય અન્યાયની તુલનાશક્તિ જન્મી ને તે રડી પડી. ખુરશીના હાથા ઉપર ઉભા મૂકેલા હાથમાં માથું મૂકી તેણે રડયા કર્યું ને કેટલો વખત થઇ ગયો તેનું ભાન ન રહ્યું.

યશવંત મોટાં મોટાં પગલાં ભરતો આવી પહોંચ્યો. નજીક આવી તેણે ખિસ્સામાંથી એક પડીકી કાઢી વિલાસ સામે ધરી કહ્યું, "લો."

વિલાસનો હાથ યંત્રવત્ લંબાયો. યશવંતે પડીકી આપી.

"જાઓ, છેલ્લી વખત પાઓ તે દવા સાથે આ પડીકી આપી દેજો. બરાબર ઓગાળજો નહીં તો એવી મુશ્કેલીમાં આવી પડીશું કે મદનરાય બચી જતાં આપણી પાયમાલી થઇ જશે."

લાચાર આંખે વિલાસ જોઇ રહી. એનામાં હાલવાની કે ચાલવાની શક્તિ ન રહી હોય તેટલી નિર્બળતા આવી ગઈ છે એમ તેને લાગતું હતું.

"હજી કંઈ કામ છે?" યશવંતે વિલાસને સ્થિર બેસી રહેલી જોઇ પૂછ્યું.

"ના."

"તો જાઓ."

હળવેથી વિલાસ ઉઠી ને ધીમે પગલે ચાલવા લાગી. યશવંત આ જોઇ રહ્યો. એને બીક લાગી કે લથડી ગયેલી વિલાસ ઘાણ બગાડી નાખશે.

"કામ થશે ને?" યશવંતે પૂછ્યું.

"હા." વિલાસે અટકીને જવાબ આપ્યો.

"કાળજું મજબુત રાખજો; નહીં તો આપણું બંનેનું આવી બન્યું છે. જરાક ગફલત થઇ તો હાથમાં લોઢાનાં ઝાંઝરિયાં ખખડાવવાં પડશે ને પથ્થર ફોડવા કાળી કોટડીમાં રહેવા જવું પડશે."

વિલાસ ચાલી ગઇ. તે ઘેર આવી પણ ઉંડા વિચારમાં ડૂબી ગઇ હતી. મોં કાળું પડી ગયું. બોલવાની હિંમત નહોતી ચાલતી. એનું અંતર રડી રહ્યું હતું ને આ પાપી કામ ન કરવા પોકાર પાડી રહ્યું હતું. વિલાસ તે સમજતી હતી. હવે તેના હાથમાં કશું નહોતું. તે એક એક એવી શક્તિના હાથમાં આવી ગઇ હતી જેના હુકમનો અનાદર થાય તેમ નહોતું અને કારમી હૃદયવ્યથાને આધીન થવાનું હતું.

આ સ્થિતિમાં એકાદ કલાક વ્યતીત થઇ ગયા બાદ મદનરાયે વિલાસને બોલાવી. સંકોચાતી, શરમાતી અને ડરતી વિલાસ ગઇ. મદનરાય બેઠો થયો. વિલાસ તેની સામે નીચું જોઇ ઉભી રહી.

"વિલાસ!" મદનરાયનો ક્ષીણ સૂર સંભળાયો.

વિલાસે બળાત્કારે ઉંચું જોયું.

"મને...એસીડ તમે આપતાં હતાં?"

રહી રહીને પૂછાયેલા આ પ્રશ્ને વિલાસના હૃદયને ચીરી નાખ્યું. હજારો વીંછીઓએ એકી સાથે ચટકા દીધા હોય તેટલી વેદના સળગી ઉઠી; પણ સાચો જવાબ આપવાની હિંમત ન ચાલી એટલે અતિ મંદ સૂરે કહ્યું, "ના."

"જુઠું બોલો છો ?"

"સાચું કહું છું."

વિલાસના શ્યામ બની ગયેલા ચહેરે, થડકતા અવાજે ચકળવકળ થતી કીકીએ, અસ્થિર રહેલા પગે; એકંદરે આખા શરીરે તે જેને સાચું કહે છે તે જુઠું છે એમ મદનરાયને કહી દીધું. તેણે વિલાસ સામે ટગરટગર જોઇ રહી દુઃખથી માથું હલાવ્યું.

"ઠીક જાઓ." મદનરાયે કહ્યું.

—અને પ્રલયનાં મોજાં તળેથી છટકી જતા માણસની જેમ વિલાસ ચાલી ગઈ.

"મને ફોન પાસે લઈ જા." મદનરાયે નવા રાખેલા નોકરને કહ્યું.

"કહો ત્યાં હું જ ફોન કરી આવું. આપ શા માટે તસ્દી લો છો?" નોકરે મદનરાયના અશક્ત શરીરની દયા ખાઇ કહ્યું.

"ઠીક જા, વકીલ ગુણવંતરાયને ફોન કર. કહે કે એકદમ વીલ લઇને આવે." આમ કહી મદનરાયે ટેલીફોનનો નંબર આપ્યો.

ફોન થયો ને અર્ધા કલાકમાં વકીલ ગુણવંતરાય આવી પહોંચ્યા. આડીઅવળી અને મદનરાયની તબીયતની વાતો થયા પછી મદનરાયે કહ્યું, "વીલમાં ઉમેરી દો કે મારા મરણ બાદ મિલ્કતમાંથી એક પાઇ પણ વિલાસને ન મળે. બધું રાચરચીલું બહેરાં–મુંગાંની શાળાને આપી દેવામાં આવે છે. તેણે મારા મૃત્યુ પછીના ૧૩ અને ૧૫ દિવસની વચ્ચે કબજો લઇ લેવો."

ગુણવંતરાયે તે પ્રમાણે લખી મદનરાયને વંચાવ્યું. સહી કરી રાખેલી હોવાથી સહીં કરવાની નહોતી એટલે વાંચીને જ એ કાગળિયું પાછું આપવામાં આવ્યું.

"વિલાસ મિલ્કત મેળવવા દાવો કરે તો ખર્ચ શામાંથી કાઢવું ! તમે બધી મિલ્કતની ગોઠવણ કરી દીધી છે." ગુણવંતરાયે કહ્યું.

"વિલાસથી દાવો નહીં થાય. મને જરા કોરો કાગળ અને તમારી ફાઉન્ટનપેન આપો. એક પરબિડિયું આપો. વિલાસ દાવો કરે તો એને જણાવી દેજો કે 'મને એક ગુપ્ત પરબિડિયું આપવામાં આવ્યું છે અને દાવો કરે તો તે ફોડી અંદરના લખાણનો ઉપયોગ કરવાની

ભલામણ કરી છે.' પરબિડિયું એવી શરતે :તમને આપું છું કે દાવો કરવાની મુદત જાય ને વિલાસ દાવો ન કરે તો એ પરબિડિયું ફોડયા સિવાય જ બાળી નાખવું અને અંદરના કાગળો ઉપરનો એક પણ અક્ષર વાંચવો નહીં. વિલાસ દાવો કરે તો ફોડવાનો, વાંચવાનો અને લખાણનો ગમે તે ઉપયોગ કરવાનો તમને હક્ક છે.'' કહી ગુણવંતરાય ન દેખે તેમ કાગળ ઉપર કંઇક લખી, કાગળ પરબિડિયામાં બીડી, મદનરાયે પરબિડિયું ગુણવંતરાયને આપ્યું. કેટલીક વાતચીત પછી બંને મિત્રો છૂટા પડયા.

મદનરાય શ્રમિત થઇ પલંગમાં પડયો.

વિલાસે બીજી વખત દવા પીવડાવી.

પછીથી યે બે કલાક પસાર થઇ ગયા પછી વિલાસે આવી નોકરને પૂછ્યું, "ઉંઘી ગયા છે?"

"હા." નોકરે જવાબ આપ્યો.

"અહીં આવ. જરા બજારમાં જા.'' કહી વિલાસ પોતાના ખંડ તરફ ચાલી. નોકર તેની પાછળ પાછળ ગયો. વિલાસે તેને થોડા પૈસા આપી કંઇક લેવા મોકલ્યો. નોકર ચાલ્યો ગયો.

આ બધું કરતાં વિલાસની વેદનાનો પાર નહોતો. છતાં તે સિવાય છૂટકો નહોતો. નોકરના ગયા પછી તે મદનરાયના ખંડમાં આવી. શું બને છે તે જોવા મદનરાય જાગતો હતો છતાં ઉંઘવાનો ઢોંગ કરી પડયો રહ્યો. વિલાસ મદનરાયને ઉંઘતો ધારી પલંગની ઇસ ઉપર બેઠી. ફરીથી એકવાર મદનરાય ઉપર અને ચારે બાજુ શોધકદૃષ્ટિ નાખી. બધું અનુકુળ જણાતાં પોલકાના ગજવામાંથી પડીકી કાઢી. વળી પાછું આજુબાજુ જોઇ લીધું. નીચી નમી શીશી હાથમાં લીધી. બુચ ખોલ્યો, પડીકી ઉઘાડી ને શીશીમાં ઠાલવવા ગઇ; પણ હાથ સ્થિર ન રહ્યો. વળી પ્રયત્ન કર્યો ને કાતીલ ઝેર દવા સાથે જઇ ભળ્યું. વિલાસે જોસથી બાટલી હલાવી પાછી મૂકી દીધી અને તે પોતાના ખંડમાં સટકી ગઇ. કોઇ રાક્ષસ પાછળ પડયો હોય ને નાનું બાળક થરેરી જાય તેવી વિલાસ થરેરી ગઈ હતી. મહેનત નહોતી કરી છતાં હાંફતી હતી.

મદનરાય હબકી ગયો પણ પૂર્વવત પડયો રહ્યો.

છ વાગ્યા. ત્રીજી વખત દવા પાવાનો વખત થયો. દવામાં ઝેર ભેળવ્યા પછી તે પરસેવાથી નીતરી રહી હતી. પરસેવો લૂછતી લૂછતી મદનરાય પાસે આવી. મદનરાય જાગતો હતો. તે મૃત્યુને નજીક જોઇ રહ્યો હતો કારણ કે દવામાં ઝેર ભેળવવામાં આવ્યું છે તે તે સમજી

ગયો હતો. એકવાર મૃત્યુને પાછું કાઢવા વિચાર થયો ને નાશ પામ્યો. જીવન કરતાં મૃત્યુમાંજ તેણે શાંતિ જોઇ. મરવાનો નિરધાર કર્યો. તેણે વિલાસને મૃત્યુના પ્રતિનિધિ તરીકે જોઇ. હવે પોતે દુનિયાનો થોડા સમયનો મહેમાન છે એમ લાગ્યું; પણ કોણ જાણે શાથીયે મૃત્યુ વહાલું ન લાગ્યું. જે મૃત્યુ માટે દિવસોથી તૈયારી કરી રહ્યો હતો તે મૃત્યુને નજીક આવેલું જોઇ મદનરાય નરમ થઇ ગયો. પણ એ નબળાઈ દબાવી. શા માટે જીવવું? કોને માટે? આવા અનેક પ્રશ્નો પોતાને પૂછી પોતે જ જવાબ આપી મરવાનું નક્કી કર્યું. દવા પીધી નથી ત્યાં સુધી પીડા છે. પીધી કે પછી કંઈ નહીં. બધા સંકલ્પવિકલ્પ, બધી ચિંતાઓ, બધી ધમાલો એક ઘુંટડો પેટમાં ઉતરતાં જ અદૃશ્ય થઇ જશે, તે કોઇ નવા મુલકમાં મુસાફરી થશે. આવા વિચારે મદનરાય શાન્ત થયો.

"દવા પીવી છે? વખત થયો છે." આટલું બોલતાં વિલાસને ખૂબ જોર પડ્યું. આમ છતાં શબ્દો થડકાયા.

"હા. વખત ભરાઈ ચૂક્યો છે. આપશો?"

વિલાસ શીશી લેવા નીચી નમી પણ સ્નાયુઓ ઉપર કાબુ રાખવામાં નિષ્ફળ નીવડવાથી ગબડી પડી. બેઠી થઇ ગઇ ને હાંફવા લાગી.

"આમ કેમ થાય છે? આજે તમારૂં શરીર નરમ છે? મદનરાયે પૂછ્યું.

"હા. આજે શરીર નરમ છે."

"ડોક્ટરને બતાવવું હતું ને!"

"બતાવીશ."

જેમ તેમ વિલાસે બાટલી હાથમાં લીધી. પ્યાલામાં દવા રેડતાં એનો હાથ એટલો બધો થરથર્યો કે દવા ઉછળતી ધારે પ્યાલામાં પડી. કપાળ ઉપરથી પરસેવાના રેલા ઉતરવા લાગ્યા. બળપૂર્વક ઉઠી ને મદનરાય સામે પ્યાલો ધરી ઉભી રહી, પણ હાથ અને પ્યાલો એટલા જોરથી કંપતાં હતાં કે પ્યાલો હાથમાંથી પડી જવાની બીક લાગી. મદનરાય સમજ્યો કે પાપીને પાપના ડંખ લાગે છે. તેણે વિલાસના હાથમાંથી પ્યાલો લઇ લીધો.

"પી જાઉં?" મદનરાયે વિલાસને પૂછ્યું.

"હા, પી જાઓ."

"આ દવા છે કે ઝેર?"

વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ વિલાસ ચમકી ને બે ડગલાં પાછી હઠી ગઇ. ધરતી ફરતી લાગી. આંખે અંધારાં આવ્યાં.

જાણે ઝેર આપનારીએ પોતેજ ઝેર પીધું હોય ને નસો તૂટતી હોય તેમ અસ્વસ્થ થઇ ગઇ.

"કાગળ પેન્સીલ લઇ આવ." મદનરાયે નોકરને કહ્યું.

નોકર કાગળ પેન્સીલ લઇ આવ્યો. મદનરાયે લખ્યું, "લાંબા દિવસોની માંદગીથી કંટાળી મેં મારી જાતે ઝેર પી આપઘાત કર્યો છે.—**મદનરાય.**" મદનરાયે એ કાગળ વિલાસને આપ્યો. વિલાસે વાંચ્યો ને તે અવાક થઇ ગઈ. આટલી ઉદારતા? મારનારને બચાવવા આટલી બધી ઉદારતા?

"એ ઝેર છે. ના પીશો, ના પીશો." વિલાસ બરાડી ઉઠી.

પણ તે કહેતી રહી ને મદનરાય ઝેરનો પ્યાલો ગટગટાવી ગયો. વિલાસના હૈયામાં હજારો હોળીઓ એકી સાથે પ્રગટી હોય, કરોડો ને અબજો ટાંકણીઓ એકી સાથે જુદી જુદી જગ્યાએ ભોંકતી હોય તેમ અગાઉની વેદના સહસ્રગણી વધી ગઇ. એ નીચે ગબડી પડી.

મદનરાયે નોકરને પાસે બોલાવી કહ્યું, "ભાઈ, અહીં જોયેલું કોઇને કહેતો નહીં. તેં ફોન કર્યો હતો તે વકીલ તને સો રૂપિયા આપશે. તું પંદર દિવસ અહીં રહેજે ને વિલાસને કંઇ પણ ઉપાડવા ન દઇશ. હવે પ્રતિજ્ઞા કર કે, 'આ વાત કોઇને નહીં કહું.' આ વાત બહાર ન જવી જોઇએ હો!"

રોતાં રોતાં નોકરે પ્રતિજ્ઞા કરી અને એ સ્વામીભક્ત સેવક વિદાય થતા સ્વામી તરફ જોઇ પોકે પોક મૂકીને રોયો. આ જોઇ મદનરાયનું હૈયું ભરાઈ ગયું. તેણે નોકરને પાસે બોલાવી માયાથી ગરદન ઉપર હાથ ફેરવતાં કહ્યું, "ભાઇ, રોઈશ નહીં. માણસ માત્રને એક દિવસ આ રસ્તે જવાનું છે. કોઇને કાલે તો કોઇને બે દિવસ પછી. હું આજે જાઉં છું. છાનો રહી જા. જા, જરા બીજા ખંડમાં બેસ.'

"ના, હું અહીંજ બેસીશ."

"ના, જોડેના ખંડમાં બેસ. બોલાવું ત્યારે આવજે."

વફાદાર નોકર ચાલ્યો ગયો. કારસું બળ વાપરી મદનરાય પલંગ નીચે ઉતર્યો ને હાથ પકડી વિલાસને કહેવા લાગ્યો, "ઉઠો. દિલગીર ન થશો. આમ મારૂં મૃત્યુ લખાયું હશે તે કોણ મિથ્યા કરી શકે? ઉઠોને, શા માટે વાર લગાડો છો! મારાથી ઉભું રહેવાતું નથી."

વિલાસ ઉઠી. મદનરાય પલંગમાં બેઠો. વિલાસ તેની સામે ઉભી રહી. મદનરાય કહેવા લાગ્યો, "તમારી પાસેથી મને ઘણું

મળ્યું છે અને આ મળવાથી હવે કશું બાકી નથી રહ્યું. મેં તમારે ચરણે સર્વસ્વ ધર્યું ત્યારે તમેજ મને ઠોકર મારી? જરાયે દયા ન આવી?"

વિલાસની આંખમાંથી ગરગર આંસુ ગરવા લાગ્યાં.

મદનરાય આગળ બોલવા લાગ્યો, "હું મરવાનો જ હતો. રોગજ મારો ગ્રાસ કરત પણ તમે એટલી ધીરજ ન રાખી શક્યાં. મારે ને તમારે શું વેર હતું? મેં તો તમારે માટે કાયા ઘસી નાખી છે, તમને સુખી અને સંતોષી રાખવા એક પુરૂષ કરી શકે તેટલું કર્યું છે. તેનો આ બદલો? દિવસોથી હું મૃત્યુ માટે ઝંખી રહ્યો હતો, દિવસોથી પરમાત્માના એ શાન્તિદાયક દૂતની ચાતકદૃષ્ટિએ પ્રતીક્ષા કરી રહ્યો હતો. તમારી કૃપાથી મારા મનોરથ પૂરા થયા છે અને તેટલાજ માટે મારા મરણ બદલ તમે જવાબદાર ન ગણાઓ તે માટે એકરાર લખી આપ્યો છે. સુખી થજો. હું તો હવે જાઉં છું. કોઇ દિવસ યાદ આવું તો એકાદ સ્નેહાંજલિ આપજો, જો કે હું તમારી પાસેથી સ્નેહ મેળવી શકયો નથી, પણ અંત સમયે એ ભૂલી જવા માગું છું."

મદનરાય પલંગ નીચે આવ્યો. હવે ઝેરની અસર જણાવા લાગી હતી. એના જીવનનો પ્રદીપ ઝાંખો પડવા લાગ્યો હતો. વિલાસના પગ આગળ ઘુંટણીએ પડી મદનરાય કહેવા લાગ્યો, "મેં તમને ખૂબ દુભાવ્યાં છે પણ તે બધું ભૂલી જઇ મને માફ કરજો. કોઇ દિવસ ગાળ ન દેશો."

"ઉઠો......ઉઠો... " રોતાં રોતાં વિલાસ બોલી.

"ના, એક વખત કહી દો કે માફ છે."

"માફ છે. ઓ દેવ!" કહી વિલાસે મદનરાયને ઉઠાડી પલંગમાં બેસાડયો. "મેં તમને ન ઓળખ્યા ને હાય! હું રાક્ષસી તમારૂં લોહી ચૂસી ગઇ છું. આ પાપીણીને માફ કરજો. હાય! પાપના ડંખ મને કોચી નાંખે છે. શરીરમાં આગ લાગી છે. ઓ મદન! દેવ! જીવી જાઓ, જીવી જાઓ, તમારાં ચરણ પૂજીશ. એક વખત જીવો—એક વખત. ભયંકર પાપોનું શમન કરવા એક વખત જીવી જાઓ."

"નથી જીવવું. મેં આ સંસારમાં સાર નથી જોયો."

"હવે જોવાશે—"

"આવતે અવતાર—"

"ઓ હાય!" કહી વિલાસે પલંગમાં માથું પછાડયું. મદનરાયે માથું પકડી લીધું. વિલાસ કહેવા લાગી, "મરવા દો—આ

પાપીણીને મરવા દો. એણે માને પેટ જન્મ લઇ કોઇને સુખી નથી કર્યું. જ્યાં ગઇ ત્યાં આગ સળગાવી છે."

"મારે માટે તેવું નથી બન્યું. તમે મને એક અપૂર્વ અવસર આપ્યો છે, જે હું નહોતો મેળવી શકતો તે તમારી કૃપાથી મળ્યું છે."

"ઓ હાય! મને જે અત્યારે સૂઝે છે તે પહેલાં સૂઝયું હોત તો કેવું સારૂં? મારી આંખ ઉઘડી ગઈ છે; પણ હવે શું? ગંગા વહી ગયા પછી સ્નાન કરવા તૈયાર થવાનો અર્થ શો? અને-અને—ઓ ભગવાન! મારે હાથેજ તમારી કાયા નાશ પામે છે."

વિલાસ ગાંડા જેવી બની ગઇ. ભડકતી હોય, ડરતી હોય તેમ ચમકવા લાગી ને હવામાં હાથ પહોળા કરવા લાગી. ઉન્માદિનીના જેવા ચાળા કરતાં તે બોલવા લાગી, "પાપ! ખૂન! મને ન સતાવો. થયેલી ભૂલનું પ્રાયશ્ચિત આવું ન હો! હું બળી મરૂં છું. રહેવા દો, મને રહેવા દો."

"વિલાસ હવે મારાથી નહીં બોલાય." લોચવાતી જીભે મદનરાયે કહ્યું.

"નહીં બોલાય? શું નહીં બોલાય? મારો મદન, કાયમને માટે મોં બંધ કરી દેશે? કહી દો, એક વખત કહી દો, મને માફ છે એમ એક વખત કહી દો."

"માફ છે."

"તમે માફી આપી પણ પરમાત્મા કેમ છોડશે? પાપ કેમ છોડશે? અત્યારથી શરૂ થયેલા ડંખ ક્યારે અટકશે?"

મદનરાય પલંગમા ઢળી પડયો. આંખો ડહોળાવા લાગી ને શરીર તણાવા લાગ્યું. મૃત્યુ કેટલી ભયંકરતાથી મદનરાયની એકેએક નસમાંથી શક્તિ ખેંચી લે છે તે વિલાસે જોયું. સેંકડો તરફડિયાં, સેંકડો ઉછાળા અને છેવટે શાન્તિ! અખંડ શાન્તિ!

મદનરાયનો જીવનપ્રદીપ બુઝાઇ ગયો. વિલાસે છાતી ને માથું કૂટયાં, રોઈ રોઈને નયનોમાંથી નીર ખૂટાડયું પણ એ બધું રાંડયા પછીનું ડહાપણ હતું જે મૃત્યુ જોનાર સૌમાં જાગે છે. પણ મદનરાયનું મૃત્યુ વિલાસના અંતરમાં બીજું કંઇક મૂકી ગયું અને એ હતાં મદનરાયના મરણ વખતનાં તરફડિયાંનાં સ્મરણો.

× × ×

મદનરાયના મૃત્યુ પછી એક મોટર વિલાસના મકાન આગળ આવી ઉભી રહી ને તેમાંથી બહાર પડી, એક યુવક મદનરાયનું શબ પડયું હતું ત્યાં આવ્યો ને બનતી ક્રીયાઓ જોતો ઉભો રહ્યો.

એ હતો યશવંત.



## પ્રકરણ ૨૯ મું

## સેવાપ્રેમી !

મનમોહનદાસે હજાર રૂપિયા આપીને પાછા લઇ લીધા તેથી ખુન્નસે ભરાયેલો મહેન્દ્ર, વેર વાળવા માટે હજારો ગરીબ મજૂરોને આર્થિક નુકસાનમાં ઉતારવા તૈયાર થયો. મનમોહનદાસને ભારે નુકસાનમાં ઉતારવાની ધૂનમાં અંધ બની મહેન્દ્ર ન જોઇ શક્યો કે તેથી કેટલા ગરીબોને સહન કરવું પડશે. શેઠ મનમોહનદાસ પૈસાદાર હતા. હજાર, દસ હજાર કે લાખ રૂપિયાના નુકસાનનો તેમને હિસાબ નહતો કારણ કે એમની મિલ્કત કરોડ–દોઢ કરોડ રૂપિયાની ગણાતી હતી. પણ સ્વાર્થાંધ મહેન્દ્ર ન જોઇ શક્યો કે ઓછો પગાર મેળવતા અને દેવામાં ડૂબી ગયેલા ગરીબ મજૂરોની સ્થિતિ દયાજનક થઇ પડશે. અલબત, હકને માટે લડવાનું હોય તો એ ન જોવાય ને હડતાલ પાડવામાં આવે તે ન્યાયપુરઃસરનું ગણાય પણ અહીં તો એવું નહોતું. સેવાની મીઠીમીઠી વાતો કરી ફાલી ખાતા ઉંદરના મગજ પાછળ અહીં તો ખુવાર થવાનું હતું.

'ગુર્જર કોટન મિલ્સ'માં આવતી કાલથી હડતાલ પાડવામાં આવશે તે સત્તાવાર જાહેર કરવામાં આવ્યું હતું અને કામદારોનો અભિપ્રાય લેવાને બહાને 'સંઘ'ના આશરા હેઠળ એ મિલના કામદારોની સભા બોલાવવામાં આવી હતી જ્યાં અભિપ્રાયને બદલે કામદારોને શેઠની વિરૂદ્ધ ઉશ્કેરવામાં આવ્યા હતા. તદ્દન જુદું કારણ બતાવવામાં આવ્યું હતું. એ કારણ ઠસાવતાં મહેન્દ્રે કામદારોને કહ્યું હતું કેઃ—

"શેઠની મિલના મજૂરોના હિતની વાતો કરવા હું ત્યાં ગયો હતો. પ્રથમ તો બંગલામાં દાખલ થવા ન દીધો પણ છેવટે દાખલ થઇ શક્યો ને શેઠને મળ્યો. મેં મિલમાં મજૂરોના હિત માટે કરવા જોઇતા એકાદ–બે સુધારા તરફ ધ્યાન ખેંચ્યું ત્યાં તો શેઠનો મિજાસ ગયો ને તેમણે મને તથા મજૂરોને ગાળો દીધી. મારો એકલાનો પ્રશ્ન હોત તો ઉદારતા બતાવત પણ મજૂરોને ગાળો દેવામાં આવે તે મારાથી સહન કરી શકાય તેમ નથી. શેઠના આ અપકૃત્યનો બદલો લેવો જોઇએ. તેમણે મારી અને એમના મિલના મજૂરોની માફી માગવી જોઇએ. કામદારોને મારી સલાહ છે કે ભૂખે મરવું પડે તો બહેતર પણ સ્વમાનનું રક્ષણ કરવું. તેમ કરતાં જે જે દુઃખો આવી પડે તે સહન કરવાં પણ નમતું ન આપવું."

કામદારો પોતાના હિતૈષીનું અને પોતાનું અપમાન થવાથી ક્રોધથી સળગી ઉઠયા. તેમણે સખત હડતાલ પાડવાની મહેન્દ્રની દરખાસ્ત સ્વીકારી લીધી અને જ્યાં સુધી શેઠ લેખીત માફી ન માગે ત્યાં સુધી કામે નહીં ચડવાની પ્રતિજ્ઞા લીધી. જરૂર જણાય તો શહેરની બધી મિલોમાં હડતાલ પાડવાનો પણ વિચાર કર્યો.

આ વાત દીનેશના જાણવામાં આવી કે તરત તે શેઠ મનમોહનદાસ પાસે દોડી ગયો. ચોર કોટવાળને દંડે એના જેવો ઘાટ જોઇ શેઠના આશ્ચર્યનો પાર નહોતો. તેમણે દીનેશને સાચી વાત જણાવી દીધી ને લેવામાં આવેલો ફોટોગ્રાફ બતાવ્યો. આ બધું જોઇને દીનેશ મૂઢ બની ગયો. બીજી ક્ષણે તે ઉશ્કેરાયો ને દવાખાનું ખુલ્લું મૂકવાની ધમાલ હતી છતાં મહેન્દ્ર સામે લડી લેવાનો સંકલ્પ કર્યો. હજારો મજૂરોના હિતને આવી રીતે પોતાના સ્વાર્થ માટે જોખમમાં ઉતારવામાં આવે તે ભવિષ્યમાં ગંભીર થઇ પડવાનો સંભવ જણાયો.

દીનેશે શેઠને કહ્યું, "શેઠ, લડી લેવા તૈયાર છો?"

"તૈયાર છું. આખી મિલ ઉડી જાય તોયે શું?"

"મને મદદ કરશો?"

"માગશો તે."

દીનેશ ચાલ્યો ગયો. જતાં જતાં સુરેશને અને ઉષાને એકદમ 'ગ્રીન કોટેજ'માં આવવાનો ફોન કરતો ગયો. તે ઘેર પહોંચ્યો તે પછી થોડીજવારમાં ઉષા અને સુરેશ આવ્યાં. દુર્ગાપ્રસાદ અને બકુલાને પણ બોલાવવામાં આવ્યાં. દીનેશે બધી વાત સવિસ્તાર કહી સંભળાવી. હડતાલના મૂળમાં રહેલું સત્ય જાણતાં બધાં ચમકયાં ને આવી સ્થિતિ લાંબો વખત ચલાવવામાં ગંભીર જોખમ છે તે સ્વીકાર્યું.

"તમે મદદ કરશો?" શેઠ દુર્ગાપ્રસાદ તરફ જોઇ દીનેશે પૂછ્યું.

"અમે મજૂરો સામે લડીએ તેની અસર અવળી થવાનો સંભવ છે એટલે તમે તમારી મેળે લડી લો. જોઇશે તેટલી છૂપી મદદ આપીશું:" શેઠ દુર્ગાપ્રસાદે પોતાની જાત અને બકુલા માટે કહ્યું.

દીનેશે સુરેશને પૂછ્યું, "તું અને તારી વહુ મદદ કરશો કે?"

"જરૂર."

અહીં બકુલાએ એક સૂચના કરી કે વિરૂદ્ધની હિલચાલ શરૂ કરતા પહેલાં મહેન્દ્રને ચેતવણી આપવી તે સુધરવાનો વખત આપવો. જો કે મહેન્દ્ર ચેતવણીને નહીં ગણકારે તે બધાં કબુલ કરતાં હતાં છતાં તેમ કરવાના મતનાં હતાં. હવે મહેન્દ્ર પાસે કોણે જવું તેનો

વિચાર કરવાનું આવ્યું. ઉર્મિલા અને બકુલા સિવાય બધાં દીનેશ મહેન્દ્ર પાસે જાય એવા મતનાં હતાં. ઉર્મિલા અને બકુલાનું કહેવું એવું હતું કે દીનેશ કરતાં સુરેશ જાય તે ઠીક થઇ પડશે. મહેન્દ્ર તેની સાથે વેર ધરાવતો નહીં હોવાથી વિચાર ચલાવશે. વળી દીનેશ જોઇએ તેથી વધુ સૌમ્ય છે જ્યારે સુરેશ દૂત થવાને લાયકના ઘણા ગુણો ધરાવે છે. ઘણી ચર્ચાને અંતે બકુલા અને ઉર્મિલાની જીત થઇ. સુરેશે જવું તે નક્કી થયું. કેવી રીતે વાત કરવી અને શું પરિણામ લાવવું તે સંબંધી સૂચનાઓ આપી તરતજ સુરેશને રવાના કરવામાં આવ્યો.

મહેન્દ્ર સુરેશને બિલકુલ ઓળખતો નહોતો એવું નહોતું. તે જાણતો હતો કે સુરેશ અને દીનેશ વચ્ચે મિત્રાચારી છે. દીનેશ હાથમાં આવે તો તેને રોળી નાખવા મહેન્દ્ર ઇચ્છતો હતો કારણ કે તે એમ માનતો હતો કે દીનેશ મને પાયમાલ કરવા માગે છે. વિલાસ અને ઉર્મિલાને લીધે દીનેશ ઉપર દાંત કચકચાવી રહ્યો હતો તેમાં વળી મિસિસ મેયરનો ખરાબ અભિપ્રાય મળ્યો એટલે મહેન્દ્રના ક્રોધમાં ઘી હોમાયું. પોતાના દુશ્મનના મિત્ર ઉપર તેને ઘૃણા હતી પણ ઓછી. સુરેશને પોતાની પાસે આવતો જાણી મહેન્દ્ર પ્રથમ તો ધુંધવાયો પણ તે શા માટે આવ્યો છે તે જાણવા શાન્ત રહ્યો.

સુરેશ આવ્યો ને શાન્તિથી ખુરશીમાં બેઠો. મહેન્દ્ર તેના તરફ તાકીને જોઇ રહ્યો. સુરેશને તેની દરકાર નહોતી.

"કેમ આવવું થયું? દીનેશે મોકલ્યા છે?" મહેન્દ્રે પૂછ્યું.

"હા, દીનેશે મોકલ્યો છે."

"શા માટે?"

"'ગુર્જર કૉટન મિલ્સ'ની હડતાલ માટે."

"હડતાલને અને તમને શું લાગેવળગે છે?"

"તેમ છે તેથી તો આવ્યો છું."

"શું કહેવા માગો છો?"

"તે જણાવતા પહેલાં થોડુંક કહી લેવાની ઇચ્છા છે. જુઓ, હું મિત્ર તરીકે વાત કરવા ઇચ્છું છું. મારે ને તમારે મગજનું સમતોલપણું ગુમાવી વાત કરવાની જરૂર નથી. તમે મને દીનેશનો મિત્ર ગણી દુશ્મન માનતા હો તો ભલે; બાકી હું કે દીનેશ તમને દુશ્મન માનતા નથી; એટલુંજ નહીં પણ મિત્ર ગણવા ઇચ્છીએ છીએ. આથી આ વાર્તાલાપ વ્યક્તિ તરફના અભિપ્રાયમાંથી મુક્ત રહે એવું ઇચ્છું છું."

"તમારે જે કહેવાનું હોય તે કહેવા માંડો ને!"

"મારી વાત ધ્યાનમાં ઉતરે છે?"

"ઉતરે છે."

"ત્યારે હવે આપણે અગત્યની વાત ઉપર આવીએ. આવતી કાલથી 'ગુર્જર કૉટન મિલ્સ'માં હડતાલ પડશે એ ચોક્કસ છે?" સુરેશે પોતે જે વાતચીત કરવા આવ્યો હતો તેની શરૂઆત કરી.

"ચોક્કસ જ છે. અમે શેઠ મનમોહનદાસને ખબર આપી દીધી છે એટલું જ નહીં પણ વર્તમાનપત્રોમાં પણ છપાવ્યું છે."

"તે મેં વાંચ્યું છે. હડતાલ પાડવાનું કારણ જણાવશો?"

"વર્તમાનપત્રોમાં જણાવ્યું છે."

"એ સિવાય બીજું કંઇ છે?"

"ના."

"ખોટું લગાડશો નહીં અને લાગે તો માફ કરશો; પણ મેં સાંભળ્યું છે કે એ કારણ બનાવટી છે અને......"

"બનાવટી છે?" સુરેશને બોલતાં અટકાવી વચ્ચે જ મહેન્દ્રે ક્રોધથી પૂછ્યું.

"હા. પણ શાન્તિથી, ઉશ્કેરાઇ ગયા સિવાય વાત કરવાની વિનંતી કરૂં છું."

"ખોટી વાત છે દર્શાવેલું કારણ બનાવટી હોય તો શું મનમોહનદાસ સાથે લડવાનો મને શોખ થયો છે?"

"શોખ ન થયો હોય તો ઉશ્કેરાઇ ગયા હો."

"એમ ઉશ્કેરાઈ જવાનું બને જ નહીં. હડતાલથી મજૂરોને કેટલું સહન કરવું પડશે તે હું જાણું છું. ઉશ્કેરાઇ જઇને હજારો ગરીબ મજૂરોને નુકશાનમાં ઉતારૂં નહીં, તેઓએ મારા ઉપર મૂકેલા વિશ્વાસનો ભંગ કરૂં જ નહીં."

"તો પછી હડતાલ શા માટે?"

"હું તો મજૂરોનો સેવક છું. આ શરીર થાય તેટલી સેવા કરવા તૈયાર છે."

"હડતાલ પડાવવામાં સેવા?"

"હડતાલથી મજૂરોને આર્થિક નુકસાન થશે પણ તેમનું સ્વમાન સચવાશે. લડત આપ્યા પછી શહેરમાંની કોઇ પણ મિલનો શેઠ મજૂરોનું કે તેમના પ્રતિનિધિનું અપમાન નહીં કરી શકે."

"આ બધું તો વાકછટા છે. સાચું કારણ બીજું જ છે."

"તો કહી દોને!"

"દહેવરાવવા માગો છો તો ઉપાય નથી. તમે શેઠ મનમોહનદાસ પાસે તમારા અંગત ઉપયોગ માટે રૂપિયા લેવા ગયા હતા; પણ શેઠ આપવા તૈયાર નહોતા એટલે તમે મિલમાં હડતાલ પડાવવાની ધમકી આપી. શેઠ હડતાલથી ગભરાયા એટલે તમે હડતાલ ન પડાવવા બદલ રૂપિયા બે હજાર માગ્યા. શેઠે તે આપ્યા નહીં તેથી જ આ હડતાલ પડાવવામાં આવે છે."

"એ વાત ખોટી છે. શેઠ મનમોહનદાસના ફળદ્રુપ ભેજામાંથી ઉત્પન્ન થયેલી મને બદનામ કરવાની ચાલબાજી છે."

"ચાલબાજી છે!"

"નિઃશંક."

"પૂરાવા હોય તો?"

"હોય જ નહીં. તેના પૂરાવા હોય જ નહીં. લાવો, છે મારા હાથની ચિઠ્ઠી! ચિઠ્ઠી હોય તો કબુલ કરૂં."

"જાતે ગયા હતા એટલે ચિઠ્ઠી શાની હોય?"

"તો પછી શાને આધારે મારા ઉપર આક્ષેપ કરો છો?"

"અમારી પાસે પૂરાવા છે."

"શા?"

"તે અત્યારથી કેમ કહી દેવાય? વખત આવ્યે જણાશે. એ પૂરાવા એટલા સંગીન છે કે શેઠ મનમોહનદાસ કહે છે તે સાચું લાગે છે અને તમે કહો છો તે જૂઠું છે."

"ભલે. ગમે તેમ હો; પણ અમારી બેની વચ્ચે આવવાની તમને શી જરૂર?"

"અમે અમદાવાદના શહેરી છીએ અને મજૂરોનું હિત જાળવવાની ફરજ સમજીએ છીએ." સુરેશે કહ્યું.

"શહેરીને મજૂરોના કામમાં માથું મારવાનો હક નથી. જો હક આપવામાં આવે તો અમે કંઈ પણ કામ ન કરી શકીએ."

"શહેરીને શહેરના એક પણ માણસનું અહિત થતું અટકાવવાનો અધિકાર છે. 'મંજૂર સંઘ' તમારી એકલાની મિલ્કત નથી તેથી હડતાલ પાડી મજૂરોને તમારા હથિયાર રૂપ બનાવવાનો વિચાર માંડી વાળો, એ કહેવા હું આવ્યો છું."

"થયેલો નિર્ણય ફરી શકે તેમ નથી."

"તો અમારે તમારી સામે મયદાનમાં ઉતરવું પડશે."

"મયદાનમાં ઉતરવું પડશે? ઉતરજો ને કોડ પૂરા કરજો. મહેન્દ્ર કેટલો સત્તાશાળી છે તેનું તમને ભાન હોય તેમ લાગતું નથી. હોત તો આવો વિચાર ન કરત."

"અમને બરાબર ભાન છે પણ તમારૂં શું થશે તેનું તમને ભાન નથી હજી કહું છું કે મહેરબાની કરીને હડતાલ માંડી વાળો. બે નિર્દોષ પક્ષોને અથડાવી મારવાનો હલકટ વિચાર પડતો મૂકો; નહીં તો આ પ્રસંગ એટલું ગંભીર રૂપ પકડશે કે પાયમાલી થશે."

"મને તેની દરકાર નથી. મજૂરોના હિત માટે લડતાં આખો સંઘ ઉખડી જશે. તેની પણ ફીકર નથી."

"સંઘ ઉખડતાં ઉખડશે પણ તમારે જનતાને ઠગ્યા બદલ જેલની દિવાલો પાછળ અદશ્ય થઇ જવું પડશે."

"જોઇ લઇશ. હવે જશો ?"

"જઇશ પણ હજુ કહું છું કે હડતાલ પાડવાનું માંડી વાળો. અમે તમારી સામે પડવાના છીએ ને બધી ચાલબાજી ઉઘાડી પાડવાના છીએ."

"સામે પડજો. દીનેશ જેવા નીચ માણુસને કચરી નાખવા ક્યારનોયે હું તૈયાર થઇ રહ્યો છું. હવે એ અનુકુળતા મળશે. આજે મહેન્દ્રની આંગળીને ટેરવે હજારો મજૂરો નાચે છે, મહેન્દ્રના એક શબ્દ પાછળ હજારો મજૂરોની શક્તિ વહી રહી છે. તમને ચેતવણી આપું છું કે તમારૂં કામ કર્યા કરો. બીજાની વાતોમાં માથું ન મારો."

"હું પણ તમને ચેતવણી આપું છું કે સેવકના ઢોંગ છોડી, મજૂર હિતૈષીનો દાવો જવા દઈ મજૂરોને ચૂસવાનું બંધ કરો. તમારી ઘણી પોલો અમે જાણીએ છીએ. તે બધી આ વખતે ઉઘાડી પડશે. ને જીવવું મુશ્કેલ થઈ પડશે. હવે ઢોંગ વધુ વખત નહીં ચાલે. આજે મજૂરોમાં તમારૂં માન હશે, મજૂરો તમારા ઉપર વિશ્વાસ રાખી તમારૂં કહ્યું માનતા હશે પણ જ્યારે સત્યનું ભાન થશે ત્યારે તમારા પક્ષમાં કોઈ નહીં રહે. જે બળ તમારા પક્ષમાં કામ કરતું હશે તે વિરૂદ્ધમાં કામ કરશે."

"એ નાની છોડીઓની વાતો નથી, સમજ્યા ? એક વખત મયદાને પડો પછીથી બધું સમજાશે. તમારા જેવા સેંકડોને સીધાદોર કરી નાખવાની મહેન્દ્રમાં તાકાત છે. દીનેશને કહેજો કે વિલાસને મારી વિરૂદ્ધ ભરમાવવામાં અને ઉર્મિલાને ઉપાડી લેવામાં સફળતા મળી પણ આ વખતે નહીં મળી શકે."

"ઠીક ત્યારે. માણુસનો જ્યારે વિનાશકાળ આવે છે ત્યારે તે આંધળો ને બહેરો બની પોતાના હિતની વાત પણ સાંભળી શકતો નથી. અંધારામાં આથડે છે ને જ્યારે ખુવાર થાય છે ત્યારે પસ્તાય છે. તમારી એવી દશા આવવાની હશે તે શી રીતે અટકશે ! હજી

બાજી હાથમાં છે. પછીથી પસ્તાવું પડે ત્યારે અમને દોષ ન દેશો." કહી સુરેશ ખુરશીમાંથી ઉભો થયો.

"ઠીક. જોઇ લઇશું" મહેન્દ્રે કહ્યું. "દીનેશને કહેજો કે કોડ પૂરા કરવા હોય તો મહેન્દ્ર તૈયાર છે. એ ઘણા વખતથી તમારૂં બળ માપવા ઉત્સુક થઈ રહેલો છે. આ વખતે આપણાં સ્થાનોનો નિર્ણય થઈ જશે."

"ભલે. તમારો વિચાર કાયમજ રાખો છો ને?"

"હા, જી."

"સાહેબજી."

"સાહેબજી."

સુરેશ ચાલ્યો ગયો ને મહેન્દ્ર સીગારેટ સળગાવી ધૂમાડા કાઢતો ખુરશીમાં પડયો પડયો વિચાર કરવા લાગ્યો.

સુરેશ દીનેશ પાસે આવ્યો. વાતચીતનું પરિણામ જાણવા બધાં ઉત્સુક હતાં ને શેઠ દુર્ગાપ્રસાદ સિવાય બધાં બેસી રહ્યાં હતાં. દુર્ગાપ્રસાદને શેઠ મનમોહનદાસે ટેલીફોન કરી બોલાવેલા હોવાથી તેઓ ત્યાં ગયા હતા. સુરેશે થયેલી વાતચીત સવિસ્તાર કહી સંભળાવી. તે સાંભળી બધાંને શોક થયો. લડત કેમ ચલાવવી તેનો વિચાર કરવાનું દુર્ગાપ્રસાદ આવે ત્યાં સુધી મુલત્વી રાખી મંડળ વિખરાયું. સુરેશ અને દીનેશ એક બાજુ ગયા ને સ્ત્રી મંડળ બીજી બાજુ ગયું.

"સુરેશ, તું નોકરી છોડી દે તો?" દીનેશે પૂછ્યું.

"પછી ખાઉં શું?"

"અમારી સાથે ખાજે. હવે તમારી બંનેની જરૂર પડશે. આપણે બધાં ભેગાં થઇ મોટો સેવાયજ્ઞ શરૂ કરીએ. 'મજૂર સંઘ' માટે યોગ્ય કરી લઈ એક મહાભારત કામ ઉપાડવાનો અમારો વિચાર છે. તેમાં તું અને ઉષા મદદ કરો." દીનેશે કહ્યું.

"આપણે તૈયાર છીએ."

"ત્યારે હવે રાજીનામું આપી દેજે. મકાન ખાલી કરી દેજે."

"ભલે."

"અત્યારથી તારે અહીંજ રહેવાનું છે. ઘેર જવાનું નથી." સુરેશે સંમતિસૂચક માથું હલાવ્યું.

---

# પ્રકરણ ૨૯ મું

## યશવંતને ઘેર

મદનરાયના મૃત્યુ પછી તેણે નીમેલા ટ્રસ્ટીઓએ મિલ્કતની વ્યવસ્થા કરવા માંડી. બરાબર ચૌદમે દહાડે બહેરાં-મુગાંની શાળા ઘરમાંનું રાચરચીલું ઉપાડી ગઇ ને બીજે દિવસે મકાનને કબજો તેના માલિકને સોંપી દેવામાં આવ્યો.

વિલાસ પાસે કશું ન રહ્યું. ખાવાને માટે અન્ન કે રહેવાને માટે મકાન કશું ન મળે. આથી તે યશવંતને ઘેર રહેવા ગઈ.

જો કે મદનરાયના મરણ પછી વિલાસનું આત્મમંથન વધી પડયું હતું ને તે પાશ્ચાત્તાપથી નરમ થઇ ગઈ હતી પરંતુ મદનરાયના વીલનો અમલ કડકાઇથી થયો એટલે બે બાજુથી વ્યથા ભોગવવાની આવી. આશાઓથી દોરવાઇ તેણે ઝેર તો આપ્યું પણ મદનરાયનું મૃત્યુ ન ભૂલી શકી. એ મરતી વખતનું લાચાર મોં, એ કરૂણ તરફડિયાં, એ આંતરવેદનાથી ભરપૂર સળગતા શબ્દો: એ કશું વિલાસથી ન ભૂલાયું. સર્વ કરૂણ ચિત્રો રાત્રે પથારીમાં પડતી ત્યારે કે નવરી હોય ત્યારે દિવસે એની આંખ સામે ભયંકરતાથી ખડાં થતાં ને વિલાસને રોવરાવતાં, ઉભી ને ઉભી સળગાવી દેતાં. આ દુ:ખ સાથે 'હવે શું થશે?' એવી ચિંતા પેઠી એટલે ચૌદ દિવસમાં તો વિલાસ એટલી સૂકાઇ ગઇ, એનો ચહેરો એવો થઇ ગયો કે ઓછા ઓળખાણવાળું ઓળખી જ ન શકે.

વિલાસ આવી ને યશવંતની પત્નીના દિલમાં ચીરો પડયો. જો કે તેને પતિ તરફનું સુખ નહોતું. યશવંત લહેરી અને ધ્યેય સિવાયનું જીવન જીવનારો માણસ હતો. ફરજ માટે કે ન્યાય-નીતિ માટે તેને પડી નહોતી. પિતાએ અથાગ પરિશ્રમે પ્રાપ્ત કરેલા દ્રવ્ય ઉપર કૂદતો ને જ્યાંથી મળે ત્યાંથી આનંદ લૂટવા તત્પર રહેતો. એણે એક નહીં પણ અનેક સ્ત્રીઓના શિયળ સાથે ખેલ ખેલ્યા હતા, એણે કેટલાંયે સૌંદર્યોને રોળી નાખ્યાં હતાં. ફૂટપાથ ઉપર કે કોઇ દુકાનના પાટિયા ઉપર કલાકોના કલાકો બેસી રહેતો, પાન ચાવતો, સીગરેટના ધૂમાડા કાઢતો ને પસાર થતી સ્ત્રીઓ ઉપર પાપી દૃષ્ટિ ફેંકતો. યશવંતનું મગજ આમાંજ રોકાયેલું રહેતું એટલે કદિ પત્ની ઉપર હેત નહીં આવતું. દુ:ખી નારી જેમ તેમ દિવસો પસાર કરતી. એવામાં વિલાસ આવી. યશવંત ડાહ્યો થઇ ગયો ને

વગર પૂછ્યે વાતવાતમાં પત્નીને પોતાનો ઇરાદો કહી સંભળાવ્યો. હિંદુ નારી બધું સહન કરે છે, પણ પોતાના સ્વામી ઉપર બીજી કોઇ સ્ત્રી અધિકાર જમાવે તે સહન કરી શકતી નથી–પછી ભલે પતિ તેની સાથે સારી રીતે વર્તતો ન હોય કે ધિક્કારતો હોય. પતિ તેને દૂર રાખતો હોવા છતાં તે પોતાને નજીક માને છે ને પતિ ઉપર પોતાનો અધિકાર છે એ સંતોષથી આનંદમાં રહે છે. યશવંતની પત્ની મધુરી આવી રીતના સંતોષથી આનંદમાં રહેતી હતી પણ યશવંતે 'હું વિલાસ સાથે લગ્ન કરવાનો છું' એમ કહ્યું એટલે સંતોષ નાશ પામ્યો ને દિલમાં હોળી સળગી. વિલાસ સવારના પહોરમાં યશવંતને ઘેર આવી હતી. તેના આવ્યા પછી ચા-પાણી થયાં ને તેણે તથા યશવંતે બેસી લાંબા સમય સુધી વાત- ચીત કરી. સાડાનવ વાગતાં યશવંત બહાર ગયો. આ તકનો લાભ લઇ મધુરી વિલાસને મળી. જ્યારે મધુરી વિલાસ પાસે આવી ત્યારે દુ:ખી વિલાસ મ્લાન વદને બેઠી બેઠી ઉંડા વિચાર કરવામાં પરોવાઈ ગઇ હતી.

મધુરીએ બેઠક લીધા પછી વિલાસનું બરાબર અવલોકન કરી લઇ કહ્યું: "આમ એકલાં શું બેસી રહ્યાં છો ? ચાલોને મારી સાથે."

"ના બહેન, હમણાં હમણાં એકાન્તમાં રહેતાં મને ખૂબ આનંદ આવે છે. ચોવીસે કલાક એકજ ઓરડામાં એકલી બેસી રહું એમ થયા કરે છે."

"તો પછી તમારે ઘેર એકલાં બેસી રહેવું હતું ને ?"

"મારે ઘરજ નથી."

"તો રહો છો ક્યાં ?"

"હવે અહીં રહેવાનું છે."

"કેમ ?"

"યશવંતની મહેરબાનીએ."

મધુરીને આગળ શું બોલવું તે સમજાયું નહીં. એ માથા ઉપર ઝઝૂમતું ભયનું વાદળ દૂર કરવા ઇચ્છતી હતી પણ ઘણાં માણસો જેટલી વાચાળ અને વાત કરવામાં હોંશિયાર નહોતી કે એક રીતે વાત ઉપાડી બીજી બાબત ઉપર ઢસડી જઇ શકે. વિલાસ જેવી ખૂબ વાચાળ અને સમાજમાં ભળેલી સ્ત્રી આગળ તેનું શું ગજું ? પણ છેવટે તડ અને ફડ કહી દેવા તૈયાર થઇ.

મધુરીએ કહ્યું: "મારા જાણવામાં આવ્યું છે કે તમે બંને લગ્ન કરવાનાં છો. સાચેસાચું કહેજો, શું આ વાત સાચી છે ?"

"હા, સાચી છે."

"હું જીવું છું છતાં ?"

"હિંદુ ધર્મમાં પુરૂષ એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી પરણી શકે છે."

"પણ કંઇ કારણ હોવું જોઇએને !"

"કારણ તો હોયજ ને ! કારણ સિવાય કંઈ બને છે ?"

"આનો અર્થ તો એજ થયો કે મારે અને મારા પતિને બનતું નથી. અને એ કારણથી તમારી સાથે પરણવા તૈયાર થયા છે."

"ના બહેન, કારણ એ નથી. મારે અને એમને સારૂં બને છે એ કારણ છે."

"મારા સુખની ખાતર તમે ન ખસી જાઓ ? તમે જાણો છો ને, કે મારા પતિ ઉપર મારો અધિકાર છે અને તે પહેલો છે ?"

"હા, પણ આપણે બંને બહેનોની માફક રહીશું."

"એ વાતો છે. બે શોક્યો સંપીને રહી હોય તેવો દાખલો મેં જોયો નથી. તમે પણ નહીં જોયો હોય. મેં તો સાંભળ્યો પણ નથી. તમે સાંભળ્યો હશે તો તે અપવાદરૂપ હશે, એટલે તમને વિનંતી કરૂં છું કે મને ન લૂટી લો."

"લૂટી લેવાનો, ન લૂટી લેવાનો આમાં સવાલ નથી."

"એટલે કે તમે બંને પરણવાના ચોક્કસ મત ઉપર આવ્યાં છો ?"

"હા, એવુંજ છે."

"તમે કોઇ પણ રીતે મારા માર્ગમાંથી નહીં ખસી જાઓ ?"

"એ મારા હાથની વાત નથી."

"બહેન, મારી દયા લાવો. જન્મી ત્યારથી તે આજ સુધી કોઇએ મને વહાલથી નથી બોલાવી; મા નાની મૂકીને મરી ગઇ ને બાપ ફરીથી પરણ્યો. ઓરમન માનાં કપરાં વેણ સાંભળતી, રડતી ને કકળતી મોટી થઇ ને પરણી. હવે અહીં શોકયનું સાલ આવે છે. દહાડામાં બહુ વાર નહીં તો થોડીવાર એમની સાથે વાત કરી કરૂં છું. તમે એ સુખ પણ લૂટી લેવા આવ્યાં છો." આટલું કહેતામાં તો મધુરી રડી પડી. એની આંખમાંથી ગરગર આંસુ ગબડી પડવા લાગ્યાં.

વિલાસ જોઈ રહી. એ મધુરીની હૃદયવ્યથા સમજી શકતી હતી પણ તેની કિંમત કરવા બેસાય તેમ નહોતું એટલે બોલીઃ—

"એમાં રડો છો શું ?"

"હવે તમે મારે માટે રોવાનુંજ રહેવા દેવાનાં છો." રોષથી મધુરી બોલીઃ "જરા જેટલું હસવાનું હતું તે તમારી પાસે આવતાં મારી પાસે રોવાનુંજ રહેશેને !"

"બ્હેન, હજી તમે મને બરાબર ઓળખતાં નથી."

"જરૂર પણ નથી. એટલુંજ કે મારૂં લોહી રેડીશ પણ મારો પતિ તમને નહીં સોંપું. મોટો જંગ જામશે, જો તમે નહીં સમજો તો. માટે આવ્યાં છો એવાં પાછાં જાઓ." કહી મધુરી ચાલી ગઇ.

મધુરી ઉદાસ થઇને શયનગૃહમાં ભરાઇ ગઇ. કંઇ કંઇ વિચારો આવ્યા ને તે રડી પડી. ધીમે ધીમે રૂદન વધતું ગયું. ધ્રૂસકાં બહાર સંભળાવા લાગ્યાં. યશવંતના પિતા જોડેના ખંડમાં પૂજા કરતા હતા. તેમણે ધ્રૂસકાં સાંભળ્યાં. પૂજા અધૂરી મૂકી બહાર આવીને બૂમ પાડી, "કોણ રડે છે?"

—પણ જવાબ ન મળ્યો એટલે જે બાજુથી અવાજ આવતો હતો તે બાજુ જોયું. ખાતરી થઇ કે જોડેના ઓરડામાં મધુરી રડી રહી છે. ચાલતાં ચાલતાં તેમણે બૂમ પાડી, "વહુ!" પણ જવાબ ન મળ્યો એટલે ઓરડાના ઉંબર આગળ આવ્યા. સસરાને જોઇ મધુરી કપડાં વ્યવસ્થિત કરી ઉભી થઇ ગઇ ને ભીંતને ટેકે હાથ ઉપર માથું ગોઠવી ઉભી ઉભી રડવા લાગી.

"વહુ! બેટા! શું છે? આટલું બધું શું છે તે આમ રડો છો?" પુત્રવધૂનું રૂદન ડોસાથી જીરવાય તેમ નહોતું. તેમને પુત્ર કરતાં પુત્રવધૂ વધુ વહાલી હતી. યશવંત અવિવેકી અને ઉડાઉ હતો ત્યારે મધુરી વિવેકી, કરકસરથી કામ કરનારી અને સદ્દગુણી હતી. આવી ઘરની લક્ષ્મી થવાને યોગ્ય ગુણવાળી કુલવધૂ કોને વહાલી ન લાગે? ડોસા પુત્રવધૂને ઉદાસ દેખી શકે તેમ નહોતું અને આ તો રડી રહી છે–ધ્રૂસકે ને ધ્રૂસકે રડી રહી છે. ડોસાનું હૃદય ભેદાઇ જાય તેમાં નવાઇ શી?

—પણ મધુરીએ જવાબ ન દીધો.

"કહો તો ખરાં, રડવાનું કારણ શું છે?" ડોસાએ ફરીથી પૂછ્યું.

લાલ ગૌમુખી કાંડે ભરવી ડોસા ઉભા હતા. તેઓ મધુરીની પુંઠ જોઇ શકતા હતા. આવીજ રીતે ઉભાં ઉભાં મધુરીએ જવાબ દીધો, "એ ફરી પરણવાના છે."

"કોણ યશવંત?"

"હા."

ડોસાના હૃદય ઉપર ઘા પડયો. તેઓ સ્વગત બોલ્યા, 'ઓ ભગવાન! આ છોકરો શું કરવા બેઠો છે? આમ કહી તેઓ ઝાંખી નજરે જમીન તરફ જોઇ રહ્યા. થોડીવાર પછી મધુરી સાંભળે તેમ બોલ્યા: "શા માટે ફરીથી પરણે છે?"

"તે હું નથી જાણુતી."

"નક્કી કર્યું છે?"

"હા. એ બૈરી પણુ અહીં આવી છે."

"અહીં આવી છે?" ચમકીને ડોસાએ પૂછ્યું.

"હા."

"તમને શી ખબર પડી કે તેઓ પરણુવાનાં છે?"

"મને એમણે અને એ બૈરીએ કહ્યું."

"તેઓ પરણે એમ તમે નથી ઇચ્છતાં?"

"ના."

"આપણે એમને જુદાં કાઢીશું. ભલે એમની મેળે કૂટી ખાય; પણુ બેટા! તમને જરાય દુઃખ નહીં પડવા દઉં. જ્યાં સુધી મારા ખોળિયામાં પ્રાણુ છે ત્યાં સુધી તમારી આંખમાંથી એક આંસુ નહીં ખરવા દઉં."

"પણુ, મારૂં શું થાય?"

"સમજ્યો. તમે એમજ કહેવા માગો છોને કે એ ન પરણુવા જોઇએ?"

"હા."

"સમજાવીશ. બાપુ, એને સમજાવીશ. માનશે તો ઠીક છે નહીં તો એ વંઠી ગયેલા છોકરાને બરાબર ખબર પાડીશ. આજ સુધી તેના ખરાબમાં ખરાબ કામને મેં માફ કર્યું છે મોટા છોકરાને કોણુ કહે? એમ વિચારી કંઇ બોલ્યો નથી ત્યારે એ વધારેને વધારે ખરાબ બનતો ગયો છે. હવે તો હદ આવી છે, જાઓ તમારૂં કામ કરો. રડશો નહીં."

કહી ડોસા નિસાસા નાખતા નાખતા ચાલ્યા ગયા. વળી પાછા પૂજાની ઓરડીમાં ભરાઇ ગયા ને ઝટપટ પૂજા કરી નાખી.

યશવંત પણુ મૂઝાતો હતો. જ્યાં સુધી વિલાસ તેને ઘેર નહોતી આવી ત્યાં સુધી તો નિશ્ચિંત હતો પણુ હવે દિલને કંઇક ખટકતું હોય તેમ લાગવા માંડયું. જે વિલાસ પહેલાં કામણુગારી લાગતી હતી તે વિલાસ હવે વળગેલા ઝોડ જેવી લાગી. પરણુવા માટે એણે વિલાસ સાથે પ્રેમ નહોતો કર્યો. એ તો સૌંદર્યનો લૂટારો હતો. મળે ત્યાંથી સૌંદર્ય લૂટવાનો તેનો ધંધો હતો. વિલાસ હાથમાં રમે અને એના સૌંદર્યની લૂટ સતત ચાલ્યા કરે એટલા માટે, અંતરાય દૂર કરવા એણે મદનરાયને ઝેર દેવા વિલાસને ઉશ્કેરી હતી. તે વખતે લગ્ન કરી નાખવું તે યશવંતને છોકરાની રમત જેવું

લાગતું હતું પણ હવે જણાયું કે તે વખતે કરેલા વિચાર ખોટા હતા. એના દિલમાં પ્રશ્નો ઉઠયા, 'શા માટે લગ્ન કરવું ? વિલાસ જેવી ઘણીયે મળી જશે. એક છે ને બીજી શા માટે ?' બીજી બાજુ વિલાસ સાથે લગ્ન કરવાની ઇચ્છા થતી હતી. 'અમે સાથે હવા ખાવા જઇશું, ફરીશું, નાટક-સિનેમા જોઇશું, મેળાવડાઓમાં ભાગ લઇશું.' યશવંતને કંઇ સૂઝ ન પડી. ભટકીને ઘેર આવ્યો તો પિતાની મશીનગન તૈયાર હતી. ડોસાએ યશવંતને બોલાવ્યો. તેમની ધોળી પાંપણોવાળી ઝીણી આંખોમાંથી આગ વરસવા લાગી. સમજણો થયો ત્યારથી તે આજ સુધી યશવંત પિતાથી ડર્યો હતો નહીં. આજે ડર્યો. કોણ જાણે ડોસાની ઝાંખી દૃષ્ટિમાં શું યે હતું.

"યશવંત, તું પરણવાનો વિચાર કરે છે ?" ડોસા અતિ કડક અવાજે બોલ્યા.

પિતાથી કદિ નહીં દબાયેલા યશવંતને દબાઇ જવાની જરૂર ન લાગી. એક વખત દબાઇ જઇશ તો ડોસા હંમેશાં દબાવશે એમ વિચારી યશવંતે જવાબ દીધો. "હા, હું પરણવાનો વિચાર કરૂં છું."

"કોની સાથે ?"

"વિલાસ સાથે."

"મદનરાયની સ્ત્રી ?"

"હા."

"ઓહ ! ઓ મૂર્ખ પ્રાણીઓ, તમે આ શું કરવા માંડયું છે ? હજી તો મદનરાયની ચિતાના અંગારા ઠર્યા નથી, ત્યાં વિલાસ પૂનર્લગ્ન કરવા તૈયાર થાય છે ?" ડોસાને ખબર નહોતી કે પૂનર્લગ્ન કરવા માટેજ મદનરાયને ચિતા ઉપર ચઢાવવામાં આવ્યો હતો. તેઓ આગળ બોલ્યા, "મદનરાયનું ખૂન કરવામાં આવ્યું છે એવું લોકોમાં બોલાય છે અને તે માટે વિલાસને જવાબદાર ગણવામાં આવે છે." ડોસાને ખબર નહોતી કે મદનરાયનું ખૂન કરવામાં એમના પોતાના પુત્રનો પણ હિસ્સો છે. છેવટે તેમણે કહ્યું, "આવી સ્ત્રી સાથે તું પરણવા તૈયાર થયો છે ? અને તે પણ કોઇની સંમતિ લીધા વિના ?"

"એમાં કોઇની સંમતિ લેવાની શી જરૂર છે ? પરણવાનું મારે છે, 'કોઇ' ને નહીં."

"એટલે ? એક ખૂની સ્ત્રીને તું ઘરમાં ઘાલે..."

"ખૂની નથી."

"લોકો કહે છે."

" લોકો તો ગમે તે કહે. લોકોની જીભે તાળું ઓછું છે ! અને મેં વિલાસને વચન આપ્યું છે."

" ક્યારે ?"

" મદનરાયના મૃત્યુ પહેલાં."

" શું ?"

" કે હું તારી સાથે લગ્ન કરીશ."

" મદનરાયના મૃત્યુ પહેલાંનું નક્કી કરી રાખ્યું છે ? તું શી રીતે જાણી શક્યો હતો કે મદનરાય મરવાનો છે ? હા, પણ હવે મને સમજાય છે. ડોક્ટર પણ ઝેરની વાત કરતો હતો. હવે મને સમજાય છે, ઓ કર્મચંડાળ છોકરા, તેં અને વિલાસે મળીને મદનરાયને મારી નાખ્યો છે. એ અરસામાં તું શા માટે નાસાનાસ કરતો હતો તે પણ સમજાય છે. મદનરાય તારો મિત્ર હતો. દુષ્ટ, મિત્રનો તેં દ્રોહ કર્યો ? ખૂન કર્યું ? અને એ ખૂનીઓ મારા ઘરમાં રહેવા માગો છે ?" ડોસાનો ક્રોધ ભભૂકી ઉઠયો હતો.

" નહી. સમજણ ફેર થાય છે. મદનરાયે પોતે આપઘાત કર્યો છે અને તેણે કરેલો એકરાર વિલાસ પાસે છે. મદનરાયે વિલાસને લખી આપ્યું હતું. ઝેર પીધેલું હોવાથી લાસ ચુંથાય નહીં તે માટેજ હું પ્રયત્ન કરતો હતો."

" ડોક્ટર કહેતો હતો કે એક અઠવાડિયાથી........એસીડ આપવામાં આવતો હતો."

" ખોટી વાત છે."

" ડોક્ટર શા માટે ખોટું કહે ?"

" તમે તે નહીં સમજી શકો."

" ઠીક છે. હું પોતે આની તપાસ કરીશ. પોલિસ દબાઇ ગઇ પણ હું નહીં દબાઉં. જો મદનરાયે પોતે ઝેર પીધું હોય તો વિલાસને માટે ઉભું રહેવાનું સ્થળ પણ કેમ ન રહેવા દે ? મૃત્યુ પહેલાં થોડી વારેજ શા માટે અધૂરૂં વીલ પૂરૂં કરાવે ?"

" એજ બતાવે છે કે મદનરાયે પોતે ઝેર પીધું છે. નહીં તો પોતાને ક્યારે મરવાનું છે તે માણસ જાણી શકે છે ? મદનરાય જાણતો હતો એટલે તેણે વીલ પૂરૂં કર્યું. તેણે પોતે ઝેર લેવાનો સંકલ્પન કર્યો હોય તો મૃત્યુના સમય માટે જાણી શી રીતે શકે ?"

" એસીડ ઉપર......"

" નહીં, છ માસે મરણ થાય તેવી રીતે એસીડ અપાતો હતો.

મૃત્યુ આઠમે દિવસે થયું.” યશવંત બોલતાં બોલી ગયો પણ ન બોલવાનું બોલાયું છે તેનું ભાન થતાં પસ્તાયો.

“પકડાયો, પકડાયો. હમણાંજ તું કહેતો હતો કે એસીડ આપવામાં આવતો હતો તે વાત ખોટી છે. હવે શી રીતે કહી શકે છે કે છ માસે મૃત્યુ થાય તેવી રીતે એસીડ અપાતો હતો?”

યશવંત પાસે જવાબ નહોતો.

ડોસા આગળ બોલ્યા, “હું અનુમાન કરૂં છું કે એસીડ આપવામાં આવે છે તે ડોકટરના જાણવામાં આવી ગયાથી કોઈ બીજું ઝેર આપવામાં આવ્યું હશે.”

યશવંત ગભરાયો. અજાણ્યા હોવાનો ઢોંગ કરવા છતાં ડોસો બધું જાણે છે એમ લાગ્યું. હવે છટકવાની બારી રહી નહીં એટલે યશવંતે કહ્યું, “આ બધી છૂપી વાતો તમે ક્યાંથી જાણી?”

“ભૂલી ગયો? મારે લીધેજ તારે મદનરાય સાથે મિત્રાચારી થયેલી તે ભૂલી ગયો? મદનરાયનો ડોકટર મારો મિત્ર છે અને ગુણવંતરાય વકીલ અને મદનરાય ભાગિયા હોવાથી ગુણવંત સાથે પણ મારે સારો સંબંધ છે. તેમણે મને દિલ ખોલીને વાત ન કહી એટલે થોડું થોડું સમજાયું હતું ને તેં પૂરૂં કર્યું. યશવંત, હું નહોતો ધારતો કે તું આવો પાકીશ. મારો છોકરો ખૂની નીકળશે એમ જાણતો હોત તો દિકરા, હું ભગવાન પાસે વાંઝિયાપણું માગત. દિલગીર છું. આભ ફાટયું ત્યાં થીંગડું મારવા ક્યાં જાઉં? જે થઇ ગયું તે થઇ ગયું. દબાઈ ગયેલી વાત ઉપાડવાની જરૂર નથી પણ વિલાસ સાથે તને નહીં પરણવા દઉં. મારૂં કહ્યું નહીં માને તો યાદ રાખજે મિલ્કતમાંથી એક પાઇ પણ નહીં મળે ને તારે અહીંથી નીકળી જવું પડશે. હવે વિલાસ સાથે પરણવું હોય તો પરણ.”

યશવંતે જવાબ ન દીધો. તે નીચું જોઇ ઉભો રહ્યો.

“બોલ, શો જવાબ આપે છે?”

“પણ મેં વિલાસને વચન આપ્યું છે.”

“એને મારી પાસે બોલાવ. જરા સમજણ પાડું.” ક્રોધથી ડોસા બોલ્યા. પણ યશવંત ખસ્યો નહીં એટલે તે આગળ બોલ્યા, “જા.”

“લગ્નનો વિચાર માંડી વાળું છું.”

“તો-ઠીક. જઇને વિલાસને કહી દે.”

યશવંત ગયો. પુત્રને ખૂન કરવા જેટલો નીચ બનેલો જોઇ દુઃખી થયેલા ડોસા ‘હરિ! હરિ!’ કહી નિસાસા ઉપર નિસાસા નાખવા લાગ્યા. દુનિયામાં કેટલાં નીચ, સ્વાર્થી અને મિથ્યાભિમાની માણસો વસે છે તેના વિચારે મગજ ભરાઈ ગયું. વિલાસ કરતાં

યશવંતનો વાંક વધારે લાગ્યો. એક ભણેલી સ્ત્રી કોઈની સહાય વિના આટલું કરપીણુ કામ ન જ કરી શકે એવી માન્યતાએ વિલાસ ઉપર દયા ઉત્પન્ન કરી; પણ 'યશવંત તો લુચ્ચો છે, આંધળો છે, સ્વાર્થી છે. મદનરાયને મારતાં એને બહુ દુ:ખ ન થાય પણ વિલાસે શા માટે પતિને માર્યો ?' એવો પ્રશ્ન મગજમાં ઉઠયો.

---

## પ્રકરણ ૩૦ મું

## હડતાળ અને હુલ્લડ

અંતે હડતાલ પડી.

વિશ્વાસુ કામદારો પોતાના અને પોતાના પ્રતિનિધિના અપમાનનો બદલો લેવા કામધંધો અને પગાર છોડી હડતાળમાં દાખલ થયા. આખો દિવસ કામદારોનાં ઉશ્કેરાએલાં ટોળાં 'ગુર્જર કૉટન મિલ્સ' ના લાલ દરવાજા આગળ આંટા માર્યા કરતાં. કેટલાક તોફાની કામદારો પહેરેગીરની મશ્કરીઓ કરતા અને તેને ચિઢવવા બિભત્સ ગીત ગાતા. મિલના રસ્તાઓ ઉજ્જડ પડયા હતા. રોજ ગૌરવથી ચાલતાં મશીનો શાન્ત પડયાં હતાં અને પેલું કાળો ધૂમાડો કાઢતું, આકાશમાં ઉંચું ઉંચું વધેલું ભૂંગળું હડતાલનું ગમગીન દશ્ય લાચાર મુદ્રાએ જોઇ રહ્યું હોય તેમ એકલું અટુલું સ્થિર ઉભું હતું

આજે હડતાલનો ચોથો દિવસ હતો.

શેઠ મનમોહનદાસે જેને પગાર લઇ જવો હોય તેને લઇ જવો એવી નોટિસ લગાવી હતી પણ કોઇ પગાર લેવા ન ગયું. હડતાલનું રૂપ જોવા આજ સુધી શેઠ મનમોહનદાસે કશી હિલચાલી કરી નહોતી. સવારે વ્હીસલ થઈ છતાં એકત્ર થયેલા કામદારો કામે ન ચઢયા એટલે અર્ધો કલાક પછી આખી મિલ બંધ રાખવામાં આવી. ત્યારથી તે આજ સુધી એમને એમ ચાલતું આવ્યું હતું. આજે મામલો ગંભીર હતો.

ત્રિવિધ રંગી કપડાં પહેરી, વાળ અચ્છી તરેહથી હોળી, કપડાં ઉપર જુદી જુદી જગ્યાએ કાગળનાં, કપડાનાં કે સાચાં ફૂલ ચોંટાડી કેટલાક મજૂરો ઉશ્કેરાયેલે ચહેરે મિલની પાસે ફરતા હતા. રોજના કરતાં મોટી સંખ્યામાં ઉતરી આવતા મજૂરોને અને તેમના ઉશ્કેરાયેલા ચહેરા જોઈ શેઠ મનમોહનદાસને હુલ્લડની બીક લાગી. આજે

બન્યું હતું પણ તેવું. સવારથી મજૂરોનાં ટોળાં ફરતાં હતાં. કેટલાંક ટોળાં 'મિલને બાળી નાખો–આગ લગાડો,' 'પહેરેગીરોનો મારી નાખો' વગેરે પોકારો કરતાં હતાં. કેટલાક લોકો પહેરેગીરો સાથે તોફાન કરવા માગતા હતા. કઈ ક્ષણે તોફાન સળગી ઉઠશે તે કહી શકાય તેમ નહોતું.

ચાર થયા.

શાહીબાગ તરફથી એક મોટર આવી ને મિલના ઝાંપા આગળ ઉભી રહી. આજુબાજુ બેસી રહેલા કે ફરતા મજૂરો એકઠા થયા ને કોણ આવ્યું છે તથા શા માટે આવ્યું છે તે જાણવા ઉત્સુકતાથી જોઇ રહ્યા. મોટરમાંથી સુરેશ અને દીનેશ બહાર પડયા. મજૂરો તેમની ચારે બાજુ ફરી વળ્યા. કેટલાક તોફાની જુવાનિયા એક બીજાને ધક્કા મારવા લાગ્યા, સુરેશ–દીનેશની મશ્કરી કરવા લાગ્યા અને ગમે તેમ બોલવા લાગ્યા. હજી તો આ ધમાલ અટકી નહોતી ત્યાં તો શેઠ મનમોહનદાસનો કાગળ લઇ તેમનો એક માણસ મોટરમાં આવી પહોંચ્યો. તેણે દીનેશના હાથમાં કાગળ મૂકયો. દીનેશે વાંચી 'સારૂં' કહ્યું ને મોટર ઉપડી ગઇ.

મજૂરોમાં ગરબડાટ વ્યાપી ગયો. ધક્કા ઉપર ધક્કા આવવા લાગ્યા.

"જરા શાન્ત રહેશો?" દીનેશ મોટા અવાજે બોલ્યો.

–પણ એના શબ્દો સાંભળે તેવું કોઇ નહોતું. બે ત્રણ વખત બૂમો પાડી ત્યારે કંઇક શાન્તિ થઇ.

"નીચે બેસી જશો?"

"શું કામ છે?" એક અવાજ આવ્યો.

"મારે તમારી સાથે થોડી વાત કરવી છે."

"શેઠ તરફથી આવ્યા છો?"

"મને શેઠે મોકલ્યો નથી પણ તેમના તરફથી આવ્યો છું એમ કહીશ તોપણ તે ખોટું નહીં ગણાય." દીનેશે કહ્યું.

એક ભારે ઘસારા સાથે અને ભારે ગરબડાટ સાથે મજૂરો ગોળાકારમાં નીચે બેસી ગયા. પાછળ કેટલાક ઉભા રહ્યા તેમને પણ બેસાડી દેવામાં આવ્યા.

"હડતાલ કયારે ખોલી નાખશો?" દીનેશે પૂછ્યું.

"નહીં ખુલે—સમાધાન થશે ત્યારે–અમારો સંઘ કહેશે ત્યારે." આમ જુદી જુદી જગ્યાએથી જુદા જુદા અવાજ આવવા લાગ્યા.

"એક જણ બોલે તો સંભળાય ને સમજણ પડે. બધા એકી સાથે બોલો તો તમારૂં બોલેલું નકામું જાય ને કંઈ સંભળાય નહીં."

એક જણુ આગળ આવ્યોને બોલ્યો, "હું જવાબ દઇશ. પૂછો."

" હડતાલ ક્યારે ખુલશે ? "

" સમાધાન થશે ત્યારે. "

" શું સમાધાન જોઇએ ? "

" શેઠ અમારી અને અમારા પ્રમુખની માફી માગે. "

" માફી શા માટે માગે ? "

" એમણે અમારૂં અપમાન કર્યું છે. અમારા પ્રમુખને બંગલામાં પેસવા ન દીધા ને એમને ગાળો દીધી. "

" સમાધાન નહીં થાય તો ? "

" આ મિલ સળગાવી દઇશું–શહેરની બધી મિલોમાં હડતાલ પડાવીશું. " જુદા જુદા અવાજ આવવા લાગ્યા.

" મેં તમારા વિચાર જાણી લીધા. તમારે શું જોઇએ છીએ અને તે ન મળે તો શું કરશો તે જાણી લીધું. હવે હું કહું તે સાંભળશો ? ન ગમે તોપણ સાંભળશો ? " દીનેશે કહ્યું.

" કહો તો ખરા. "

" હું માનું છું કે તમને અવળે રસ્તે દોરવવામાં આવ્યા છે. કોઇ શેઠિયો અભિમાનથી તમારૂં અપમાન કરે તો સ્વમાનના રક્ષણ માટે લડવા તમને ઉશ્કેરૂં તેવો હું છું. મેં તમારા કેસની પૂરતી તપાસ કરી છે. એ ઉપરથી લાગે છે કે તમને જૂઠું કહી ઉશ્કેરવામાં આવ્યા છે. "

" એ ખોટું છે. " ચારે બાજુથી પુષ્કળ અવાજ આવ્યા.

" સાચું છે. તમે મને સાંભળવાનું વચન આપ્યું છે એટલે શાન્ત રહીને સાંભળવાની તમારી ફરજ છે. તમારા પ્રમુખ શેઠને મળવા ગયા હતા તે સાચું છે પણ તેમને અટકાવવામાં આવ્યા હતા તે ખોટું છે. તેઓ શેઠને મળ્યા હતા. તે વખતે શી વાત થઇ હતી તે આવતી કાલે છાપાં વહેંચવામાં આવશે તેમાં બરાબર લખાયેલી હશે. તે વાંચી જોજો ને શાન્તિથી વિચાર કરજો પણ અત્યારે એટલું કહી લઉં છું કે થયેલી વાતચીત તમારા સંબંધી કે તમારા સંઘ સંબંધી નહોતી; તો પછી તમને અને તમારા પ્રમુખને ગાળો દેવાની વાત બનેજ નહીં. આ સંબંધી શેઠનો કાગળ મને હમણાંજ મળ્યો છે અને તે તમને વાંચી સંભળાવવા જણાવ્યું છે. પરમ દિવસે આખા શહેરની મિલોમાં હડતાલ પડાવવી કે ન પડાવવી તે ઉપર વિચાર કરવા નદીની રેતીમાં બધા કામદારોની સભા બોલાવવામાં આવી છે તેમાંજ હાજર થવા હું ઇચ્છતો હતો પણ તમે બધા તોફાને

ચઢશો એવી ધાસ્તી ફેલાઇ હોવાથી તેમ નહીં કરવા સમજાવવા કે વિનંતિ કરવા આવ્યો છું. પરમ દિવસની સભા સુધી થોભો. પછીથી તમને ઠીક લાગે તો આ મિલ સળગાવી દેજો. કહેશો તો હું તમારી સાથે આવીશ ને મારે હાથેજ બોળિયું ચોંપીશ."

"અમે તોફાન નહીં કરીએ. થોભાશું." અવાજ આવ્યા.

"બહુ સારૂં. હવે હું શેઠનો કાગળ વાંચું છું."

એકદમ શાન્તિ છવાઇ ગઇ. સર્વની દૃષ્ટિ ઉત્સુકતાથી દીનેશ તરફ લંબાઇ ને આંખો ચળકવા લાગી. દીનેશે વાંચવા માંડયું:—

'મારા મજૂર ભાઈઓ,

દિલગીર છું કે તમને મારે માટે ખોટી વાતો કહેવામાં આવી છે. મેં ક્રોધાવેશમાં તમને ગાળો દીધી હોય તો માફી માગવા-મા નાનમ નથી માનતો. પહેલી ક્ષણેજ માફી માગી લઉં પણ કોઇ પોતાનો સ્વાર્થ સાધવા ખોટી વાતો ફેલાવે ને હું શી રીતે માફી માગું? તમે કોઇને ગાળ ન દીધી હોય છતાં માફીપત્ર માગવામાં આવે તો આપો ખરા? એવી સ્થિતિ મારી છે. અંદરની વાતો જણાવું અને પુરાવા બતાવું તો મને ખાતરી છે કે તમે એક કલાક હડતાલ ચાલુ ન રાખો; પણ કેટલાંક કારણોને લીધે તેમ કરી શકતો નથી. આ મિલ ઉપર તમારો રોટલો છે, આ મિલે તમને પગાર આપ્યો છે. તેને સળગાવી દીધે કે નુકસાન પહોંચાડે કંઇ ફાયદો નહી થાય. એટલે તમને તોફાન નહીં કરવા વિનંતી કરૂં છું.'

કાગળ વંચાઇ રહ્યો. મજૂરો વિચારમાં પડયા. કેટલાક શેઠનું સાચું માનવાનું કહેવા લાગ્યા ને કેટલાક 'આ બધી બનાવટ છે.' એમ બોલવા લાગ્યા.

દીનેશે કહ્યું, "તમને અમારા ઉપર વિશ્વાસ નથી પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મેં અને શેઠે કહેલું સાચું છે. બોલો, પ્રતિજ્ઞા ઉપર કહેવું સાચું માનો છો?"

"હા."

"તોફાન કરશો?"

"ના." આખા ટોળાએ જવાબ આપ્યો.

ત્યાં તો મજૂરોનું એક અતિ ઉશ્કેરાયેલું મોટું ટોળું પોકારો કરતું આવી પહોંચ્યું. તેમાંના કેટલાક દીનેશ અને સુરેશની આજુબાજુ ફરી વળ્યા ને કેટલાક મિલના દરવાજા તરફ આગળ વધ્યા. શાન્તિ જાળવવા મિલ આગળ દરરોજ ઉભા રહેલા છ સિપાઇઓમાંથી ત્રણ દીનેશ અને સુરેશને બચાવવામાં રોકાયા ને ત્રણ મિલ ઉપરનો

હલ્લો અટકાવવા પ્રયત્ન કરવા લાગ્યા. મિલના દરવાજા આગળના સિપાઇ ઉપર કોઇએ ધારિયાનો ઘા કર્યો ને મામલો વિફર્યો. દિનેશ અને સુરેશ ઉપર હલ્લો થવા લાગ્યો, પણ ત્યાં હતા તે મજૂરોએ તેમનું રક્ષણ કરવા માંડયું. થોડી વારમાં તો દરવાજો તૂટ્યો ને મિલમાં આગે દેખાવ દીધો. દીનેશ અને સુરેશે જાનને જોખમે તોફાન અટકાવવા મહેનત કરી પણ સફળ ન થઇ શકયા.

નવા આવેલા મજૂરો વહેંચાઇ ગયા. તેમણે મિલનાં પ્રવેશદ્વાર રોકી લીધાં. આગ વધુ ને વધુ ફેલાવા લાગી.

એવામાં વધુ પોલીસ આવી. તોફાની મજૂરોને વિખરાઇ જવા કહેવા લાગી પણ એ લોકો વિખરાયા નહીં ને તોફાન કરવા લાગ્યા. એક પોલિસનું ખૂન થયું. મામલો નાજુક બની ગયો. બીજી ક્ષણે બંદુકોના ભડાકા સંભળાયા પણ ખાલી ભડાકાની અસર નહીં થવાથી હવામાં ગોળીબાર કરવામાં આવ્યા. છતાં મામલો વધુ ને વધુ બગડતો ગયો એટલે છેવટે ગોળીબારનો હુકમ અપાયો.

મિલો બંધ થવાને પોણા કલાકની વાર હતી. પોલિસ અમલદારોને માથે ગંભીર જવાબદારી આવી પડી. મિલો છૂટતાં બહાર પડેલા મજૂરો તોફાને ચઢે તો મામલો અતિ ભયાનક રૂપ પકડે તેવો સંભવ જણાયો. આખું શહેર પોલિસની દોડધામથી અને 'ગુર્જર કોટન મિલ્સ' તરફ દોડતા આગ હોલવવાના લાલ બંબાઓની દોડાદોડથી ગાજી ઉઠયું. શહેરીઓનાં દિલ ઉંચાં થયાં. હવે શું થશે તેની ધડકતા દિલે બધાં રાહ જોવા લાગ્યાં.

દીનેશ મારતી મોટરે 'મજૂર સંઘ' ની ઓફિસે આવ્યો. મહેન્દ્ર, બાગમાં ખુરશી નંખાવી આરામથી પડયો પડયો સીગરેટ ફુંકી રહ્યો હતો.

દીનેશે મહેન્દ્ર પાસે જઈ કહ્યું, "એ નીરો, ઉઠ, રોમ સળગી રહ્યું છે."

"ફીકર નહીં. હજી તમારા જેવા સળગવાના બાકી છે.' શાન્તિથી મહેન્દ્રે જવાબ આપ્યો. એના મોં ઉપર નહોતી દિલગીરી કે નહોતી ચિંતા.

મહેન્દ્રની બેપરવાઇથી દીનેશ ક્રોધે ભરાયો. તે ધુરકીને કહેવા લાગ્યો "ઉઠ! મહેન્દ્ર ઉઠ! 'ગુર્જર કોટન' ને આગ લગાડવામાં આવી છે ને દરવાજા આગળ ગોળીબાર થયો છે. મિલો છૂટવાનો વખત થયો છે. મજૂરો છૂટતાં મામલો વિકટ થઈ જશે ને શહેરને માથે

ભયંકર આફતનાં વાદળાં ઉલટશે. ઉઠ, મજૂરો તારૂં કહેવું માનશે. તેમને શાન્ત કર."

"મજૂરો હમણાં શાન્ત નહીં થાય. તારા જેવાનું લોહી પી અને મનમોહનદાસ જેવા દ્રવ્યના લાલચુઓનું દ્રવ્ય લૂટયા પછીથી થશે."

"રહેવા દે–રહેવા દે, તારી નીચતા રહેવા દે."

"ચૂપ કર. અહીંથી ચાલ્યો જા."

"મહેન્દ્ર, આ પાપ શા માટે? એક દિવસ તારાં આ પાપ બોલશે ને તારે અંગે અંગે આગ પ્રગટાવશે. ઉઠ, હજી ઉઠ ને તારાથી થાય તે કર."

"તારા ડહાપણની મને જરૂર નથી."

મહેન્દ્રના જવાબો સાંભળી તેના તરફથી કંઇ થાય તેવું દીનેશને ન લાગ્યું. તે મોટરમાં ચઢી બેઠો કે તરતજ મોટર પોલિસ કમિશ્નરની ઓફિસ તરફ દોડવા લાગી.

દસેક મિનિટ પછી મહેન્દ્ર ઉઠયો. સંધની મોટરમાં બેઠો ને મોટર 'ગુર્જર કૉટન મિલ્સ' તરફ ચાલતી થઈ. ત્યાં જઇને તેણે જોયું તો ગોળીબાર બંધ પડયો હતો ને મિલ સળગી રહી હતી.

× × × ×

આખા શહેરમાં મજબુત પોલિસ બંદોબસ્ત થઇ ગયો તેથી વધુ તોફાન ન થયું. 'ગુર્જર કોટન મિલ્સ' આગળના ગોળીબારથી નવ માણસો મરાયાની અને મિલને આગથી આશરે રૂપિયા વીસ હજારનું નુકશાન થયાની વાત બીજે દિવસે આખા શહેરમાં થઇ રહી હતી.

## પ્રકરણ ૩૧ મું

### કરણીનાં ફળ

યશવંત લાચાર વદને વિલાસ પાસે આવ્યો. એ માણસ હતો ને દરેક માણસનામાં હોય છે તેવો ઇશ્વરી અંશ તેનામાં પણ હતો. પોતાના ઉપર વિશ્વાસ રાખી જગતમાં કોઇ ન વખાણે તેવું કાર્ય કરનાર વિલાસને વજ્રના ઘા જેવો નકાર સંભળાવવા જીવ નહોતો ચાલતો. એણે વિલાસની જીવન–નૌકાને તોફાની સાગરમાં વિકરાળ મોજાં ઉપર ઉછળતી જોઇ પણ દયા લાવવાનો વખત નહોતો. એક

બાજુ તે પોતે નિર્ણય ઉપર નહોતો આવ્યો ને બીજી બાજુ પિતાનું દબાણ હતું. વિલાસનું હૃદય તોડવા જવા પગ નહોતા ઉપડતા પણ નિરૂપાય! વિલાસ પાસે આવી ખુરશીમાં બેસી ગયો. શી રીતે વાત ઉપાડવી તેનો ધડકતા હૃદયે વિચાર કરવા લાગ્યો.

છેવટે અતિ ક્ષીણ થઇ ગયેલો હોય તેવા અવાજે યશવંતે કહ્યું, "વિલાસ, દિલગીર છું કે તારી સાથે લગ્ન નહીં કરી શકું."

વિલાસ ચમકી. માથા ઉપર તૂટી પડતા આકાશને જોતાં હબકે તેમ હબકી. આંખ ફાટી ગઇ, મોં પહોળું થઇ ગયું, સ્નાયુઓ શિથિલ થયા. "હેં! શું કહો છો?" આથી વધુ તેનાથી ન બોલાયું કે આટલું બોલાઇ ગયું.

"મને માફ કરજે."

"શાથી ના પાડો છો?"

"મને ઇચ્છા નથી."

"ઇચ્છા નથી? શું ઇચ્છા નથી?" કરૂણાભર્યા જુસ્સાથી વિલાસ કહેવા લાગી. પહેલાં તો ઇચ્છા હતી. હવે શાથી નથી?"

પિતાના દબાણને વશ થવું પડે છે તે કહેવા કે પોતાની નિર્બળતા જાહેર કરવા યશવંત તૈયાર નહોતો; એટલે પોતાને નિર્દોષ અને ભૂલ ન કરે તેવી બુદ્ધિ ધરાવતા હોવાનો ફાંકો રાખનાર માણસો કરે છે, તેમ પોતાની નિર્બળતા છૂપાવવા યશવંતે વિલાસનો વાંક કાઢ્યો.

"તારી સાથે લગ્ન કરી સુખી થઇ શકાય તેમ લાગતું નથી."

"શાથી?"

"તું ખૂની છે."

"ભૂલો છો. હું ખૂની નથી પણ તમે મને ખૂન કરવાની ફરજ પાડી છે."

"એ વાતો જવા દે ને મારો નિર્ણય જાણી જેમ કરવું હોય તેમ કર. કોઇ પણ રીતે હું તારી સાથે લગ્ન કરી શકું તેમ નથી. હવે મારે વિશ્વાસે ન રહેતી." યશવંતે નિષ્ઠુરતાથી કહ્યું.

"પણ આજ સુધી તમારે વિશ્વાસે રહી વાડી બેદાનમેદાન કરી નાખી તેનું શું?"

"તારાં કર્યાં તું ભોગવ."

"બરાબર છે. તમારે મોંએથીજ આ શબ્દો સાંભળવા મળે છે તે મારૂં મહદ્‌ભાગ્ય છે; પણ મારૂં શું થશે તેનો વિચાર કરો. લગ્ન કરવા તમે આપેલા વચન ઉપર વિશ્વાસ રાખી મારા પતિને

ઝેર દીધું. પાપી ઠરી, ગુનેગાર બની અને હવે જીવનને વહેતું મૂકી દેવાનો સમય આવે છે."

"તે સમજું છું."

"તો શા માટે ના કહો છો? શા માટે મને સંસારના તોફાની મહાસાગરમાં નિરાધાર છોડી દો છો?"

"એક જ જવાબ છે."

"અને તે ફરવાનો નથી?"

"ના."

"તો પછી શા માટે માથું પછાડવું? યશવંત, ભલે તમે તરછોડો. મદનરાયના મૃત્યુ પછીથી હું એવી તીવ્ર હૃદયવ્યથા અનુભવી રહી છું કે મારાં પાપોને બરાબર જોઇ શકું છું. જ્યાં સુધી એ પાપોનું પ્રાયશ્ચિત નહીં કરવામાં આવે ત્યાં સુધી, પાપોની ઉછળતી જવાળાએ પ્રગટાવેલો દાહ હોલાવાનો નથી. તમારી સાથે લગ્ન કરી એ ઉછળતી જ્વાળાઓને અદશ્ય રાખવા–દબાવવા ઇચ્છતી હતી પણ હવે તે આશા નાશ પામે છે. દુઃખો ભોગવવાનું આવે છે."

"તારી ઇચ્છા હોય તો કોર્ટની મદદથી મદનરાયની મિલકતમાંથી ભાગ પડાવીએ. હું ધારૂં છું કે આપણે સફળ થઇશું." યશવંતે કહ્યું.

"એની જરૂર નથી. જે થવાનું હોય તે થાઓ. ઇશ્વરના હાથમાં મને સોંપી દઉં છું અને તે એટલા માટે કે પાપોનું પ્રાયશ્ચિત તે ઇચ્છે તે રીતે કરાવે. પણ મને સંસારસાગરને તળીએ દબાવી દઈ તમે સુખી નહીં થઇ શકો."

"તું તારી વાત વિચાર."

"ભલે. સુખી થાઓ. તમારાં વહુને બોલાવશો?"

"શું કામ છે?"

"પતિ ઉપરના તેમના અધિકારમાં હું ભાગ નથી પડાવતી તે કહેવું છે."

"બોલાવું." કહી યશવંત ચાલ્યો ગયો ને થોડી વારમાં મધુરીને બોલાવી પાછો આવ્યો.

"બ્હેન." વિલાસ કહેવા લાગી. "તમારા અધિકારોમાં હું ભાગ નથી પડાવતી."

"તો તમારી મહેરબાની."

"મારી નહીં; તમારા પતિની. એમણે મને ના પાડી છે એટલે તમારે એમનો આભાર માનવાનો છે. તમારી રગેરગમાં વ્યાપી

ગયેલું પતિ તરફનું મમત્વ મારામાં જાગ્યું હોત તો બહેન, શરીરનાં અને મગજનાં-આત્માનાં દુ:ખોમાંથી બચી જાત. હવે હું તમારી પાસેથી આશીર્વાદની આશા રાખું છું."

"આશીર્વાદ આપવાનો મને અધિકાર નથી-મારામાં એટલી લાયકાત નથી. આ ઘરમાં આશીર્વાદ આપી શકે તેવા મારા સસરા છે. એ એકલા પવિત્ર છે. મારાથી ઘણાં પાપ થઇ ગયાં હશે એમ લાગે છે અને મારા કરતાંયે વધારે પાપી મારા પતિ છે; એટલે અમારા બેમાંથી કોઇને આશીર્વાદ આપવાનો અધિકાર નથી."

"તો ચાલો, તેમને વંદન કરીને જ ચાલી જાઉં."

"ઓચિંતી કયાં જશે?" યશવંતે પૂછ્યું.

"ઇશ્વર લઇ જશે ત્યાં."

"થોભ. થોડાક રૂપિયા આપું."

"નહીં. યશવંત, કંઇ ન જોઇએ. મારી પાસે કશું નથી તે સાચી વાત છે પણ મારે કશું નથી જોઇતું. આટલું સૌજન્ય બતાવવા બદલ ધન્યવાદ."

"તમારી પાસે કશું નથી તો પાંચ દસ રૂપિયા લેતાં જાઓ. મુંબઈ જેવા શહેરમાં પૈસાની જરૂર પડશે." મધુરીએ કહ્યું.

"મધુરી બહેન, તમારૂં કહેવું સાચું છે પણ જેમ મુશ્કેલીઓ વહેલી શરૂ થશે તેમ પ્રાયશ્ચિતનો અંત વહેલો આવશે. હવે ચાલો."

ત્રણે જણ યશવંતના પિતા પાસે આવ્યાં. વિલાસ તેમને પગે પડી ને ઉઠતાં ઉઠતાં બોલી, "પિતાજી, હું તમારા મિત્ર મદનરાયની પત્ની વિલાસ."

"મદનરાયનું ખૂન કરનાર ડાકણ."

"હા, ડાકણ. પિતાજી ખરૂં કહો છો. હું ડાકણથીયે ભયંકર છું."

"યશવંતના સહવાસે."

"ના. પહેલેથીજ હું એવી છું. તમે બધું જાણો છો એટલે કહેવામાં વાંધો નથી. વાંધો હોય તોપણ હવે મને તેની દરકાર નથી. ખૂન મારે હાથે થયું છે પણ ખૂની યશવંત છે. આજે તેમનો યે આભાર માનું છું કે એ સિવાય કરેલાં બીજાં પાપોનું પ્રાયશ્ચિત કરવાને માર્ગે મને વાળી છે. હવે આપને યોગ્ય લાગે તો આશીર્વાદ આપો કે ચાલતી થાઉં."

" ક્યાં જશો ? "

" નક્કી નથી. "

" તો બે દિવસ રહીને જજો. "

" ના. આશીર્વાદ આપો. "

" આશીર્વાદ છે. બેટા ! પાપોનું પ્રાયશ્ચિત કરી કંચન સમાં બનજો. "

" કેટલો સરસ આશીર્વાદ ? "

ફરીથી એક વખત યશવંતના પિતાને પગે લાગી, મધુરીને ભેટી અને યશવંત સામે જોઈ ડોકી નમાવી વિલાસ ચાલતી થઇ. પ્રાયશ્ચિતથી પૂનિત થતી જતી, કરણીનાં ફળ ભોગવતી એ સ્ત્રી ઉપર ડોસાની અમીઝરતી નજર વરસી રહી. હૃદયમાંથી સહાનુભૂતિ-અનુકંપાના ફૂવારા છૂટના રહ્યા ને તે દેખાતી બંધ થઇ.

## પ્રકરણ ૩૨ મું

### મહેન્દ્રપતન

આજે દવાખાનું ખુલ્લું મૂકાવાનું હતું એટલે દીનેશ, ઉર્મિલા, બકુલા, સુરેશ, ઉષા વગેરે ધમાલમાં પડી ગયાં હતાં. આ બધા કરતાં દુર્ગાપ્રસાદને માથે કામનો બોજો વિશેષ હતો. ત્રણ દિવસથી તેઓ ઝંપીને બેઠા નહોતા. મોટો સમારંભ કરવાનો હતો. દવાખાનાના મકાનને સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. આ બધા ઉપર દુર્ગાપ્રસાદને જાતે દેખરેખ રાખવાની હતી.

મંદ ગતિએ એક મોટર ઍલીસબ્રીજ ઉપરથી પસાર થતી હતી. પ્રભાત ખીલતું હતું ને સાબરમતીનાં શીતળ જળ ઉપર થઇ પસાર થતી પવનની મંદ મૃદુ લહરીઓ પ્રફુલ્લતા પ્રસરાવતી હતી. મોટરમાં દીનેશ અને સુરેશ હતા. આજે તેમને માથે કામનો બહુ બોજો હતો. સવારે દવાખાનું ખુલ્લું મૂકાવાનું હતું ને સાંજે નદીની રેતીમાં અમદાવાદના મિલમજૂરોની સભા હતી. દવાખાના સંબંધી કામનો બહુ બોજો તેમના ઉપર નહોતો પણ સભા માટે ખૂબ તૈયારીઓ કરવાની હતી. કેટલુંક છપાવવાનું અને વહેંચવાનું હતું. મળેલાં સાધનો ઉપરથી કેટલાક આંકડા તૈયાર કરવાના હતા અને એ બધાને માથે ચઢી જાય તેવું કામ તો મહેન્દ્ર સાથે લડી લેવાનું

હતું. આજે મહેન્દ્ર અને દીનેશ હારજીતના સોદા રમવાના હતા. આજે તેમના સ્થાનનો નિર્ણય થઇ જવાનો હતો. જે હારે તેના ઉપર હજારો મજૂરોના ક્રોધની આગ વરસવાની હતી. દીનેશને જીતની સંપૂર્ણ આશા હતી. તેણે અને સુરેશે વિધવિધ સાધનોદ્વારા મહેન્દ્રની વિરૂદ્ધના અનેક પૂરાવા મેળાવ્યા હતા. હવે સભા મળે તે પહેલાંજ બધા નહીં તો કેટલાક મજૂરો પોતાના પક્ષમાં આવે તેવી ચળવળ પત્રિકાઓદ્વારા કરવાની હતી.

મોટર ઍલીસબ્રીજ ઉપરથી પસાર થતી હતી તેવામાં પાછળથી લાલ રંગની એક મોટર ધસી આવી. એમાં એક માણુસ બેઠો હતો. જ્યારે લાલ મોટર મહેન્દ્રની મોટરની સાથે થઇ ગઇ ત્યારે તેમાં બેઠેલા માણુસે કંઇક હિલચાલ કરી અને શોફરે મોટરનો વેગ વધાર્યો. તરતજ મોટરનો નંબર અદૃશ્ય થઈ ગયો ને મોટર આગળ નીકળી ગઇ. એજ વખતે દીનેશ અને સુરેશ ઉપર આગલી મોટરમાંથી ગોળીઓ છૂટી. શાન્તિમાં પીસ્તોલના ધડાકાએ કારમી ભાત પાડી. બાજુઓએ ચાલતાં માણુસો ગભરાઇ ગયાં. દીનેશ અને સુરેશ કંઇક સમજી શકે તે પહેલાં તો લાલ મોટર દૂર નીકળી ગઇ. સુરેશ અને દીનેશ બંને ઘવાયા હતા. સુરેશના કાન ઉપર ગોળીનો છરકો થઇ ગયો હતો. દીનેશની ટચલી આંગળીનું ટેરવું છૂંદાઇ ગયું હતું. પીસ્તોલના ધડાકાથી ડયુટી ઉપરના સિપાઇઓ સાવધ થયા. સિપાઇએ નંબર વિનાની મોટર જોઇ. સીટી મારી પણુ તેને ન ગણુકારી લાલ મોટર ગૂજરાત કૉલેજ તરફ આગળ વધી પ્રિતમનગર તરફ અદૃશ્ય થઇ ગઇ. દીનેશ અને સુરેશ ઇસ્પિતાલમાં ગયા. ગોળીબારની ખબરથી મહોત્સવ ગ્લાનીભર્યો થયો. આપ્ત મંડળ અને મિત્રો દીનેશ–સુરેશની ખબર જોવા ગયાં. કામના ભારે બોજાથી પીડાતા શેઠ દુર્ગાપ્રસાદ પણુ ઇસ્પીતાલમાં જઇ આવ્યા.

છતાં દવાખાનું ખુલ્લુ મૂકવાની ક્રિયા વખતસર થઇ ગઈ.

ગોળી છોડનારને દીનેશ ઓળખી ગયો હતો. એ મહેન્દ્રનો ખાસ મદદનીશ વસંતરાવ હતો. જ્યારે પોલિસ તરફથી પૂછવામાં આવ્યું ત્યારે દીનેશે જણાવી દીધું કે આ કેસ પોલિસને સોંપવાનું અમે ઇચ્છતા નથી.

એ દિવસે દીનેશ તરફથી જુદી જુદી ચાર પત્રિકાઓ કાઢવામાં આવી તેમાં પોતાનો ઉદ્દેશ અને ચાલુ 'મજૂર સંઘ' રક્ષકને દાવે કેટલું ભક્ષણુ કરે છે તે બતાવવામાં આવ્યું હતું. 'ગુર્જર કૉટન મિલ્સ' આગળના ગોળીબારમાં અને મિલમાં આગ લાગી તેમાં

મહેન્દ્રનો કેટલો હાથ હતો તે પણ જણાવ્યું હતું. પત્રિકાઓની સુંદર અસર થઇ. મજૂરોની અર્ધી આંખ ઉઘડી ગઇ.

મહેન્દ્રે પણ ભારે તૈયારીઓ કરી હતી. મજૂરો પોતાના પક્ષમાં રહેશે તેમાં એને શંકા નહોતી છતાં મદદનીશો મારફત દરેક મિલમાં ચળવળ કરવામાં આવી હતી. સભામાં હાજરી આપવા અને જરૂર જણાય તો પોતાના પક્ષમાં ઉભા રહેવા મજૂરોની એક ખાસ ટોળી તૈયાર કરી હતી અને આગળ બેસવાની ગોઠવણ થઇ હતી. ઉપરાંત મારામારી થાય અગર પોતાના ઉપર હલ્લો કરવામાં આવે તો કામમાં આવે તેટલા માટે માણસો તૈયાર રાખ્યાં હતાં.

સભાનો વખત થવા આવ્યો.

ફાટયાં-તૂટયાં મેલાં કપડાંવાળા વૃદ્ધ અને વરણાગીઆ જુવાન મજૂરો નદીની રેતીમાં એકત્ર થવા લાગ્યા. એ લોકો ઉપરના એક દૃષ્ટિપાતથીજ તેમની ગરીબાઇ દેખાઇ આવતી હતી. ચિત્રવિચિત્ર ફાટેલાં, મેલાં ફાળિયાં, ચીંદરડીઓવાળાં કપડાં અને ગરીબાઇના પ્રદર્શનસમા જોડા એ બધું જોનારને એમ લાગ્યા સિવાય ન રહે કે આ લોકો પાસેથી એક પાઇ લેવી તે અને લીધેલી પાઇનો દુરૂપયોગ કરવો તે પાપ છે. એમનાં ઘર જોવામાં આવે તો આ સત્યનું વધારે ભાન થાય તેમ છે.

ધીમે ધીમે મજૂરોની સંખ્યા વધવા લાગી. તેમનામાંના ઘણા દીનેશને ઓળખતા નહોતા તોપણ તેની વાતો કરતા હતા. બહાર પડેલી પત્રિકાઓ ઉપર જાત જાતની ચર્ચા થતી હતી. કેટલાક સામાન્ય હડાતાલ પાડવાની જરૂર જોતા હતા તો કેટલાક 'ગુર્જર કૉટન મિલ્સ' સાથે ન્યાયી ઝગડો નહીં હોવાથી મિલની હડતાળ પણ બંધ કરવાની જરૂર સાબીત કરવા મથતા હતા. જ્યાં 'મજૂર સંઘ'ની બાબતમાં વાત થતી હતી ત્યાં વધારે ગંભીર વાતાવરણ હતું. એક પક્ષ એવો હતો જે એમ કહેતો હતો કે 'મહેન્દ્ર રૂપિયા ખાઇ જતો હોય તોપણ તે ક્ષમ્ય છે; કારણ કે તે કામ કરે છે.' બીજો પક્ષ એવો હતો જે એમ કહેતો હતો કે, 'કામના બદલામાં મહેન્દ્ર પગાર લે છે. પગાર ન લેતો હોય તોપણ ચોરી કરીને એક પાઇ પણ લઇ શકે નહીં.' જુવાનિયા મહેન્દ્ર સામે ઉશ્કેરાઈ ગયા હતા. દીનેશે પત્રિકાઓમાં જે કહ્યું હતું તે બધું સાચું નહોતા માનતા તોપણ દાળમાં કંઇક કાળું છે તે સ્વીકારતા હતા. એમ ન હોય તો આટલા ભારે આક્ષેપો ખુલ્લી રીતે કરવા છતાં મહેન્દ્ર શાન્ત ન રહે એવી તેમની માન્યતા હતી. વળી દીનેશ ઉપર સત્તારે

થયેલા ગોળીબારથી ઘણા મજૂરો સહાનુભૂતિ ધરાવતા થયા હતા. વાએ વાત પ્રસરાવી હતી કે મહેન્દ્રે દીનેશને મારી નાખી પોતાના ઉપર આવેલી આફત ટાળવા આ ષડ્યંત્ર રચ્યું હતું. એકંદરે સભામાં દીનેશ તરફ વધારે સહાનુભૂતિ હતી. સ્થળે સ્થળે મહેન્દ્રના માણસો હતાં અને તેઓ મહેન્દ્રની વકીલાત કરતા હતા. કોઇ જગ્યાએ સફળતા મળતી, કોઈ જગ્યાએ નિષ્ફળતા. છતાં બધાં મગજમાં શું થશે તે જાણવા જીજ્ઞાસુ હતા. એક જણ બીજાને પૂછતું ને બંને પોતપોતાનાં અનુમાનો કહેતા.

—એવામાં બંધુક અને લાઠીધારી પોલીસોની બે પાર્ટીઓ આવી પહોંચતાં વાતાવરણમાં તેજી આવી. મહેન્દ્રના પક્ષના માણસો આશ્ચર્યમૂઢ થયા, તોફાન કરવાને ઇરાદે આવેલાનાં મોં કાળાં પડી ગયાં. ઉભેલામાંના કેટલાક બીકને લીધે બેસી ગયા ને બેઠેલા ગુસ-પુસ ગુસપુસ વાતો કરવા લાગ્યા. પોલીસે સ્થાન લીધું. ત્રણ પોલિસ-મેન પ્લૅટફૉર્મ આગળ બેઠા, પાંચ–છ ફરતા રહ્યા ને બાકીના એક જગ્યાએ બેઠા.

થોડી વારમાં મહેન્દ્ર આવ્યો. તેના પક્ષના માણસોની અને તેનું જોઇને બીજાઓએ વગર સમજ્યે પાડેલી તાળીઓથી સભાસ્થાન ગાજી ઉઠયું. મહેન્દ્રે બેઠક લીધી. સભા બરાબર ગોઠવાઇ ગઇ. શાન્તિ છવાઇ. એવામાં દીનેશ અને સુરેશ આવી પહોંચ્યા. થોડીક તાળીઓ પડી તે સાથેજ ' બસ–બસ શાન્ત રહો ' વગેરે પોકારો થઇ રહ્યા. દીનેશ અને સુરેશ આગળ વધી વચ્ચેના કુંડળામાં બેઠા. શાન્તિ છવાઇ ગઈ.

સભાનું કામ ચાલુ થયું.

મહેન્દ્ર ઉભો થયો ને બોલ્યો:—

" ભાઈઓ,

" આજની સભા શા માટે બોલાવવામાં આવી છે તે તમે જાણો છો; પણ હમણાં કામ આગળ ચલાવવાની મને ઇચ્છા નથી કારણ કે તેમ કરતાં પહેલાં ઉભી થયેલી એક વિલક્ષણ પરિસ્થિતિ સંબંધી તમારા અભિપ્રાય લેવા માગું છું. તમે જાણો છો કે મારી અને સંઘની વિરૂદ્ધમાં દીનેશ નામના એક માણસે લડત ચાલુ કરી છે. આપણે જ્યારે કટોકટીના વખતમાંથી પસાર થઇએ છીએ, ' ગુર્જર કૉટન મિલ ' ની હડતાલથી ચિંતાતુર બન્યા છીએ ત્યારે આ ગંદી લડત ચલાવવામાં આવે છે. હું ધારૂં છું કે દીનેશ અહીં આવેલ છે. તેમણે મારી અને સંઘ વિરૂદ્ધની સીધી લડત માટે આ

સભાનું પ્લૅટફૉર્મ પસંદ કર્યું છે. હું તમને પૂછું છું કે તમે જે કામ હાથમાં લીધું છે તેનો વિજયી અંત લાવવો છે કે એક કામ અધૂરૂં રાખી બીજા કામમાં માથું મારવું છે? મારા મત પ્રમાણે તો 'ગુર્જર કૉટન' ની હડતાલને પાર ઉતાર્યા પછીથી જ બીજું કામ હાથમાં લેવું જોઇએ; પરંતુ દાનેશ અહીં આવેલ છે ને પોતાનું કામ કરવા માગે છે. હવે હું તમારો અભિપ્રાય માગું છું. તમે તેમને લડત શરૂ કરવાનો અભિપ્રાય આપવા માગો છો?"

'ના-ના' અને 'હા-હા' ના પોકારો પડયા ને તે ચાલુ રહ્યા. મહેન્દ્ર, દીનેશ અને સુરેશા ઉત્સુકતાથી આ બધું જોઇ રહ્યા.

મહેન્દ્રે એક જણને ઉભો કર્યો. તેણે જણાવ્યું કે, "જ્યારે આપણે એક પક્ષ સાથે લડી રહ્યા છીએ ત્યારે બીજી જગ્યાએ ધ્યાન આપવાથી ખરાબી થશે."

જવાબ આપવા દીનેશ ઉભો થયો ને બોલ્યો:—

"અહીં હાથમાં લીધેલું કામ પૂરૂં કરવા ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. એક કામ પૂરૂં થયા સિવાય બીજા કામનો આરંભ કરવાથી નિષ્ફળતા મળે છે તે વાત સાચી છે. પરંતુ અહીં તેવું નથી..........."

અત્રે મહેન્દ્રનાં માણસોએ ભારે ગરબડાટ મચાવ્યો. તેઓએ 'બેસી જાઓ-બેસી જાઓ' એવા પોકાર કરવા માંડયા. આ પોકારોના જવાબમાં 'બોલવા દો-બોલવા દો.' ના પોકાર થયા. કામ આગળ ન ચાલી શકે એવો મામલો ઉભો થયો. દીનેશ શાન્ત ઉભો રહ્યો. થોડી વારમાં 'બોલવા દો' ના પોકારે 'બેસી જાઓ' ના પોકાર દબાવી દીધા. જરા શાન્તિ થઇ. દીનેશે આગળ બોલવા માંડયું ને વળી પાછો ગરબડાટ ચાલુ થયો.

"હું તમારા મત લેવા માગું છું. મને બોલવા દેવા ન ઇચ્છતા હોય તે હાથ ઉંચો કરે." દીનેશે કહ્યું.

જવાબમાં કેટલાક હાથ ઉંચા થયા.

"હવે મને બોલવા દેવા ઇચ્છતા હોય તે હાથ ઉંચા કરે." દીનેશે આગળ કહ્યું.

જવાબમાં સેંકડો હાથ ઉંચા થયા.

"મોટો ભાગ મને બોલવા દેવા માગે છે એટલે વિરૂદ્ધ પક્ષે બહુમતિને માન આપવું જોઇએ અને બહુમતિએ શાન્તિ રાખવા યત્ન કરવો જોઇએ." કહી દીનેશે કહેવાનું હતું તે કહેવા માંડયું. "સામાન્ય હડતાલની વાત કરતાં પહેલાં 'ગુર્જર કૉટન મિલ્સ'ની હડતાલનો વિચાર કરવા જેવો છે. એ હડતાલ અન્યાયી ઠરે અને

તમને એમ સમજાય કે હડતાલ પાડવાની જરૂર નહોતી તો પછી સામાન્ય હડતાલનું પ્રયોજન નથી રહેતું. હવે તમે ઘોંઘાટ નહીં કરો એવી આશા રાખી 'ગુર્જર કૉટન મિલ્સ'ની હડતાલનો ઇતિહાસ કહી બતાવું; પણ તેમ કરતાં પહેલાં તોફાન કરવાનો નિશ્ચય કરી આવેલા માણસોને કહેવા દો કે તેઓનો ઇરાદો અમલમાં મૂકવા જેવો નથી. મને અગાઉથી ખબર મળી હતી કે તોફાન કરનાર ટોળી ઉભી કરવામાં આવી છે અને તે સભામાં છૂટી છવાઇ બેઠક લઇ મારી વિરૂદ્ધનું બોલશે.

"તમારા સંઘ વિરૂદ્ધ લડવાનું મને કારણ નથી, ઉલટું કેટલુંક જોખમ છે. તમે લોહીનું પાણી કરી મેળવેલ પૈસાના સદુપયોગ માટે જ જોખમ ઉઠાવી આ પ્લૅટફૉર્મ ઉપર ઉભું થવું પડયું છે. તમારે માટે લડવાનો નિર્ણય કર્યો ન હોત તો મારા અને મારા મિત્ર સુરેશના શરીર ઉપર જે પાટા દેખો છો તે દેખી ન શકાત. પરમ કૃપાળુ પરમાત્માની કૃપાએ જ અમે બચી જવા પામ્યા છીએ.

"હવે હું મૂળ વાત ઉપર આવું. 'ગુર્જર કૉટન મિલ્સ'ની હડતાલ તમારા કે તમારા પ્રમુખના અપમાન માટે નથી જ......"

"છે–છે" ના પોકારો ચાલુ થયા.

દીનેશ મોટા અવાજે બોલ્યો," શાન્ત રહો. છે કે નથી તે સાબીત કરી આપીશ. અમદાવાદના પોલિસ કમિશ્નરને પૂછો, સી. આઈ. ડી. ખાતાને પૂછો. તે તમને જણાવશે કે મજૂરોના જીવન માટે કોને વધારે દરકાર છે મને કે તમારા પ્રમુખને ? મિલ આગળ ગોળીબાર થયો ત્યારે હું મહેન્દ્ર પાસે દોડી ગયો હતો. તેઓ બેઠા બેઠા સીગારેટ ફૂંકતા હતા. મેં મજૂરોને શાન્ત રાખવા, શહેરને હુલ્લડથી બચાવવા અને નિર્દોષનું લોહી ન રેડાય તે માટે પ્રયત્ન કરવા તેમને વિનવ્યું તેનો જવાબ મળ્યો તે એટલો ખરાબ હતો કે અહીં જાહેર કરવા નથી ઇચ્છતો. 'ગુર્જર કૉટન મિલ્સ' માં હડતાળ શાથી પડી તે પત્રિકામાં જણાવ્યું છે છતાં જેને ખબર ન હોય તેને માટે કહેવાની જરૂર જોઉં છું."

દીનેશે મહેન્દ્રે શેઠ મનમોહનદાસને બંગલે જઇ કરેલી રૂા. ૨૦૦૦) ની માગણી માટે કહ્યું. એ સાંભળતાં મજૂરોમાં ઉશ્કેરણી ફેલાઇ. મહેન્દ્રનું મોં પણ લાલઘૂમ બની ગયું. પોલિસની હાજરી ન હોત તો આજે જરૂર દીનેશ ઉપર ભારે આફત આવત. શાન્તિ સ્થપાતાં દીનેશે આગળ બોલવા માંડયું:—

"સંઘ માટે તટસ્થ વ્યક્તિ કેવો અભિપ્રાય ધરાવે છે તે જોવા

માટે મિસિસ મેયરનો અભિપ્રાય જાણવા જેવો છે. હું તમને વાંચી સંભળાવું છું. અભિપ્રાયોની ચોપડીમાંથી એ અભિપ્રાયનું પાનું કાઢી નાખેલું જાઇ શકાશે. ઘણાઓના સરસ અભિપ્રાય છે પણ તમે જાણતા હશો કે ઘણા પ્રેક્ષકો હૃદયને છેતરીને જ લખે છે. સંસ્થાના સંચાલકોને પ્રોત્સાહન મળે તે માટે તેઓ સારું જ લખે છે ને સેવા-કાર્ય-સંસ્થા અટકે નહીં કે તેને માટે ખરાબ છાપ પડે નહીં તેટલા માટે જોયેલી-ત્રૂટીઓ તરફ ઉદારતા બતાવે છે. મિસિસ મેયર જેવાં કોઇકજ સાચો અભિપ્રાય જણાવે છે. સભ્યતાના આ જમાનામાં કોઇ પ્રેક્ષક એવી રીતે લખે તે માનવામાં પણ ઘણા આનાકાની કરે તેમ છે. તેમને ચોપડા બતાવવામાં નહોતા આવ્યા નહીં તો તેમનીજ સહીંથી કદાચ પૈસાના ગોટાળા બહાર પડત."

દીનેશે મિસિસ મેયરનો અભિપ્રાય વાંચી સંભળાવી આગળ ચલાવ્યું, "મેં છૂપી રીતે ચોપડાઓમાં થયેલી ચાલાકીની વાતો મેળવી છે. મુંબઇના 'મજૂર હિતેચ્છુ' પત્રના તંત્રીને લાંચના કેટલા રૂપિયા આપ્યા છે તે મેં પત્રિકામાં જણાવ્યું છે. એ રૂપિયા આપવાનો મહેન્દ્રને હક ન હોતો. તેમણે પોતે કેટલા રૂપિયા ઉચાપત કર્યા છે તે ચોપડાઓ કાળજીપૂર્વક જોયા સિવાય કહી શકતો નથી. છતાં એ રકમ ઘણી મોટી છે એમ કહેવામાં વાંધો નથી. આ તો રોકડા રૂપિયાની વાત છે. બીજી ઘણી રીતે ગરીબ મજૂરોના પૈસા વેડફી નાખવામાં આવ્યા છે અને આવે છે. સંઘની ઑફિસના મોટા પગાર મેળવનારા બધા મહેન્દ્રના મિત્રો છે. તેમણે લાંચ આપી મિલોમાં પણ કેટલાક માણસો રોકયા છે અને તમારા સંઘની મજૂરોની કમિટિ એવા માણસોની જ બનેલી છે. એ માણસોની ભૂતકાળની કારકિર્દી કહું તો તમને ઘૃણા થાય. તેઓ તોફાની છે એટલે કદાચ આ સ્થળે તોફાન થાય એટલે અહીં કંઈ બોલતો નથી. તેમને માટે યોગ્ય કાળે યોગ્ય થઇ જશેજ એટલે એ ગંદો ઇતિહાસ ઉઘાડવાની જરૂર નથી જોતો.

હવે વધુ આરોપો મૂકયે જવાની મને ઇચ્છા નથી. મહેન્દ્ર પોતાની ભૂલ જોઈ શકે તો સારું; છતાં કરેલા ગુના કબુલ નહીં કરે તો મારે હજી આગળ વધવું પડશે. હવે હું મહેન્દ્રને બોલવાની-તેમને જે કહેવાનું હોય તે કહેવાની વિનંતી કરું છું."

દીનેશ બેસી ગયો કે તરત મહેન્દ્ર ઉઠયો.

"બધા આરોપો દ્વેષને લીધે મૂકવામાં આવ્યા છે. એમાંનો એકે સાચો નથી. અમારા અંગત વેરને લીધે મારી આબરૂ બગાડવા અને મને પાયમાલ કરવા આ બધી ધમાલ કરવામાં આવી છે."

આ અને આવી જ જાતનું ઘણું ઘણું કહી મૂકેલા આરોપો સાબીત કરી આપવાનું આવાહન દઇ મહેન્દ્ર બેસી ગયો.

વળી દીનેશ ઉઠયો. તેણે શેઠ મનમોહનદાસે લીધેલ ફોટો રજુ કરી પ્રેક્ષકોને ખાતરી કરી આપી કહ્યું, "બીજા આક્ષેપો સાબીત કરવાનાં સાધનો મહેન્દ્રના પોતાના કબજામાં છે. મહેન્દ્ર ચોપડાઓ મારા હાથમાં મૂકે તો અગર તમે બધા તેમ કરવાની એમને ફરજ પાડો તો હું તૈયાર છું. બધી ગોઠવણુ થઇ ગઇ છે અને થોડાજ વખતમાં તમે અંદરના ગોટાળા જાણી શકશો.

હવે મારે તમને એકજ વિનંતી કરવાની છે. 'ગુર્જર કોટન મિલ્સ'ની હડતાલ અન્યાયી ઠરે છે એટલે તે મિલના કામદારોનો પક્ષ લઇ સામાન્ય હડતાલ પાડવાની જરૂર નથી. મિલ બળી ગઈ છે એટલે ચાલુ થઇ શકે તેમ નથી. ચાલુ થતાં એ મિલના કામદારો કામે ચઢી જશેજ એમાં મને શંકા નથી."

× × ×

મહેન્દ્ર બોલ્યો, એના પક્ષના માણુસો બોલ્યા; દીનેશ બોલ્યો, તેના પક્ષના માણુસો બોલ્યા. આમ સભા 'સભા' મટી જઈ શાળા કે મહાશાળાના ભાષણુ હૅાલ જેવી બની ગઈ. ઘણી વખત મામલો અતિશય નાજુક બની જતો. સખત ઉશ્કેરાટ ફેલાતો ને શાન્ત પડી જતો. ક્ષણે ક્ષણે તોફાનની બીક લાગતી; પણુ ઇશ્વર કૃપાથી તેવું કંઇ થયું નહીં. છેવટ એ આવ્યું કે એક કમિટિ નિમાઇને તેની સમક્ષજ 'મજૂર સંઘ'ની ઑફીસ ઉપર સીલ મારવામાં આવ્યું.

સભા પૂરી થઇ.

બીજે દિવસે સવારે અમદાવાદના વતનીઓને ખબર પડી કે મહેન્દ્ર અને તેના મિત્રો અમદાવાદ છોડી ચાલ્યા ગયા છે. ક્યાં ગયા છે તેની થોડાં માણુસો સિવાય કોઇને ખબર નહોતી અને જેમને ખબર હતી તેઓ કોઇને કહે તેમ નહોતું.

## પ્રકરણુ ૩૩ મું

## ટુંકી વાતો

વિલાસના કાગળે 'ગ્રીન કૅાટેજ'માં વસતી દરેક વ્યક્તિને દુઃખી કરી છે. બધાં વિલાસ તરફ સહાનુભૂતિ ધરાવવા સાથે તેને માટે ચિંતા કરી રહ્યાં છે. દિવસોથી વિલાસનો પત્ર નહોતો અને જ્યારે આવ્યો ત્યારે બધાંને દુઃખી કર્યાં. સૌના મોંમાંથી એક સરખા

શબ્દો નીકળતા. 'એણે આ શું કર્યું ? આમ નહોતું કરવું જોઇતું. ક્યાં હશે ! શું કરતી હશે !' અનેક જણના આ પ્રશ્નોનો જવાબ આપનાર કોઇ પણ નહોતું. બધાં અનુમાનો કરતાં ને એ અનુમાનો જુદી જુદી જાતનાં હતાં.

એ લાંબો પત્ર નીચે પ્રમાણે હતોઃ—

પૂજ્ય ભાઇ, ભાભી, બાળકો અને મિત્રો,

મારા તરફથી આશા તમે નહીં રાખી હોય એવો પત્ર વાંચતાં ચમકશો ને દુઃખી થશો. હું તે માટે ના પાડું તો પણ એ સ્વાભાવિક સ્થિતિ તમારાથી અટકાવી શકાવાની નથી અને તેટલા માટેજ પત્ર લખવાનો વિચાર માંડી વાળવાનું ઠીક લાગતું નથી.

મારા પતિ મદનરાયના મૃત્યુના સમાચાર મેં લખ્યા હતા, ત્યાર પછીના તેરમે દિવસે મુંબઇમાંથી બીજો પત્ર લખ્યો હતો અને ઘણે અંતરે આ ત્રીજો પત્ર લખું છું. બીજા પત્રમાં ખુશીના સમાચાર લખ્યા હતા પણ તે લખતી વખતે મારા અંતરમાં જે વેધક મંથન ચાલી રહ્યું હતું તે સંબંધી ઇશારો પણ નહોતો કર્યો. એ પત્ર પોસ્ટમાં નાખી તરત મેં મુંબઇ છોડયું છે અને આજ સુધી ત્યાં પગલું નથી પાડયું. અત્યારે હું ક્યાં છું તે જાણવા ઇચ્છશો પણ હું જણાવવા ઇચ્છતી નથી અને ખરૂં કહું તો મારે માટે ચોક્કસ સ્થળ પણ નથી. એક દિવસ અહીં તો બીજે દિવસે તહીંઃ આ પ્રમાણે ચાલે છે ને ચાલ્યા કરશે. ક્યાં સુધી ચાલ્યા કરશે તે નથી જાણતી, પરિણામ શું આવશે તે પણ નથી જાણતી. જાણું છું એટલું કે મારે આકાશમાં ભટકતા ધૂમકેતુની માફક ભટકવાનું છે. ભાવિ અનિશ્ચિત છે અને તે ઇશ્વરના હાથમાં છે. હું તો તેનું રમકડું છું; મેં મારૂં જીવન એના હાથમાં મૂકી દીધું છે. કાળ કે ઇશ્વર મારા જીવન સામે ક્રૂરમાં ક્રૂર રમત રમવા માગતા હોય તો તે પણ સ્વીકારી લેવા તૈયાર છું.

તમે પૂછશો, 'શા માટે ?'

જવાબ આપું ? એ જવાબ તમારા અંતરને વલોવી નહીં નાખે ? મારા પ્રત્યે તિરસ્કાર નહીં જન્માવે ? હું માનું છું કે તેમ થશે પરંતુ તેની દરકાર નથી. મારાં કાર્યો એવાં હોય જે જગતજનના તિરસ્કારને જ પાત્ર હોય તો પછી કોનો વાંક ! એવાં કાર્યોને હૃદયમાં દબાવી રાખવાથી ગુપ્તતા નથી જળવાતી કે નથી આત્મસંતોષ પ્રાપ્ત કરી શકાતો. તો પછી શા માટે એ ચિંતા અને ધમાલ વહોરવાં ? આ વિચારોને પરિણામે એક જોખમકારક વાત તમારા આગળ મૂકું છું. હું જાણું છું કે આ પૂરાવાને આધારે કાયદો મને

ચગદી નાખી શકે તેમ છે પણ મેં તો મૃત્યુની ઉપાસના કરવા માંડી છે ત્યાં કાયદાની બીક શાની હોય ? કાયદો બહુમાં બહુ મને મારી નાખી શકે. એમ થાય તોપણ શું ? એ વાત જાણતાં તમને દુઃખ થશે પણ દિલગીર છું કે દેવોના ટોળામાં રાક્ષસ ભરાઇ જાય તો દેવોને પણ થોડું ઘણું સહન કરવું પડે છે. પૂર્વ જન્મના કોઇ સત્કાર્યને પરિણામે તમારા જેવાં પવિત્ર સંબંધીઓ વચ્ચે હું આવી પડી; હું પોતે ખરાબ નીવડતાં તમારે સહન કરવું પડે તે નથી ગમતું પણ ઈશ્વરે કર્યું તેમાં આપણામાંથી કોઇ શું કરી શકે ? દિલગીર થશો પણ શાપ ન વરસાવશો, દયા રાખજો.

હવે ચમકવા માટે તૈયાર થાઓ. જે વાતને છૂપી રાખવા બહુ પ્રયત્નો કર્યા છે અને અધિકારી વર્ગથી છૂપી રહી છે તે વાત મારે હાથે અહીં અક્ષરોનું રૂપ પકડે છે. મદનરાય સ્વાભાવિક મૃત્યુ નથી પામ્યા પણ મેં તેમનું ખૂન કર્યું છે–મારા પોતાના હાથે ઝેરની પ્યાલી પીવા માટે એમને આપી છે. તમે આ વાત માનવા તૈયાર ન હો તે સમજાય તેવું છે. એક ભણેલી સ્ત્રી આટલું ઘાતકી અને નીચ કામ કરે તે માનવા કોઇ તૈયાર ન થાય પણ સત્ય કોઇના હૃદય ઉપર આધાર રાખતું નથી. તમે કે જગત માનો યા ન માનો; મેં ખૂન કર્યું છે તે સાચું જ છે.

ન માનશો મેં આ ખૂન હસતે ચહેરે કર્યું છે. તે વખતે મારા અંતરમાં જે આગ લાગી હતી, જે વેદના ઉછળી હતી તે હું જાણું છું પણ એક લાલચે મને કુતરાની માફક નચાવી હતી. અપાર વેદના થતી હોવા છતાં એ લાલચને લીધે આગળ વધી હતી. છેવટે તો હું દગાનો ભોગ થઇ પડી. એક શ્રીમંત યુવકે મદનરાયના મૃત્યુ બાદ મારી સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું. સુખ અને વિલાસ માટે ઝંખી રહેલી આ રાક્ષસીએ મદનરાયનું મૃત્યુ નજીક આણ્યું. પછીથી તો એ યુવક ફરી ગયો. એણે લગ્ન કરવા ના પાડી. હું તેનેજ લાયક હતી. પાપ કર્યા પછી તેનાં પરિણામ મનગમતાં આવતાં હોય તો પાપથી કોણ ડરે ? બધા પાપ ન કરે ? પણ ઇશ્વરને ઘેર ન્યાય છે. આ બનાવ અસરકારક છે. એક માણસ કંઇક આશાએ પોતાનું બધું ફેંકી દઇ ભિખારી અને અસહાય બની જાય ત્યાર પછી આશા નિરાશામાં પલટાઇ જાય તો એની શી દશા થાય ? મારે માટે એવું થયું પણ મને બહુ વેદના ન થઇ; કારણ કે મદનરાયને–મારા પતિને મારી નાખ્યા પછી હૃદયમાં વેદનાનો દાવાનળ સળગી રહેલો જ હતો ત્યાં એ નાનકડી ચિનગારીનો શો હિસાબ ?

વિલાસમાં આનંદ માનનારાં વિલાસ માટે તરફડિયાં મારે છે પણ ખરો આનંદ ઉપભોગમાં નથી. જે લગ્ન સંબંધનો ઉપયોગ

વિલાસ માટે કરે છે તે તો એક એવી સખત થાપોટ ખાય છે, જેની નિશાની મૃત્યુકાળ સુધી રહે છે. હું એ નહોતી સમજી શકી ને સાંસારિક સુખોના ઉપભોગની લાલસા માટે વિહ્‌વળ બની, લગ્ન સંબંધને એ લાલસા તૃપ્ત કરનાર માનતી હતી. હવે સમજી શકું છું કે લગ્ન-સંબંધમાં વિલાસને સ્થાન હશે, પણ વિલાસ માટે લગ્નસંબંધ નથી.

લગ્ન પછીના જીવનમાં સ્વેચ્છાચાર નથી નભી શકતો. પુરૂષને માટે કે સ્ત્રીને માટે. જે સ્વેચ્છાચાર સેવે છે તે દુઃખી થાય છે. લગ્ન પછીનું જીવન તપનું જીવન છે—આત્મભોગનું જીવન છે. ડગલેને પગલે આત્મભોગ, ડગલે ને પગલે તપશ્ચર્યા. જે માર્ગ ચૂકે છે તે દુઃખની ઉંડી ખાઇમાં ગબડી પડે છે. સ્ત્રીને માથે આ જોખમ વધારે છે. તે સેવાની મૂર્તિ છે, ઇશ્વરે તેને સેવાનો પરમ લહાવો લેવા યોગ્ય બનાવી છે. એના કલાભર્યા સુખદ હસ્ત પોતાના ઘરનાં આબાલ–વૃદ્ધ ઉપર નિરંતર અમી વરસાવતા રહેવા જોઇએ. ઉજળું દેખાય તે બધું દૂધ નથી. બહારથી સુખી અને સંતોષી દેખાતા ઘણાએ અંદરખાનેથી દુઃખી અને અસંતોષી હોય છે. તેમની સ્ત્રીએ તેમને નહીં સાચવી લે તો કોણ સાચવશે ? પુરૂષને ગૃહસંસારની અનેક ઉપાધિએ હોય છે. એ ઉપાધિઓમાંથી પુરૂષને હળવો કરવા માટે લગ્નસંબંધ છે. આ બધામાં સ્ત્રીને ભોગ આપવો પડે છે. આ મને આજે સૂઝે છે. પહેલાં સૂઝયું હોત તો અત્યારે જુદી સ્થિતિમાં હોત. હું વિલાસ માટે ઝંખતી હતી તેથી મારે માટે બીજાં શું કરી રહ્યાં છે, કેટલું વેઠી રહ્યાં છે તે સ્વાર્થાંધ થઇ નહોતી વિચારતી. અને એ દશામાંજ મેં મારા પતિનું ખૂન કર્યું.

આજે એ બદલ પસ્તાઉં છું. અંતરમાં વેદનાના ભડકા નિરંતર ઉછળ્યા કરે છે. ઝેર આપતી વખતની મારી દશા, ઝેર છે એમ જાણતા હોવા છતાં તે પી જનાર મદનરાયનો જીવન તરફનો કંટાળો, મરતી વખતે પણ પોતાના ખૂની તરફ બતાવેલી ઉદારતા અને છેવટે મૃત્યુ સમયની તેમની કરૂણ હાલત, આ બધું આજે મારા મહાન ખજાનાસમું બની ગયું છે. એ લાચાર મોં, એ વેદનાગ્રસ્ત આંખો અને એ તૂટતા હૃદયના સૂચક શબ્દો મારા સ્મરણપટ ઉપર તરવરે છે ને ભાભી, વેદનાના કોઇ પ્રચંડ પૂરમાં મને ધકેલી દે છે. હું ડુબું છું ને બહાર આવું છું. આમને આમ ચાલ્યા કરે છે અને હવે એજ સ્થિતિમાં મરવાનો નિર્ણય કર્યો છે.

મદનરાયે વીલ કરીને મને કમબખ્તીમાં મૂકી દીધી છે, એકદમ નિર્ધનતાના જંગલમાં છોડી મૂકી છે, પણ તેમાં તેમનો વાંક નથી દેખાતો. હા, એમણે મારા જીવન માટે જેટલી કાળજી રાખી તેટલી

સ્થિતિ માટે રાખી હોત તો...તો...પણ આજે એ વિચારો છોડી દેવાના છે. મેં આર્થિક સુખો તજી દીધાં છે. એમ ન કહેશો કે કશું નહોતું એટલે નિરૂપાયે તેમ કરવું પડયું છે. ધાર્યું હોત તો તમારે આશરે આવત. ગમે તેવી છું છતાં તમારી પાસેથી કંઇક મેળવી શકત ને જીવનને સામાન્ય આર્થિક સ્થિતિ ધરાવતા સંસારીના જેવું બનાવી શકત. ધારૂં તો હજીયે નોકરી મેળવી શકું તેમ છું પણ ના ! મારે હવે તેવું નથી કરવું. હવે તો પાપનું પ્રાયશ્ચિત કરવું છે. તેથીજ એક પાઇ વગર, કાલે ખાવાનું મળશે કે નહીં તેની ચિંતા સિવાય ભટકું છું. અનેક લાલચો અને મુશ્કેલીઓ આવે છે, પણ તેમના ઉપર વિજય મેળવવાનો સંકલ્પ કર્યો છે. તમારૂં હૃદય પીગળે ને મને બચાવવા પ્રયત્ન કરો તે નહીં ઇચ્છતી હોવાથી હું ક્યાં છું તે તમારાથી ગુપ્ત રાખું છું. હું ડૂબતી નથી; પશ્ચાતાપ કરી અને પરિણામ ભોગવી તરૂં છું. મારે માટે કોઇ દુઃખી ન થશો, કોઈ ચિંતા ન કરશો. વિકટ વર્તમાન પછીના ભાવિના ગર્ભમાં શું શું છે તે જોવા દો. અશ્રુભરી આંખો જોઇશ કે આનંદથી ચળકતી આંખે જોઇશ. તમે તેની ફીકર ન કરશો. મહેન્દ્ર સાથે છૂટાછેડા કર્યા પછી જન્મેલા સદ્દવિચારો ઉડી ગયા હતા, હવે મદનરાયના મૃત્યુ પછી પણ તેવું થયું છે; પરંતુ હું માનું છું કે આ સદ્દવિચારોનો નાશ નહીં થાય અને હું કોઈ નવુંજ જીવન જોઇશ. એ જીવનમાં જગત્ જેને સુખ ગણે છે તે કદાચ નહીં હોય ને દુઃખ ગણે છે તે હશે; પણ એ દુઃખ મારે મન સુખ હશે. અત્યારના વિચારો સ્થિર રહેશે એમ હું એટલા ઉપરથી માનું છું કે મહેન્દ્રથી છૂટા પડયા પછીના વિચારો દુઃખને પરિણામે જન્મ્યા હતા; આ વિચારો પશ્ચાતાપમાંથી જન્મ્યા છે. પાપનું પ્રાયશ્ચિત કરવાનું તો મેં સ્વીકાર્યું છે ને એ દિશાએ ઝંપલાવ્યું છે એટલે કશી ફીકર નથી. આજે મારૂં મોંઘું ધન એ સદ્દવિચારો છે ને તેમને જાળવીશ —જાળવવા માટે કાયાની પણ કુરબાની કરીશ.

પત્ર બહુ લાંબો થઇ ગયો છે. વાંચતાં વાંચતાં તમને કંટાળો પણ આવતો હશે એટલે હવે બંધ કરૂં છું. મારા પત્રની હવે આશા ન રાખશો. વિશાળ સંસાર–સાગરનાં ઉંડા જળમાં ડૂબકી મારી અદ્દશ્ય થઇ જાઉં છું. પ્રભુ તમને સુખી રાખે એજ અભિલાષા.

લી० તમારી

**વિલાસ.**

**તા. ક.**—દીનેશને કહેજો કે વિલાસ તમને વારંવાર યાદ કરે છે. એમને મારા વંદન કહેજો.

× × × ×

મહેન્દ્ર અને તેના કેટલાક સાગરીતો અમદાવાદમાંથી નાસી ગયા પછી મજૂરોએ નીમેલી કમિટીએ ચોપડા વગેરેની તપાસ કરી તો મહેન્દ્રે પાંચેક હજાર જેટલા રૂપિયા ઉચાપત કરેલા જણાયા હતા તે ઉપરાંત મોટી રકમનો ગેરવહિવટ કર્યો હતો. એ બધા રૂપિયા મેળવવા કમિટીએ કેસ કર્યો ને પોલિસે મહેન્દ્રને ભાલીગાર આગળથી પકડયો. એના લગભગ બધા સાગરીતો ઉપર પોલીસે ચોરી, છેતરપીંડી વગેરે આરોપો મૂકી ધરપકડ કરી. કેસ ચાલ્યા અને તેને પરિણામે બધા આજે જેલની હવા ખાય છે.

× × × ×

દીનેશ મહેન્દ્ર ઉપરના કેસમાં ખૂબ રોકાયેલો હતો. કેસ પૂરો થતાં તે ઉર્મિલા, સુરેશ અને ઉષા ગામડાંની મુલાકાતે નીકળ્યાં. કેટલાંયે ગામડાં ફર્યાં ને દુઃખી ગામડિયાંની મુલાકાત લઇ તથા તેમનો સહવાસ સેવી, ગ્રામ્યજનોનાં જીવનનો બારીક અભ્યાસ કર્યો. દીનેશનો ગામડાં માટે આવો અભિપ્રાય હતોઃ—

“ કવિઓ ગામડાંમાં કાવ્ય જુએ છે. અલબત, ગામડાંમાં કાવ્ય છે પણ કરૂણ. શહેરમાં વસનારાઓને ગામડું આલ્હાદક લાગે છે, પરંતુ જ્યારે ગ્રામ્યજનતાના પરિચયમાં આવીએ છીએ ત્યારે આનંદને બદલે શોક થાય છે, પ્રકૃતિનું ભવ્ય ગીત સાંભળવાને બદલે અંતરમાંથી ઉના ઉના નિસાસા નીકળે છે. ગામડાંની ભાગોળે વિસ્તરેલી વૃક્ષકુંજો, તંદુરસ્તી વધારનાર ચોખ્ખી હવા, નદી, ઝરણાં કે કુવાનાં અમૃત-મીઠડાં જળ, ક્ષણે ક્ષણે થતા કુદરતના મનોરમ વેશપલટાઃ એ બધું જોવા માટે કે તેનો ઉપભોગ કરવા માટે ગ્રામવાસીઓને નથી ફુરસદ, નથી રસિકતા કે નથી ભક્તિ. ઉઘડતા પ્રભાતે રમ્યતા રેલાવતા ઘંટીઓના નાદની તેમને દરકાર નથી પણ એ ઘંટીથી દળવાના દાણાની દરકાર છે; ચળકતાં બેઢાં લઇ પાણી ભરવા જતી પનિહારીના કલામય અંગમરોડની કે ઉપસ્થિત થતા રમ્ય દૃશ્યની તેમને તાલાવેલી નથી પણ પાણીની છે. શહેરવાસીને ગામડાની કુદરત ગમે તે કહેતી હોય પણ ગામડાના વાસીને કહે છે, “ ઓ પામર પ્રાણી, તું જીવનભર અણુઘડ રહે, આદર્શો સેવી જીવનને ઉન્નત કરવાના કોડ વિહોણો રહે, કેવળ પૈસાની એટલે કે પેટ ભરવાની ધમાલમાં ડૂબેલો રહે ને તનતોડ મહેનત કરવા છતાં, અર્ધાભૂખ્યા પેટે, પાષણવત્ જીવનનાં અને ઉપવાસની વેદનાનાં કરૂણ ગીત ગાયા કર.”

ગામડામાંના શ્રમજીવી લોકોમાંના ઘણાને પેટ ભરીને ખાવાનું નથી

મળતું, પહેરવા માટે સ્વચ્છ અને સારાં કપડાં નથી મળતાં, રે! પીવા માટે પાણી નથી મળતું. જરા અકસ્માત થતાં દાણાની અને કપડાંની ભીખ માગવી પડે છે, કુવા ગળાવવા શ્રીમંતો આગળ રાડ પાડવી પડે છે. એક સિપાઇ સો ગામડિયાને [illegible]રાવે છે, એક મુખી આખા [illegible]બાપ છે, એક વાણિયો પાંચ–દસ ગામોને મુઠીમાં રાખે છે. ઠેરઠેર મિથ્યા ખુમારીમાંથી પ્રગટેલો આંતરકલહ દેખાય છે. એકંદર ગામડાં અજ્ઞાન, દુઃખ અને પરવશતાના અંધકારમાં ડૂબેલાં છે. ગામડિયાનાં હૈયાનાં દ્વાર ઝટ ઉઘડી જાય છે, તેમનામાં ઉદારતા અને દયા છે પણ તે પ્રપંચો અને ગરીબાઇને લીધે દબાઇ જાય છે. ગામડિયાંનાં દુઃખોનો પાર નથી. તેઓ અનેક જણના ઓશિયાળા છે, શહેરીઓ માટે દ્રવ્ય ઉત્પન્ન કરનારા બિચારા મજૂરો છે."

ગામડાંના અનુભવ પછી દીનેશ અને ઉર્મિલાએ દવાખાના માટે આપેલા રૂપિયા જતાં બાકી રહેલી મિલ્કત ગ્રામ સુધારણા અર્થે વાપરવાનું નક્કી કર્યું હતું અને તેમાં સુરેશ તથા ઉષાએ સંપૂર્ણ ભાગ લેવાનું કબુલ્યું હતું.

મહેન્દ્રના ગયા પછી 'મજૂર સંઘ' અસ્તવ્યસ્ત થઇ ગયો હતો. મજૂરોમાં અસંતોષ અને અવિશ્વાસ વ્યાપી જવાથી નવો સંઘ શરૂ કરવા તૈયાર નહોતા. દીનેશે ઘણુંયે કર્યું પણ લાંબા સમય સુધી તે નિરર્થક નીવડયું. જ્યારે અવિશ્વાસ દૂર થયો ત્યારે દીનેશ સંઘ સ્થાપવા તૈયાર થયોને બીજો સારો માણસ ન મળે ત્યાં સુધી સુરેશને સંઘ અર્થેજ રહેવા દેવા કબુલ થયો; પણ એવામાં મહાત્માજીની પ્રેરણાથી અમદાવાદમાં 'મજૂર મહાજન' નામની આદર્શ સંસ્થા સ્થપાવાની તૈયારીઓ થતી જણાયાથી અને દીનેશે તથા સુરેશે બીજા કાર્ય માટે જીંદગી આપેલી હોવાથી મજૂરોની સંસ્થા ઉભી કરવાનો પોતાનો વિચાર જતો કર્યો.

આ વખતે પણ દીનેશનું નદી પારનું દવાખાનું સારા હિંદના દરદીઓના આશીર્વાદ પ્રાપ્ત કરી રહ્યું હતું ને આજે પણ સારી રીતે ચાલે છે.

ગામડાંની સુધારણા માટે સાધનો જોઇ એક તાલુકો નક્કી કરવામાં આવ્યો હતો. પ્રાથમિક તૈયારીઓ વખતે મળતા વખતનો લાભ લઇ ઉર્મિલાએ અમદાવાદમાં સમાજ સેવા માટે એક મંડળ સ્થાપ્યું હતું અને તેની મદદથી ગામડાંમાં કામ કરવા ઘણા સ્ત્રી–પુરૂષો મેળવ્યાં હતાં.

ઉષા અને સુરેશની 'ખાનગી વાત' હવે ખાનગી નહોતી રહી. તેઓ પતિ–પત્નીનાજ સંબંધના વર્તુળમાં રહેવા કરતાં કોઇ વિશાળ વર્તુલમાં રહેવાની ઇચ્છા ધરાવતાં થયાં હતાં એટલે દીનેશની માગણીથી તેની સાથે રહેવા તૈયાર થયાં હતાં.

એક દિવસ આખું મંડળ ગામડાંમાં કામ કરવા અનજાણ્યા નીકળી ચૂક્યું ને સેવાની સરિતા વહાવી ફળદ્રુપ ભૂમિ તૈયાર કરવા લાગ્યું. દીનેશ–ઉર્મિલા અને ઉષા–સુરેશની જોડીઓએ ગામડામાં કરેલું કામ જણાવવા માટે, એક આખું પુસ્તક જોઇએ.

દીનેશ–ઉર્મિલા અને મંડળે ગામડાંમાં કામ શરૂ કર્યા પછી વર્તમાન પત્રોમાં એક જાહેર ખબર વાંચવામાં આવી હતી અને તે આ પ્રમાણે હતી.

" વિલાસ બહેન,

તમે જીવનને અમારાથી અજાણ્યા પ્રવાહમાં વહેતું મૂક્યું છે તે જાણીએ છીએ પણ એ પ્રવાહ કઈ જાતનો છે તે નથી જાણતાં. તમે સેવાના કાર્યમાં પડયાં હોતો કહેવાનું નથી રહેતું. આમ હોય તો અમે તમારા સમાચાર મેળવી શકીએ પણ તેમ નથી થયું તે ઉપરથી લાગે છે કે અત્યારનું તમારૂં જીવન રણની ભિત્તરમાં વહેતા જલ પ્રવાહ જેવું છે. આવું જ હોય તો જીવનને નકામું ન કરવા વિનંતી છે. એક માણુસ સેવાના ક્ષેત્રમાં કેટલું કરી શકે છે તે તમે કલ્પી શકશો. અમે અત્યારે સેવાભાવિ માણુસો માટે ઝંખીએ છીએ. ઇચ્છા અને અનુકુળતા હોય તો અમને આવી મળવા આમંત્રણ આપીએ છીએ.

લી.

ઉર્મિલા,

બહોળો ફેલાવો પામેલાં પત્રોમાં આ ખબર છપાયેલી હોવા છતાં વિલાસ પોતે હાજર નહોતી થઈ કે તેનો પત્ર પણ નહોતો આવ્યો. તે કયાં છે અને શું કરે છે તે કોઇ નહોતું જાણતું.



